# ગુજરાતી શૈલી

## તથા

# લેખન પદ્ધતિ.

કર્તા

શાપુરજી કાવસજી હોડીવાળા, બી. એ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**પારસી લેખક મંડળ.**

મુંબઈ.

૧૯૨૨

# ગુજરાતી શૈલી

## તથા

# લેખન પદ્ધતિ.

કર્તા

શાપુરજી કાવશજી હોડીવાળા, બી. એ.

છપાવી પ્રગટ કરનાર:

પારસી લેખક મંડળ.

મુંબાઈ.

૧૯૨૨.

# પ્રસ્તાવના.

સને ૧૯૧૯ ના સાલમાં શેઠ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી, એમ. એ., એલ. એલ. બી. એ "ગુજરાતી શૈલી" ઉપર એક નિબંધ લખાવવા માટે આ મંડળને રૂ. ૧૫૦) ની રકમ આપવા ખાહેશ દેખાડી હતી. આ માગણી ઉપકાર સાથે બહાલ રાખી એ નિબંધ માગવા કાજે ખબર નીચે પ્રમાણે જાહેર કરવામાં આવી હતી :—

"એક પારસી ગૃહસ્થે ગુજરાતી શૈલી ઉપર એક નિબંધ લખાવવા માટે પારસી લેખક મંડળની કારોબાર મંડળીને રૂ. ૧૫૦) ની રકમ આપવા ખાએશ દેખાડી છે. એ માગણી ઉપકાર સાથે બહાલ રાખી મંડળના ફંડમાંથી તેટલીજ રકમ ઉમેરી ઇનામની રકમ રૂ. ૩૦૦) ની કરવામાં આવી છે. પારસી લેખક મંડળની કારોબાર મંડળી તરફથી "શૈલી" (Style) ઉપર રૂ. ૩૦૦) ના ઇનામનો એક ગુજરાતી નિબંધ જાહેર હરીફાઇથી લખાવી માગવામાં આવે છે. ગુજરાતી ભાષામાં વ્યાકરણ, જોડણી, વ્યુત્પત્તિ, વગેરે વિષયો ઉપર અનેક ગ્રંથો રચાયા છે; પણ ઇંગ્રેજીમાં છે તેવાં Composition, Style, Rhetoric વગેરેનાં પુસ્તકો ગુજરાતીમાં નથી. માટે તેવો એક ગ્રંથ ઉંચી પંક્તિના પારસી તથા હિંદુ ગ્રંથોનો અભ્યાસ કરીને તથા તેમાંથી દૃષ્ટાંતો ટાંકીને ઇંગ્રેજી ધોરણ ઉપર લખાવવાનું પારસી લેખક મંડળે ઠરાવ્યું છે. લેખન કળાનું આવું એક પુસ્તક રચાય અને વાકય રચના સંબંધે તેમાં શુદ્ધ અને સરળ નિયમો અપાય તો ભવિષ્યમાં નિયમપૂર્વક બાંધણીના ઉત્તમ ગ્રંથો લખવાનું તે એક અમૂલ્ય સાધન થઇ પડે. વળી આવા એક ભરોસાદાર ગ્રંથની ખુટ પૂરી પડે તો આપણી શાળાઓમાં અભ્યાસ માટે તેને દાખલ કરાવવાનું પણ બની આવે એટલા માટે આ વિષયનો અભ્યાસ કીધો હોય તેવાં સ્ત્રી કે પુરૂષ લેખકોને આ નિબંધ લખવાનું આમંત્રણ કરવામાં આવે છે.

શૈલી વિષેનો આ ઇનામી નિબંધ તા૦ ૭ મી ઑગસ્ટ ૧૯૧૯ ને દિને અથવા તે આગમજ પારસી લેખક મંડળના ઑનરરિ સેક્રેટરિ ઉપર તારદેવ, ટેરેસ, તારદેવ, મુંબઇ, એ ઠેકાણે મોકલી આપવો. લેખકોએ પોતપોતાના નિબંધ ઉપર મુદ્રાલેખ (motto) અથવા તખલ્લુસ (nom de plume) લખવો, પણ પોતાનું આખું નામ ઠામ પરબિડાંમાં બિડી મોકલવું. પરીક્ષક કમિટિ લખાઇ આવેલા નિબંધોમાંથી જેને ઇનામને લાયક ઠરાવશે તેનેજ ઉપલું ઇનામ મળશે."

ઉપર કહેલી મુદતમાં કોઇ રેસાલો મળ્યો નહિ. તે ઉપરથી શેઠ કેરશારપજી દાદાચાનજીએ ઉપલી રકમમાં પોતા તરફથી વધુ રૂ. ૫૦) નો મેહેરબાની કરી ઉમેરો કર્યો.

આ ઉપરથી જાહેરાત નિબંધ માગવાને બદલે કારોબાર મંડળીએ પોતાની તા૦ ૩ જી ડીસેમ્બર ૧૯૧૯ ની સભામાં એ નિબંધ લખવાનું કામ શેઠ શાપુરજી કાવસજી હોડીવાળા, બી. એ. ને સોંપવાનો ઠરાવ કર્યો. એ કામ તેમણે મેહેરબાની કરી માથે ઉઠાવ્યું; અને આ પુસ્તક તેમના ભારે શ્રમનું પરિણામ છે. અમારી કારોબાર મંડળીના ધારવા પ્રમાણે આવું પુસ્તક ગુજરાતી સાહિત્યમાં અદ્યાપિ બહાર પડેલું ન હોવાથી, તે પ્રકટ કરાવવાનું પોતાનાં ગજા બહાર હોવા છતાં, એ સાહસ તેણે માથે ઉઠાવ્યો, કે જેથી ગુજરાતી શૈલી ઉપર એક સારા અને ભરોસાદાર ગ્રંથની ખુટ પૂરી પડે. મી૦ હોડીવાળાને આ પુસ્તક તૈયાર કરવા માટે નજદીક ૧॥ વર્ષ સુધી અનેક ગ્રંથો તપાસી જોવા પડયા છે અને તે પાછળ જે મેહેનત એમણે લીધી છે તે માટે કારોબાર મંડળી એમનો આભાર માને છે.

હસ્ત લેખ લખાઈ રહ્યા બાદ મી૦ હોડીવાળાએ જ્યારે તે કારોબાર મંડળી સનમુખ રજુ કર્યો ત્યારે ખુલ્લાં મને એમણે કમિટિને અરજ કરી કે તે એક યા વધુ ગુજરાતી સાક્ષર કને તપાસાવી તેમની યોગ્ય સૂચનાઓ પોતાનાં લખાણુમાં દાખલ કરવી. તે ઉપરથી એમનો હસ્ત લેખ જાણીતા સાક્ષર રા. નરસિંહરાવ ભો. દીવટિયાને આપવામાં આવ્યો. તેમણે પોતાની અનેક રોકાણો છતાં આ લેખ તેમનાજ શબ્દોમાં કહીએ તો "ઉપર ઉપરથી વાંચી જોઇ" અનેક સૂચનાઓ કરી તથા મી૦ હોડીવાળા સાથે ભેગા મળી સુધારાવધારા સૂચવ્યા તે માટે રા. નરસિંહરાવનો ઉપકાર માનવામાં આવે છે.

શેઠ કેરશાસ્પજી દાદાચાનજીની પ્રથમ સૂચના અને મુખ્ય મદદથી આ ગ્રંથ તૈયાર થયો છે તેમનો અમારી કારોબાર મંડળી મોટો આભાર માને છે. આ મંડળ પ્રત્યેની એમની મોટી દિલસોજી જેટલી સ્તુત્ય તેટલી નકલ કરવા જોગ છે, અને બીજા સભાસદો અને ગૃહસ્થો પણ એવા ગ્રંથો લખવા લખાવવા અમારી કારોબાર મંડળીને સહાયભૂત થતા રહે એવી ઉમેદ તે રાખે છે.

પારસી લેખક મંડળ,<br>તારદેવ ટેરેસ, તારદેવ,<br>મુંબઈ, તા૦ ૧૧ મી મે ૧૯૨૨.

**રૂસ્તમજી નશરવાનજી મુનશી,**<br>**મીનોચ્હેર માનેકજી માહન,**<br>જોડિયા ઑન૦ સેક્રેટરિસ.

# ખો લા સો.



"ગુજરાતી ભાષાની તવારીખ" તથા "શૈલીનો સાહિત્ય સાથે સંબંધ" આ બાબદો લગાર ઉપયોગી હોવાથી તેનું થોડુંક વિવેચન પહેલાં ત્રણ પ્રકરણોમાં કીધું છે. શૈલીની તથા તેના જુદા જુદા પ્રકારોની ખાસ બાબત ચોથાં પ્રકરણથી શરૂ થાય છે. અલંકાર તથા રસ એ શૈલીના અગત્યના ભાગો હોવાથી તેનો બહિષ્કાર કરીએ તો અપૂર્ણતાનો દોષ લાગુ પડે. માટે તેનું વિવેચન પણ અવશ્યનુંજ છે.

ઇંગ્રેજી શૈલી સંબંધી કોઇ પણ ગ્રંથ વાંચતાં જણાશે કે તેમાં શૈલી તથા અલંકારો વગેરેના જુદા જુદા પ્રકારોનાં જુદાં જુદાં નામો યોજેલાં હોય છે, અને કેટલેક ઠેકાણે કઠણ નામોના અર્થો ઉદાહરણો સહિત આપેલા હોય છે. તેજ ધોરણને અનુસરીને આ પુસ્તકમાં કેટલેક ઠેકાણે નવાં નામો યોજવાં પડયાં છે, તે કદાચિત્ વાંચક વર્ગને અઘરાં લાગશે. પરંતુ તેના અર્થો સઘળે ઠેકાણે સ્પષ્ટ કરી ઉતારા ટાંકયાં છે, એટલે ઝાઝી મુશકેલી નડે એમ નથી.

લેખન પદ્ધતિ તથા ગદ્ય લેખનના નિયમો માટે આ લેખક પોતે મોટે ભાગે જોખમદાર છે, જોકે તેનું છુટુંછવાયું લખાણ અનેક લેખકોએ કર્યું છે.

પરિશિષ્ટ ક માં જુદા જુદા સારા ગ્રંથકારોનાં અવલોકન કર્યાં છે તથા પરિશિષ્ટ ખ માં જોડણીના નિયમો દાખવ્યા છે તેનો લાભ વાંચનાર લેવા ચુકશે નહિ એવી આશા છે.

છેવટે આ અગત્યના વિષયને પૂરતો ઇનસાફ આપવા બની શકે એટલો પ્રયાસ કીધો છે એટલુંજ કહેવું બસ છે.

શા. કા. હોડીવાળા.



# સાંકળિયું.

| પ્રકરણ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧. | ગુજરાતી ભાષાની તવારીખ … … … … | ૧ |
| ૨. | ગુજરાતી બોલીઓ … … … … … … | ૬ |
| ૩. | શૈલીનો સાહિત્ય સાથે સંબંધ … … … … | ૮ |
| ૪. | શૈલીના પ્રકારો… … … … … … … | ૧૯ |
| ૫. | અલંકાર … … … … … … … | ૬૫ |
| ૬. | રસ … … … … … … … … | ૧૧૭ |
| ૭. | લેખન પદ્ધતિ … … … … … … … | ૧૨૭ |
| ૮. | ગદ્ય લેખનના નિયમો … … … … … | ૧૪૭ |
| | પરિશિષ્ટ ક (ગ્રંથકારો) … … … … … | ૧૬૪ |
| | પરિશિષ્ટ ખ (જોડણીના નિયમો) … … … | ૧૯૩ |



# ગુજરાતી ભાષાની શૈલી તથા લેખનપદ્ધતિ.

## પ્રકરણ પહેલું.

## ગુજરાતી ભાષાની તવારીખ.

ગુજરાતી* ભાષાની શૈલી વિષે વિચાર કરવા આગમચ ગુજરાતી ભાષાનો ઇતિહાસ કાંઇક અંશે જાણવાની અગત્ય છે; કારણ કે આ ઇતિહાસ સાથે શૈલીને કેટલોક સંબંધ છે.

ભાષા માણસની મનોવૃત્તિનો ઉદ્‌ગાર છે. ગુજરાતી એ મુખ્ય કરીને ગુજરાત દેશની ભાષા છે. ગુજરાત દેશનું નામ "ગુર્જરત્રા"† ઉપરથી પડ્યું છે. ગુજરાત એ ગુર્જર લોકોનો દેશ હતો. આ પરદેશી લોકો હિંદુસ્તાનનાં વાયવ્ય ખુણાંમાંથી ઇ. સ. ૪૦૦–૬૦૦ માં ખાનદેશ તથા ગુજરાતમાં આવી વસ્યા હતા. પ્રથમ તેઓ પંજાબ તથા જોડયા પ્રાન્તમાં ગયા; ત્યાંથી તેઓની વસ્તી અનુક્રમે રજપુતાના, માળવા, ખાનદેશ તથા ગુજરાતમાં પ્રસરી હતી.

ઇસ્વી સનની શરૂઆતની પણ અગાઉ સંસ્કૃત ભાષા ભ્રષ્ટ થવા લાગી હતી; અને એવી બગડેલી ભાષાને પ્રાકૃત નામ આપવામાં આવ્યું હતું. પ્રાકૃતને અંગે ભ્રષ્ટતા ચાલુ રહ્યાથી કાળક્રમે તેનું ચોક્કસ ભિન્ન સ્વરૂપ બંધાયું, તેને શૌરસેન અપભ્રંશ અથવા ટુંકામાં અપભ્રંશ એવું નામ આપવામાં આવ્યું. હેમચંદ્ર નામનો વ્યાકરણકાર જે ઇ. સ. ૧૧૧૨ ને સુમારે ઉત્તર ગુજરાતમાં પ્રખ્યાત થયો હતો, તે આ અપભ્રંશ ભાષામાં બહુ પ્રવીણ‡ હતો. તેણે "વ્યાકરણ" તથા "દેશી નામમાલા"

* કેટલાક લેખકો આ શબ્દની જોડણી "ગૂજરાતી" કરે છે. આપણે આપેલી જોડણી સામાન્ય રીતે પરિચિત હોવાથી તેનો સર્વત્ર ઉપયોગ કર્યો છે.

† B. B. R. A. S. Journal Vol. 21 pp. 413 ff.

‡ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ ગુજરાતી ભાષાના ઇતિહાસમાં લખે છે કે "પ્રાકૃત ભાષા ઉપરથી અપભ્રંશ ભાષા થઇ, અને અપભ્રંશ ઉપરથી જુની ગુજરાતી ભાષા થઇ છે. જુની ગુજરાતી ભાષાનું વ્યાકરણ અપભ્રંશ ભાષાના વ્યાકરણને ઘણું મળતું આવે છે." ગુજરાતી ભાષાની ઉત્પત્તિ વિષે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે "ગુજરાતી ભાષાનો આરંભ" નામના વિષયમાં, તથા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના

નામના બે મુખ્ય ગ્રંથો રચ્યા હતા. જુની ગુજરાતી ભાષા અપ-ભ્રંશને ઘણી મળતી આવે છે. આ જુની ગુજરાતીમાં "મુગ્ધાવબોધ ઔક્તિક" નામે એક નનામા લેખકનું પુસ્તક ઇ. સ. ૧૩૯૪ માં લખાયું હતું. તેમાં સંસ્કૃત વ્યાકરણનું સ્પષ્ટીકરણ જુની ગુજરાતીમાં હોવાથી તે ભાષા કેવા પ્રકારની હતી, તેનો કાંઇક ભાસ આપણને થાય છે. જુની ગુજરાતીનાં થોડાંક દૃષ્ટાન્તો નીચે ટાંકીશું:—

(૧) ગુરૂ તણુઉં વચન હઉં સાંભળઉં=ગુરૂનું વચન હું સાંભળું.

(૨) ચઇત્ત તણુઉં ધનુ ગામિ છઇ=ચિત્ર (નામના પુરૂષ) નું ધન ગામમાં છે.

(૩) વિવેકિઉ મોક્ષ નઈ કારણિ ખપઇ=વિવેકી (પુરૂષ) મોક્ષને કારણે ખપે (છે). (=પ્રયત્ન કરે છે).

(૪) શિષ્ય શાસ્ત્ર પઢિ અર્થ પૂછઇ; જુ પૂછઇ સુ કર્તા; તિહાં પ્રથમા; કિશું પૂછઇ ?—અર્થ.=શિષ્ય શાસ્ત્ર પઢી અર્થ પૂછે; જે પૂછે તે કર્તા; ત્યાં (=તેની) પ્રથમા (વિભક્તિ હોય છે); શું પૂછે ? અર્થ.

(૫) હઉં કાલિ અમુકઉં કરણહાર=હું કાલે અમુક (ચીજ) કરનાર (છું).

(૬) શ્રાવકિઈ દેવ પૂજિઉ=શ્રાવકે દેવ પૂજ્યો.

શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસના ગુજરાતી ભાષાના ઇતિહાસમાંથી અપ-ભ્રંશ કવિતાનો એક દાખલો ટાંકીશું:—

આગિ દાધા પાલવઇ છેદ્યા વાધઈ વૃક્ષ,
નારિ હુતાશનિ જાલિયા છાર ઉડઉ થિયા લક્ષ.

અર્થ—ઝાડોનાં પાંદડાં બાળ્યાં હોય અથવા કાપ્યાં હોય તે પાછાં વધે છે. પણ સ્ત્રીરૂપી અગ્નિથી બળેલા લાખો પુરૂષો રાખ પ્રમાણે ઉડી જાય છે.

---

પ્રમુખ રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ પોતાનાં ભાષણમાં, તથા મી૦ ખાલાજી બ. દેશાઇએ પોતાનાં પુસ્તક "ગુજરાતી ભાષાના જન્મમાં," તથા બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ કેશવલાલ ધ્રુવે, તેમજ પાંચમી પરિષદ્ મધ્યે મી૦ નરસિંહરાવ દીવટિયાએ ઠીક વિવેચન કીધું છે. રા૦ બ૦ કાંટાવાળા ગુજરાતીને અપભ્રંશની પુત્રી, જુની પ્રાકૃતની પૌત્રી તથા સંસ્કૃતની પ્રપૌત્રી કહે છે; અને શૌરસેની વગેરે નવી પ્રાકૃત ભાષાઓને તેની માસીઓ કહે છે. એક સાક્ષરના મતે ગુજરાતી જુની પશ્ચિમ રાજસ્થાનીમાંથી ઉત્પન્ન થઇ છે. વળી કોઇ તેને અવંતિમાંથી નિકળેલી ગણે છે. પ્રો૦ મેકડોનેલ History of Sanskrit Literature માં ગુજરાતીને શૌરસેનીનો પેટા ભાગ કહે છે.

ઉપલો ફકરો મેરૂતુંગ આચાર્યનાં એક પુસ્તકમાં ઇ. સ. ૧૩૦૫ ને સુમારે લખાયલો છે.

અરબોના હાથે પરાજય પામ્યા કેડે પારસીઓના કેટલાક ટોળા ઇ. સ. ૬૯૭ માં ગુજરાતના જાદીરાણા નામના એક હિંદુ રાજાના આશ્રમે આવી રહ્યા. મક્કમ સાહસ, દૃઢ પ્રયાસ, સંગિન અભ્યાસ તથા સાર્વજનિક સખાવતને લીધે કેટલાક પારસીઓ થોડાજ વખતમાં અગ્રેસર જેવા થઈ પડયા. તેઓએ સંસ્કૃત તથા પ્રાકૃતનો અભ્યાસ કરી ઠીક પ્રશંસા મેળવી. જુની ગુજરાતી ભાષા ઉપર પણ તેઓ સારો કાબુ ધરાવતા હતા. ફાર્સી શબ્દોના મિશ્રણ વિના તેઓ કેવા પ્રકારની ગુજરાતી ભાષા લખતા હતા, તેનો ભાસ એરવદ શેહેરીઆરજી ભરૂચાએ પ્રકટ કરેલાં પારસીઓનાં જુનાં સંસ્કૃત લખાણો (Collected Sanskrit Writings of the Parsis) ના બીજા ભાગને છેડે આપેલા ગુજરાતી તરજુમા ઉપરથી મળે છે. અત્રે આપણે માત્ર એક દૃષ્ટાન્ત ટાંકીશું :—

ઇ સ્વામી તે ઉત્તમનિ રાજ્યં ઇછિયે નિશ્ચે રાજ્ય ઘણું મોટુ તમારૂ. કેવારે તારા રૂડા ભકિતની જે પરસ્પરીએ સ્વામિ માહારા શિષ્ય ઉતાવલા તારા પ્રસાદનિ પામિ.

કેવારે તમારી પારીસ્ફુટ દેઇદીપ્યમાન પ્રકટ દક્ષણાનિ એ પુછુ જે દક્ષણાં તમારી પ્રગટ કેવારે હોશે (ઉપલું પુસ્તક પાને ૨૨)

ઉપલું ગુજરાતી ભાષાંતર કયા શતકમાં લખાયું તે જણાતું નથી; જો કે આ તો નક્કીજ છે, કે મોબેદ નેરીઓશંગ ધવલ જે ઇ. સ. ૧૩ મી સદીમાં થઇ ગયા, તેમની પાછળનું તે હોવું જોઇએ. ઇ. સ. ૧૪૧૫ માં "ખૂર્દે અવસ્તાનો" અર્થ તથા ઈ. સ. ૧૪૫૧ માં "અર્દા વીરાફ્નો" અર્થ તે વેળાની ગુજરાતી ભાષામાં લખાયલો છે.

ઉપર કહેલા પારસીઓનો મોટો ભાગ વેપાર તથા ખેતીમાં પડેલો હોવાથી તે વાણિયા, વછિયાત, કાઠી તથા નીચલા વર્ગના હિંદુઓના સમાગમમાં આવ્યો. આ હલકા વર્ણોની ભાષા ઉચ્ચ પ્રકારની તો હોયજ કયાંથી? માટે પારસીઓની બોલાતી તથા લખાતી ભાષા–શૈલી મોટે ભાગે ભ્રષ્ટ તથા દૂષિત બની હતી. કાળક્રમે જેમ જેમ પારસીઓમાં ફારૂસી ભાષાનો શોખ વધતો ગયો, તેમ તેમ ફારૂસી શબ્દોનું મિશ્રણ ગુજરાતી ભાષામાં અધિક પ્રમાણમાં દાખલ થતું ગયું; વ્યાકરણનો અનાદર થવા લાગ્યો, શબ્દોના આકારો બગડવા મંડયા, તથા વાકય રચનાનો ભંગ થતો ચાલ્યો. આમ છતાં કેટલાક પારસીઓ તે વેળાની ગુજરાતી ભાષા સારી રીતે લખી શકતા હતા, એ બીના નિ:સંદેહ છે.

આ તો ગદ્યની વાત થઇ. પદ્યના ક્ષેત્રમાં પણ પારસીઓએ નામ કાઢયું હતું. કવિ પ્રેમાનંદના વખતમાં એક પારસી મોબેદ રૂસ્તમ પેશુતન હમજિયાર નામે થઇ ગયો હતો, તેણે તે વેળાની શુદ્ધ ગુજરાતીમાં "સ્યાવક્ષનામું," "જરથોસ્તનામું," "વીરાફનામું" તથા "અરપંદિયારનામું" એવા નામના ગ્રંથો ઇ. સ. ૧૬૮૦ ને સુમારે કવિતામાં રચ્યા હતા. આ પારસી કવિએ જોડણી ઉપર ઝાઝું લક્ષ આપ્યું નથી એટલીજ દિલગીરી છે.

પારસીઓમાં કેળવણીનો પ્રસાર વધવાથી ઇ. સ. ૧૮૧૯ માં ફરદુનજી મરઝબાને મુંબાઇ સમાચાર નામનું વર્તમાનપત્ર પ્રથમ બહાર પાડયું. ત્યાર પછી ઇ. સ. ૧૮૩૧ માં જામે જમશેદ ચાલુ થયું. પણ ઘરગત્થુ ભાષાનો પરિચય ઝાઝો હોવાથી પારસીઓએ તેવીજ ભાષામાં લખાણો કરવા માંડયાં. ધીમે ધીમે વર્તમાનપત્રો, માસિકો, વાર્તાઓ, નવલકથાઓ આદિ લખાણો વધતાં ગયાં. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે મિશ્રિત ભાષાનું પ્રબળ પુષ્કળ હોવાથી કેટલાક હિંદુ ભાઇઓએ તેમની ભાષાને "પારસી ગુજરાતી" એવું નામ એક આક્ષેપ તરીકેજ આપ્યું. આપણે ઉદાર મને કબુલ કરીશું કે આ આક્ષેપ કેવળ ખોટો ન હતો. તેની ઘટતી અસર પારસી લેખકો ઉપર થવા લાગી, અને તેના પરિણામે બેરામજી મલબારી, જમશેદજી પીટીટ, ખરશેદજી ફરામરોઝ, શો. મ. દેશાઇ, મનચેરજી લંગડાના (મનસુખ), અરદેશર ખબરદાર, દીનશા સુતરીઆ, કેખશરૂ કાબ્રાજી, જાંગીર મરઝબાન, પાલનજી દેશાઇ, બમનજી કાબ્રાજી, પીરોશા મરઝબાન, શોરાબ કાપડીઆ, મે. મા. રતુરા, મેહેરજીભાઇ માડન, દાદી તારાપોર, શોરાબ પાલમકોટ, ભીખાઇજી તથા બાઇઆઇ પાલમકોટ આદિ લેખકોએ ગદ્ય તથા પદ્ય લખાણોથી કહેવાતી "પારસી ગુજરાતી" ભાષામાં ઓછો વધતો સુધારો કીધો. પારસીઓનાં ગદ્યાત્મક લખાણો મોટે ભાગે નવલકથાના આકારમાં છે. આ નવલકથાઓ મુખ્ય કરી પરદેશી ભાષાઓમાં લખાયલી નવલકથાઓના તરજુમા છે; થોડાકજ ગ્રંથકારોનાં પુસ્તકો સ્વરચિત છે. આ બાબત વિષે એક અપક્ષપાત ટીકાકાર રા. મણીભાઇ નારણજી તંત્રી લખે છે કે :—

> "પારસીઓનાં (નવલકથાનાં) ભાષાન્તરો આપણે તેમના વિષય માટેજ ખાસ વાંચવાં જોઇએ. તેમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું મળે છે. અને સ્વરચિત ગ્રંથોમાં તો પારસી ભાઇઓની હાસ્ય વૃત્તિનાં તથા મશ્કરીનાં આલેખન વાચકને આનંદી બનાવે છે. સિદ્ધાન્ત રહિત લખાણો કરવામાં પારસીઓની કલમ આશ્ચર્યજનક કાબેલીઅત દાખવે છે" (ગુજરાતી નવલકથાનું સાહિત્ય પા. ૧૯૪).

રા. તંત્રીના મત સાથે આપણુ એકમત છીએ. કેટલાક લેખકોની શૈલી તો એવી ઉચ્ચ પ્રકારની છે, કે અગરજો તેમનાં નામો જાણ્યાં વિના તેમનાં લખાણો વાંચીએ તો હિંદુ લેખકોનાં જેવાં હોવાનો ભાસ થાય છે. વળી કેટલાક પારસી લેખકોનું સાહિત્ય અત્યંત હર્ષદાયક આવેગ-ભર્યું જોસ્સાવાળું તથા રસિક છે એમાં કશો શક નથી. આપણે ભલામણ કરીશું કે યોગ્ય સુધારા સાથે પારસી લેખકો લખવા મંડે, કે જેથી તેમનાં લખાણો બોહોળા વાચકવર્ગમાં ઉપયોગી તથા લોકપ્રિય થઇ પડે. દૈનિક, અઠવાડિક તથા માસિક પત્રોનાં ઢગલાબંધ લખાણોમાં વપરાતી ગુજરાતી ભાષા ખરેજ અનિષ્ટ બલકે શોચનીય પ્રકારની હોય છે. તેમાં સુધારો તો અવસ્ય થવો જોઇએ,—જો કે ખંત, ખર્ચ, પ્રયત્ન ને પ્રયાસ વિના પરિણામ કાર્યસાધક નિવડે એ તો અશક્યજ છે. પ્રસિદ્ધ વર્તમાન પત્રો તથા માસિકોની ઉપર ભાષાની શુદ્ધતાનો આધાર મોટે ભાગે હોય છે. ગુજરાતી વર્તમાનપત્રોનું સુકાન મુખ્યત્વે કરી પારસીઓના હાથમાંજ છે. તેઓ પરદેશી ભાષાઓ ઉપર અચ્છો કાબુ ધરાવે, પણ ગુજરાતી જેવી ઘરગત્થુ ભાષા વિષે બેદરકાર રહે, એ દિલગીરી ભરેલું છે.

જેમ હિંદુઓએ તથા પારસીઓએ ગુજરાતી ભાષાની વૃદ્ધિ તથા શુદ્ધિમાં વધારો કીધો છે, તેમજ ખોજાઓએ તથા મહમદનોએ પણ સાહિત્ય ખીલવવામાં પોતાનો ફાલો અર્પણ કર્યો છે. "વીસમી સદી" નામનું માસિક રા. હાજીમહમદ અલારખીઆનાં તંત્રીપણા હેઠળ ચાલુ થયું હતું; તથા "વનિતા વિનોદ" નામનું માસિક માસ્તર કાસમભાઇ પ્રગટ કરે છે. કરીમઅલી નાનજીઆણીનો "કવેન્ટીન ડરવાર્ડ" નો તરજુમો સરળ સાદી શૈલીમાં લખાયલો છે. બીજા લેખકોમાં પીરજાદા મોટા મિયાં સાહેબ, જમાદાર બચુમિયાં, અબ્દુલ હુસેન, કરીમ મહમદ, રા. કાબા વગેરે જાણીતા છે. નવસારી પ્રાંતમાં આવેલા માંગરોળના પીરોએ કેટલાક ગ્રંથો રચ્યા છે. મહમદનોએ કેટલાંક રસિક કાવ્યો પણ રચ્યાં છે.

———:o:———

## પ્રકરણ બીજું.

# ગુજરાતી બોલીઓ.

ગુજરાતી ભાષાની શૈલી ઉપર વિચાર કરતાં બે પ્રશ્નો ઉત્પન્ન થાય છે:—(૧) શૈલી તે શું; અને (૨) ગુજરાતી ભાષા તે કઈ?

શૈલી શબ્દ સંસ્કૃત છે; તેનો અર્થ લેખનની પદ્ધતિ અથવા લખાણની રીત થાય છે. ગુજરાતી ભાષાનો અર્થ પ્રમાણભૂત (standard) ગુજરાતી ભાષા કરવો જોઈએ છે. નામાંકિત ગ્રંથકારોએ જે સાહિત્ય બહાર પાડયું છે તથા જેનું અનુકરણ કરવામાં સુજ્ઞ સાક્ષરો દોષ જેવું જોતા નથી, તેને પ્રમાણ તરીકે ગણી જે ભાષા લખાવી જોઈએ, તેવી ગુજરાતી ભાષા વિષે આપણને વિચાર તથા વિવેચન કરવાનાં છે.

ભાષાનો મૂળ અર્થ "બોલી" થાય છે. પરંતુ ભાષા અને બોલી શબ્દો વ્યવહારમાં ભિન્ન અર્થ ધરાવે છે. કહેવત છે કે બોલી તો બાર ગાઉએ બદલાય. જુદા જુદા વર્ગો જુદી જુદી બોલી બોલે, તથા બોલે તેમ લખે એ સ્વાભાવિક છે. પણ બોલી કાંઈ પ્રમાણભૂત ભાષા નથી. નીચે આપણે જુદી જુદી બોલીઓના દાખલા આપીશું:—

(૧) પ્રમાણભૂત ગુજરાતી—એક માણસને બે છોકરા હતા, તેમાંના નાના છોકરાએ તેના બાપને કહ્યું, કે બાપા મારો ભાગ મને આપો.

(૨) સુરતી ગુજરાતી—એક જણને બે પોયરા ઉતા, તેમાના નાલ્લાએ કયું, કે બાપા જે મિલકત મારે ભાગે આવે તે મને આપી લાખો.

(૩) પારસી ગુજરાતી—યેક સખસને બે છોકરા ઉતા. તેમાંના ન્હાલ્લા છોકરાએ પોતાના બાપને કેયું બાવા તમારી દોલતમાંથી જે હિસ્સો મારો થાય તે મને આપો.

(૪) ચારોતરી ગુજરાતી—એક માણહને બે છોકરા હતા. અને હેમાના નાનાએ હેના બાપને કહ્યું કે બાપ્પા તમારી પુંજીમાંથી જે મારે ભાગે આવે તે મને આપો.

(૫) પાટીદારી ગુજરાતી—એક માણહને બે સોકરા તા. અને એમાના નોંનાએ એના બાપને કયું કે માલમતાનો મારો ભાગ મને આલો.

(૬) અમદાબાદની ગામઠિયા ગુજરાતી—એક માણસને બે દિચરા હતા. ને તેઓમાંના નાનાએ બાપને ચીધું કે બાપા માલમતાનો મારો ભાગ મને આલો.

(૭) પટણી ગુજરાતી—એક મનેખનેં બે સોરા હતા. તેઓમાંના નાંનાએ બાપને કચું બાપ્ય માલમતાનો જે ભાગ મને મરવાનો હોય તે મને આપ.

(૮) કાઠિયાવાડી ગુજરાતી—એક જણાને બે સોકરા હતા. તીમાંથી નાને ઇના બાપને કીધું કે બાપા આપડા મઝીઆરામાંથી મને મારો ભાગ આપો.

(૯) ખારવા ગુજરાતી—એક માનસને બે ડીકરા હુટા. ને ટેઓ-માંના નનાએ બાપને ખીદું કે બાપુ સંપટનો પોંચટો ભાગ હુંને આપો.

(૧૦) કાકરી ગુજરાતી—કોનેક શખસકા દી બેટા હતા. તાસમા ન્હાનો બેટા આપનો બાકા કયો બા તારી જિન્નગીમા મજે આવટ્ટે વાટા મજે દે.

(૧૧) ઘીસાડી ગુજરાતી—કોણકા મનુસ્યાન બે પોરિયા હોતા. વનામ ન્હાનો બેટો આપલો બામ કયો બા તારી સંપડામ મન અવાની વાટો મન દ.

આપણને જુદી જુદી બોલીઓ સાથે કામ નથી. ભાષા યાને પ્રમાણભૂત ભાષા વિષેજ આપણને વિચાર કરવાનો છે.

———:૦:———

## પ્રકરણ ત્રીજું.

# શૈલીનો સાહિત્ય સાથે સંબંધ.

વર્તમાનપત્રો, માસિકો, ચોપડી, ચોપાનિયાં વગેરેમાં ઘણુંક સાહિત્ય દિનપ્રતિદિન બહાર પડે છે. પણ આપણે ઉપર કહ્યું તેમ તેની શૈલી, લેખન પદ્ધતિ તથા વાક્ય રચના એટલી તો દૂષિત અથવા ભ્રષ્ટ હોય છે, કે સામાન્ય વાચક વર્ગની ભાષા બગડે તેમાં નવાઇ શી? બેરામજી મલબારી પોતાના વખતની ગુજરાતી ભાષાની પડતી હાલત વિષે વિલાપ કરે છે, તે આજના વખતની ગુજરાતી ભાષાને પણ મોટે ભાગે લાગુ પડે છે. સંસ્કૃત ભાષા પોતાની પુત્રી ગુજરાતીને માટે દુ:ખી થઈ નીચે પ્રમાણે રૂદન કરે છે :—

ઉત્તમ સંસ્કૃત–અંગજા, સરસ્વતીની ટેક !
ગુણવંતી ગુજરાતની ભાષા ભરી વિવેક.
શા છપ્પાના લેખ તું, લઇ આવી જગમાંય,
જુગ જુગ રહી ઠરતી નથી, સામી પડતી જાય.
ઘરડી સંસ્કૃત માવડી, બહુ બહુ કરે રૂદન,
જો આગળથી ચેતતે, નહિ ખોતે જોબન.
"પ્રસવ વેદના વેઠી મેં, પ્રસવી પુત્રી નાથ,
શોધી વર ગુજરાતને, પરણાવી તે સાથ."
"જમાઇ ભોગી નિવડયો, ભળતી કીધી નાર,
ટવળે મારી બાળકી, દીલની દીલમોઝાર."
"માન મળે નહિ જગતમાં, ધણી તણા કયાં ઢંગ,
કલંક લાગે કુળને, લાજે ઘરડું અંગ."
"કોની કુળની દીકરી, કેવા તારા હાલ,
ભલું થતે જણતે નહીં, જણવે આ જંજાલ."
"આ અવતાર ફળ્યો મને, નહિ પુત્રીનું સુખ,
યશ પામી હું આપ પણ, નહિ યશ પામી કુખ."
"પુત્રી પુત્ર મળે નહીં, કેને ગિતડાં ગાય,
વંઝાના અવતારથી જોબન ઝુરતું જાય."
સામળ આદિક દીકરા, આપે સે'જ ઉજાશ,
ક્રુર વિધાતા છેતરી, તરતજ કરે નિરાશ.

× × × × ×

માતા હૃદય ભરાય છે, વદતાં કડવા બોલ,
કડવા પણ છે વ્યાજબી, ઇશ કરજો મન તોલ.

(નીતિવિનોદ પા. ૮૬–૮૭.)

ભાષા સુધારવાનો તથા શુદ્ધ લખવાનો મુખ્ય ઇલાજ આ છે કે સારા સાક્ષરો તથા ગ્રંથકારોના લેખો ઉલટ ને કાળજી સાથે વાંચવા. આ તો નક્કીજ છે, કે સારા માઠા દરેક લેખકને સાહિત્યનાં ખેતરમાં દીપી નિકળવાની ઉત્કંઠા હોય છે, પણ બહુજ થોડાઓનો શ્રમ સફળ થાય છે. સારા લેખકોનું અનુકરણ કર્યાથી તથા તેમ કરવામાં મથ્યાં રહ્યાથી ભાષા ઉપરનો કાબુ ખીલે છે; અને ઉત્તરોતર પ્રયાસથી શુદ્ધ રસિક તથા ઝમકદાર શૈલી લખી શકાય છે.

શૈલી તથા લેખન પદ્ધતિ એ સાહિત્યના ભાગો છે; તે બંને ભાગો સાહિત્યમાંથીજ ઉત્પન્ન થયેલા છે, માટે સાહિત્ય વિષે થોડુંક વિવેચન કરવું અગત્યનું છે. સાહિત્યના મુખ્ય પ્રકાર ત્રણ છે, પદ્ય, ગદ્ય, અને ગદ્યપદ્ય. શૈલી આ ત્રણે પ્રકારનાં સાહિત્યમાંથી બંધાઇ દૃષ્ટિગોચર થાય છે. ખરૂં છે કે જનસમૂહને માત્ર ગદ્ય સાથે ઝાઝું કામ પડે છે; માટે કદાચ પૂછવામાં આવશે કે તેઓને માથે સાહિત્યના બીજા પ્રકારોના અભ્યાસની કડાકુટ નાંખવામાં ફાયદો શો? આ પ્રશ્નનો ઉત્તર મુશ્કેલ નથી. ગદ્ય તથા પદ્યની વચ્ચે ઝાઝો ફરક નથી, તે હવે પછી આપણે જોઇશું. પદ્યની શૈલી વાચકવર્ગનાં મન તથા ધ્યાન ઉપર ઝડપથી ઉંડી અસર કરી શકે છે. માટે પ્રમાણભૂત ગદ્ય લખનારને માટે આ તો અવશ્ય છે, કે તેણે પદ્ય આદિ સાહિત્યનો સંપૂર્ણ અભ્યાસ કરી શૈલીને રસિક ભભકદાર તથા આકર્ષક બનાવવી. કવિ દલપતરામ કહે છે તેમ "હરેક દેશમાં એવો નિયમ છે, કે (વાચક) વ્યાકરણ ભણીને બીજા ગ્રંથો વાંચે; પણ જો તે ભાષાની કવિતાનાં પુસ્તકો વાંચી કે સમજી શકતો ન હોય, તો તે ભાષા પૂરી ભણેલો કહેવાય નહિ"*

## પદ્ય.

દરેક ભાષા તેની બાલ્યાવસ્થામાં ફક્ત બોલાતી હતી, અને કાંઇક વખત વિત્યા કેડે તે લખાવા લાગી, આ સિદ્ધાંત વિદ્વાનોએ સામાન્યરીતે સ્વીકારેલું છે. ભાષા જ્યારે બોલાતી હતી, ત્યારે તેનો અગત્યનો ભાગ સહેલાઇથી યાદ રાખવા માણસે તેને કવિતાનું અથવા પદ્યનું રૂપ આપ્યું. આ કારણથી ઘણીક પ્રજાઓમાં સારા લેખકોએ પોતાના ઉમદા લેખો જાળવી રાખવાનો પ્રારંભ પદ્યમાંજ કર્યો છે.

એક વિદ્વાન† કહે છે, કે वाक्यं रसात्मकं काव्यम्। "કાવ્ય એ રસવાળું લખાણ છે." કુદરતી ચીજોનું આબેહુબ ચિત્ર આપવું જો કે

---

* કવિ દલપતરામ ડાહ્યાભાઇકૃત ગુજરાતી કાવ્ય સંક્ષેપ—પ્રસ્તાવના.

† સાહિત્ય દર્પણનો કર્તા.

સારૂં છે, છતાં તે ચિત્ર કાવ્ય ગણાય નહિ. એવાં ચિત્રને તર્કશકિતથી વધુ દીપાવવું, તેને કલ્પિત કાર્યોથી વધુ રસમય બનાવવું, મનોહર શૈલીથી શોભાવવું તથા આકર્ષક લેખન પદ્ધતિથી પ્રૌઢ દાખવવું, એ કવિનું કામ છે. જે કવિ દિલના જુસ્સાઓને બેઅખત્યાર ખેંચી લે, જે પોતાની કલ્પનાશકિતનાં જોરે વાચકવર્ગનો પ્રેમ જીતી લે, મનને આનંદ પમાડે, બોધ દેઇ મનો-ભાવ ઉશ્કેરે તથા પરમેશ્વરની બેહદ શક્તિનો ખ્યાલ આપી નાસ્તિક નરનારીઓને ધાર્મિકપણાં તરફ ખેંચે, જે કવિ જગતમાં જે કાંઇ ઉચ્ચ, ગંભીર, ખુબસુરત ને જ્ઞાનવર્ધક છે તેને અચૂક રીતે ઉછળતી ઇબારતમાં દર્શાવે, જે મનના જુદા જુદા વિકારો તથા બહારના હાવભાવ રસિક ભાષામાં સમજાવે તેને ખરો કવિ જાણવો. જે કોઇ પારકાનું દિલ ભેદી શકતો નથી, તે ખરેજ કવિ નથી. किं कवेस्तस्य काव्येन किं कांडेन धनुष्मत: । परस्य हृदये लग्नं न निघ्नन्ति च यच्छिर: ॥

અર્થાત્—તે ધનુર્ધારી પુરૂષનું તીર શા કામનું કે જે દુશ્મનનું ડોકું ઉરાડતું નથી? તે કવિનું કાવ્ય શા કામનું, કે જે પારકાનું હૃદય ભેદી નાંખતું નથી? શો. મ. દેશાઈ કહે છે, તેમ "સાધારણ માણસને જે ચીજ ઘણી નિર્જીવ લાગતી હોય, તેને કવિ ઘણીજ ઉપયોગી રસિક તથા જીવવાળી બનાવી દે છે. તે જીવને ટાઢક પમાડે છે, રડતાંને હસાવે છે, ગમગીનને રંગીન કરે છે, નાસ્તિકને ઇશ્વર સાથ મેળાપ કરાવે છે." (ગંજે શાયરાન પા. ૨).

કવિ નર્મદાશંકર લાભશંકર નર્મગદ્યમાં કહે છે કે:—

> કવિતાના ભણવા થકી, મન રંજન બહુ થાય,
> નીતિ વાત મનમાં ઠસે, દુર્ગુણ નાસી જાય.

આગળ ચાલતાં તેમણે કહ્યું છે, કે "કવિતાથી સદ્‌ગુણ, પ્રીતિ, દેશાભિમાન, મૈત્રી વગેરેમાં વધારો થાય છે......કવિતા એક એવી કળા છે, કે જે પોતાની મધુરી પ્રેરણાથી અણઘડ નિર્દય અને પત્થર જેવી છાતીના માણસમાં પણ ધર્મનીતિનું રસજ્ઞાન પ્રાપ્ત કરાવે છે......જે જે વેળા બ્રહ્મભજન કવિતામાં રાગ રૂપે થાય છે, તે વખતે રૂંવે રૂંવે આનંદ આનંદ વ્યાપી રહે છે."

કવિતા વિષે મી૦ અરદેશર ખબરદાર લગાર જુસ્સાવાળી ભાષામાં નીચે પ્રમાણે લખે છે:—

> કવિતા એ કુદરતી કૂંચી છે, જે કુદરતની કળાના દ્વાર ઉઘાડી તેની ગેબી ઉંડાણમાં આપણને ઉતારે છે, અને ત્યાંથી આપણા વિચારોને ઉપર ચઢાવી, આપણા મનને વિશાળ, આપણી લાગણીને વિસ્તીર્ણ,

આપણા આત્માને વિસ્તૃત કરે છે. કવિતા પોતાની સાથે આપણને પૃથ્વીનું પેટું ભેદાવતી તથા આકાશના ઉંચામાં ઉંચા ભાગોમાં ગમન કરાવતી લઇ જાય છે, અને કુદરતનું ખરેખરૂં મોહિની સ્વરૂપ આપણને રસિકતાથી દેખાડી આપે છે. રસવ્યંજના તેનો આત્મા છે, અને નિર્મળ નદીના પ્રવાહ જેવી સડસડાટ દોડતી ઉમંગી બાની તેનો મુખ્ય શણગાર છે. કવિતા એ અસરકારક પ્રબળ લાગણીઓનો સ્વાભાવિક છલકાઇ જતો એક અસાધારણ જુસ્સો છે......કવિતામાં પારસમણિનો એવો ગુણ છે, કે તેના સ્પર્શથી અણઘડ નિર્દય ને રસહીન હૃદયમાં પણ કુદરતનું તથા નીતિરીતિનું રસજ્ઞાન ઉત્પન્ન થાય છે. (કાવ્ય રસિકા, પ્રસ્તાવના પા. ૩.)

ઉપલાજ લેખક કવિની સીફતમાં લખે છે :—કે એક ખરો કવિ
સરસ નરસ તણો રસ થકી તોલ કરે, સર* સબરસ તો ઉમેરી દર્શાવે છે,
સ્હેજ વસ્તુને તો તેજ આપીને સતેજ કરે, પૂરણ પ્રકાશ અંધારાંમાં પ્રગટાવેછે.
અમાપનું માપ કરી છાપ તો સબળ છાપે, રગેરગમાંનું જેથી લોહી ઉછળાવે છે,
અદલ કહું છું એ કવિતણી નવાઇ જોઇ, વાહ, વાહ, કહી લોક ડોક તો ધુણાવે છે.
નિર્જીવ વાતને રૂપ ક્યારેક આપે એવું કે, ભીત્તરને ભેદી નાખી ભાવમાં ભળાવશે,
ઉરમાં ઉમંગ આપે, રસથકી રંગ આપે, દિલ કરી દંગ દશે દિશમાં દોડાવશે.
ચિતરે ચિતાર બુદ્ધિ પીંછથી ચમક એવો, લલિત કરી આંખે ઝળઝળિયાં લાવશે,
કહે અર્દશીર હીર જોઇ એ કવિનું સર્વ, ધન્ય ધન્ય મૂખથી ઉચારીને વધારશે.

(કાવ્યરસિકા પા. ૧૯.)

જમશેદજી ન. પીટીટ "મારી મજેહ" (પા. ૫૩) મધ્યે કહે છે, કે કવિતામાં મધુર રસ, ભાષાનું જોર, વેહેતું મગજ, બોલતી જબાન, ઉભરાતું જીગર, જોશભરી શકિત આદિ ગુણો એવા તો જોઇએ કે જેથી

એવો કે નબળો થાય તેથી ટટાર,
જોશપર ચહડે તેનું ઝુમાતું તન,
ચલકે ખુશાલીમાં ઝાંખી ચશમ,
તુટી જાએ ભિત્તરમાં ચોંહટું †દરદ,
ચણોટી થાય તેનો ચેહેરો જરદ.

(મારી મજેહ પા. ૧૦૦)

---

* મુખ્ય.

† ઉતારા તથા ઉદાહરણોમાં ગ્રંથકારોની જોડણી કાયમ રાખેલી છે.

એક કવિની વર્ણન કરવાની શક્તિ મર્હુમ જમશેદજીના મતે એટલી તો ખીલેલી હોવી જોઇએ કે :—

ક્રમીનું તણખું એક કવિને હાથ,
ધરે છે એવો તો ભપકો ને ઠાઠ,
કે હેરત થતાં મનુષની તેપર નજર,
જાદુઇ જોરે ચોંહટીને વળગેલી રેહછ.
પાતરાંપર લટકતું પાણીનું બુંદ,
પેહરે છે એવો પોશાક તેને હાથ,
કે રાણીની છાતીપર ઝળતું જહવેર,
સવાસ* સાથે ઉપર ને નીચે જતું
નથી તેની પેર; સુકેલું પાન
ધારણ કરે છ તે હાથે એવા મરોડ,
કે સખુનમાં વાંચીને તેનો ચિતાર,
હમાપાયા† ખુશીમાં માણસ હસેછ.
(મારી મજેહ પા. ૧૬૧)

કવિ સ્પેનસરનાં કાવ્ય (Fairy Queen) ને માટે એક રમુજ દાયક કથા એવી છે, કે તે કવિ પોતાનું કાવ્ય અર્લ ઑફ સાઉધેમ્પટન આગળ લેઇ ગયો, કેમકે તે કવિતાનો શોખીન હતો. ઉપલું કાવ્ય વાંચતાંજ અર્લ સાહેબ એટલો તો ખુશાલીમાં આવી ગયો, કે તેણે પોતાના નોકરને ફરમાવ્યું, કે કવિને ૨૦ પૌંડ આપ. જરા આગળ ચાલતાં વધુ ખુશી થઇ બીજા ૨૦ પૌંડ આપવા કહ્યું. વધારે આગળ ચાલતાં ત્રીજા ૨૦ પૌંડ આપવા હોકમ કીધો. હજુર સુધી સાહેબે કાવ્ય અર્ધું પણ પૂરેપૂરૂં વાંચ્યું ન હતું; પણ તેણે સબુરી ખોઇ ચાકરને એકદમ કહ્યું કે "એ કવિને તુર્ત અહિંથી કાઢી મેળ, કેમકે જો આગળ કાવ્ય વાંચતો જઇશ, તો મારી સઘળી દોલત ખોઈ બેસીશ."

કવિતાની શૈલી વિષે મી૦ અરદેશર ખબરદાર અગત્યનું વિવેચન કરે છે, તે પણ અત્રે ટાંકવું અસ્થાને ગણાશે નહિ. તેઓ લખે છે કે :—

કેટલાકો એમ સમજતા લાગે છે કે કવિતાની ભાષા કઠિનજ જોઇએ; અને કેટલાક કવિઓ એજ ધોરણપર ચાલે છે; અને કવિતાની ભાષાને ભારી શબ્દોથી ભરચક કરી મેલે છે, જેઓ પોતાનું લખ્યું પોતેજ સમજતા હોય એમ જણાય છે. જો કે લખાણની

---

* શ્વાસ. † સ્વર્ગ.

ભાષાને બોલાતી ભાષાનીજ હદમાં રોકી રાખવાની શૈલી ઉત્તેજન પાત્ર નથી, અને જેવું લખાણ તેવી પ્રૌઢી હોવીજ જોઇએ, તથાપિ કવિતાની ભાષાને સરળ મધુર શબ્દો તજી ભારી ભારી શબ્દોથી શણગારવામાં (!) આવે તો એવી જકડાયલી કવિતા હજારે કેટલાં હૃદયમાં પ્રેમપૂર્વક નોંધી રખાશે? જે કવિતા જનસમૂહને સમજાવવા કે રીઝવવા લખવી, તેને તે સમજાતી કે રીઝવતી નથી એ કેવું લેખકચાતુર્ય? માટે ટુંકમાં કહીએ તો કવિતાની ભાષા, જેવી કવિતા સ્વાભાવિક છે તેવીજ શુદ્ધ, સરળ, રસિક અને ઘટમાં ઝટ ઉતરી જાય એવી જોઇએ. અલબત્તાં અર્થગૌરવ તો ઉંડું અને અખંડજ જોઇએ. (કાવ્ય રસિકા, પ્રસ્તાવના પા. ૪.)

કવિઓમાં નરસિંહ મેહેતો (ઇ. સ. ૧૪૧૪-૧૪૮૧), મીરાંબાઇ (આસરે ઇ. સ. ૧૪૦૩-૧૪૭૯), અખો (ઈ. સ. ૧૬૧૫-૧૬૭૫), પ્રેમાનંદ (ઇ. સ. ૧૬૩૬-૧૭૩૪), સામળ ભટ (ઈ. સ. ૧૬૪૦-૧૭૩૦), વલ્લભ ભટ (ઈ. સ. ૧૭૩૪), દયારામ (ઇ. સ. ૧૭૬૭-૧૮૫૨), નર્મદાશંકર લાલશંકર (ઇ. સ. ૧૮૫૦), દલપતરામ ડાહ્યાભાઇ (ગઇ સદી), બેરામજી મલબારી (ગઇ સદી), અરદેશર આપઅખત્યાર વગેરે છે. શૈલી તથા લેખન પદ્ધતિના સુધારા માટે આ સઘળા કવિઓનાં થોડાંક કાવ્યો અવશ્ય વાંચવાં જોઇએ. આ સઘળા કવિઓએ યમકયુક્ત પદ્યમાં (rhyme માં) પોતાનાં કાવ્યો બહુધા લખ્યાં છે. છંદ રહિત કવિતામાં (Blank verse) જ. ન. પીટીટ તથા નાનાલાલ દલપતરામે કાવ્યો રચ્યાં છે. તેમની શૈલી ઉત્તમ પ્રકારની તથા સફળ નિવડી છે એમાં શક નથી.

નર્મદાશંકરે કવિતાના ત્રણ પ્રકારો જણાવ્યા છે:—(૧) ગીત કવિતા, (૨) વીર કવિતા અને (૩) નાટક.

ગીત કવિતા મુખ્ય કરી રાગ તથા તાલના ધોરણ ઉપર રચાય છે. ગાવાથીજ તે મધુર લાગે છે, બાકી વાંચતાં લહેજત આપતી નથી. આ કવિતાનો ઉપયોગ ધાર્મિક બાબતો સંબંધી, વીર પુરૂષોની સ્તુતિ સંબંધી, નીતિ તથા જ્ઞાન સંબંધી અને લગ્ન પ્રીતિ આદિ વિષયો સંબંધી થાય છે.

વીર કવિતામાં શૃંગારાદિ રસો ઉપરાંત વીર રસનું પ્રાધાન્ય હોય છે. સામળભટની "સિંહાસન બત્રિસી" આ પ્રકારની કવિતામાં લખાયલી છે. આવી કવિતાની શૈલી "શબ્દાલંકારયુક્ત તથા સાદી" જોઇએ, તેમાં અર્થવિચાર તથા અર્થાલંકાર પ્રૌઢ જોઇએ, તેમાં ઐતિહાસિક ને પૌરાણિક

વાર્તાઓ કલ્પિત વાર્તાઓ સાથે વિસ્તારવામાં આવવી જોઇએ, તેમાં વર્ણન ભભકવાળું, તથા બોધ આનંદદાયક ને સદ્‌ગુણ ખીલવે એવો જોઇએ, તથા "પરાક્રમ, સત્ય, ન્યાય, પ્રમાણિકપણું, મૈત્રી ધર્મ અને પરમાર્થ વગેરે ગુણો પોતાના અદ્‌ભૂત પૂર્ણ શણગારથી દર્શન આપે એવા જોઇએ."

નાટક વિષે હવે પછી બોલીશું.

## ગદ્ય.

સરળ ઇબારતમાં કાંઇ લખવું તેને ગદ્ય કહે છે. પદ્ય તથા ગદ્ય બંનેમાં યોગ્ય શબ્દોની ચુંટણી, સરસ વાક્ય રચના, મનમોહક અલંકાર તથા હૃદય આકર્ષી લે એવી શૈલી ઉપર લક્ષ આપવું જોઇએ છે. બંનેની વચ્ચે ફરક બહુજ થોડો છે, પદ્યમાં ચોક્કસ નિયમોને અનુસરીને લખાણ-ના કટકા પાડી કળીઓ બનાવેલી હોય છે; જ્યારે ગદ્ય સરળ લખાણ હોય છે. પદ્ય જાણે માણસની ગતિ છે, જેમાં પગલાં ચોક્કસ લંબાઇના હોય છે. ગદ્ય ગોયા વિમાન, મોટર, ગાડી આદિ વાહનોના જેવી સરળ ગતિ ધરાવે છે. ગદ્ય પદ્ય બંને સ્વાદિષ્ટ, મસાલાદાર, લેહેજતવાળી બરફી-ની કથરોટ છે: ગદ્યમાં એ બરફીની કથરોટ આખીને આખી દૃષ્ટિએ પડે છે, જ્યારે પદ્યમાં તેના એક સરખા વજનવાળા કટકા બનાવી મન આકર્ષાય એવી રીતે નજરે પડે છે.

એક કવિ લખે છે કે :—गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ। गद्यपद्यो-भयमयं काव्यं काव्यविदो विदु: ॥

અર્થ—"જેમાં શબ્દો તથા અર્થો વાંધા વગરના હોય, જેમાં શબ્દા-લંકારો તથા અર્થાલંકારો સારા હોય તેને કવિઓએ કાવ્ય કહ્યું છે—પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય".

એક અચ્છો ગદ્ય લખનાર કવિને પણ મહાત કરે છે. સાદી સરળ રસિક ભાષા મારફતે તે સંસારનું ઘણું કલ્યાણ થાય એવું કામ બજાવે છે.

મધ્ય કાળમાં લખાએલું ગુજરાતી ગદ્યનું સાહિત્ય નહિ સરખું છે. પૌરાણિક ઢબ ઉપર લખાયલી એકાદ રામાયણની કથા તથા કોઇક ગ્રંથો ઉપર લખાયલી ટીકાઓ તથા જૈન સૂત્રોનાં ભાષાંતરો સિવાય બીજું કશું સાહિત્ય બચી રહ્યું નથી. મધ્યકાળનું ખરૂં સાહિત્ય તો પ્રેમાનંદનાં નાટકોથીજ શરૂ થયલું જોવામાં આવે છે. પ્રમાણભૂત ગુજરાતી ભાષાનો પાયો કવિ નર્મદાશંકર લાલશંકરે પ્રથમ નાંખ્યો હતો આમ કહેવું ખોટું નથી. ગુજરાતી ભાષાની શૈલી તથા લેખન પદ્ધતિને ચોક્કસ

નિયમોથી બાંધી રસિક સાહિત્ય ઉત્પન્ન કરવામાં તેમણે ભારે પ્રયાસ કર્યો હતો એ તો નિઃસંદેહ છે.

ગદ્યના ઘણાક પ્રકારો છે—જેવા કે નવલકથા, નિબંધ, સામાન્ય સાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, જ્યોતિષ, કળાકૌશલ્ય વગેરે. આપણે પહેલા ત્રણ ચાર પ્રકારનાં ગદ્ય માટેજ વિવેચન કરીશું.

કલ્પિત બાબતો ખરી દીશે એવી રીતે, અથવા કલ્પિત અને ખરી બાબતોનું યોગ્ય મિશ્રણ થાય એવી પદ્ધતિએ આનંદકારક તથા બોધદાયક સાંસારિક ચિત્ર શુદ્ધ સરળ ને તેજદાર શૈલીમાં રજુ કરવું એ નવલકથાનું વાસ્તવિક સ્વરૂપ છે. નવલકથામાં દેશ, કાળ, પાત્રો, સંસાર વ્યવહાર, વિચાર આચાર વગેરે બાબતો વિષેનું લખાણ મનોરંજક ભાષામાં હૃદય ઉપર અસર થાય એવી રીતે લખાવું જોઇએ છે; તથા સાંસારિક, કલ્પિત અને બોધદાયક બનાવો એવી સીફતથી ભેળી દેવા જોઇએ, કે દુનિયાદારી તથા માણુસ સ્વભાવનું ખરૂં ચિત્ર વાંચનારની દૃષ્ટિ સનમુખ આવી ભારે તોરમાં ખડું રહે. શૈલીની સરળતા તથા લખાણનું પ્રેરક બળ એવાં તો જોઇએ કે જેથી જનસમૂહમાં ઘટતો સુધારો ઝડપથી દાખલ થવા પામે. વળી વિષયની તથા વસ્તુની ગોઠવણ એવી તો જોઇએ, કે જેથી વાંચનારને અસંભવપણાનો જરાક પણ ભાસ ન આવે, તથા પુસ્તકની શરૂઆતથી તેના અંત સુધી વાચકનું મન આકર્ષાયલું રહે.

નવલકથા* બે પ્રકારની છે—ઐતિહાસિક તથા લાક્ષણિક અથવા સાધારણ. ઐતિહાસિક નવલકથામાં ચોક્કસ સમય ધ્યાનમાં રાખીને ઇતિહાસમાંનાં અપ્રસિદ્ધ સ્ત્રીપુરૂષોનું અથવા કલ્પિત નરનારીઓનું ખરૂં લાગે એવું મનમોહક બિયાન આવે છે. સાધારણ નવલકથામાં સામાન્ય વ્યક્તિઓનું વર્ણન મન આકર્ષી લે એવું હોય છે. કરણ ઘેલો, વનરાજ ચાવડો, સિદ્ધરાજ જયસિંહ વગેરે ઐતિહાસિક નવલકથાઓ છે. સરસ્વતીચંદ્ર, બે બ્હેનો, ઉષાકાંત આદિ લાક્ષણિક નવલકથાઓ છે.

અત્રે ટુંકી વાર્તા વિષે બે બોલ બોલવાની જરૂર છે. નવલકથા તથા ટુંકી વાર્તામાં થોડોક ભેદ છે. કેટલાક સાક્ષરોના મતે ટુંકી વાર્તા એ નવલકથાનું નાનું સાદું સ્વરૂપ છે. પણ આટલું તો નક્કી છે, કે ટુંકી વાર્તામાં બહુધા પ્રસંગ, બાબત તથા બોધ એકજ હોય છે; જ્યારે

---

* મણીભાઇ નારણજી તંત્રીએ "ગુજરાતી નવલકથાનું સાહિત્ય" નામનાં પુસ્તકમાં, તથા રમણભાઇએ "કવિતા અને સાહિત્ય" નામના ગ્રંથમાં નવલકથા, સાહિત્ય આદિ ઉપર ઠીક વિવેચન કીધું છે. કેખશરૂ અ. બાલાએ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં ગુજરાતી સાહિત્ય વિષે અગત્યનું લખાણ કીધું છે.

નવલકથામાં જુદા જુદા અનેક પ્રસંગો, બાબતો તથા બોધ હોય છે, અને તે સઘળાં એકમેક સાથે એવી સીફતથી ગુંથાયલાં હોય છે કે જેથી અખંડ ચિત્ર સુંદર રૂપમાં નજરે પડે છે. નવલકથામાં વિશાળ ક્ષેત્ર હોવાથી તેમાં માનસિક સ્વભાવનું બિયાન, કુદરતી બનાવોનું વર્ણન તથા ઉત્તમ ભાવનાઓનું આલેખન વિસ્તારીને અસરકારક રીતે આવે છે. ટુંકી વાર્તામાં રસિલું વૃતાંત, આકર્ષક બાબત તથા ઉત્તમ વિચાર ટુંકામાં પણ સુંદર શૈલીમાં આવે છે. એકાદ અગત્યના બનાવની તાત્કાળિક અસર જેમ ટુંકી વાર્તા કરી શકે છે, તેમ નવલકથા કરી શકતી નથી.

નિબંધરૂપી સાહિત્ય વિષે ઝાઝું લખવાની જરૂર નથી. નવલકથા પ્રમાણે આમાં કલ્પિત બાબતો અથવા પાત્રોનો સમાવેશ થતો નથી; પણ વ્યવહારૂ, સાંસારિક તથા ઐતિહાસિક વિષયો ઉપર વિવેચન કરી સારો બોધ આપવામાં આવે છે. નર્મદાશંકરનું નર્મગદ્ય, નવલરામનાં અવલોકનો, રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાનો સંસાર સુધારો, કરસનદાસ મુળજીનું નીતિવચન આદિ ગ્રંથો લેખન પદ્ધતિના નિયમો ગ્રહણ કરવા તથા ભાષાની શૈલીને સુધારવા અવશ્ય કરી વાંચવા જોઇએ.

## ગદ્યપદ્ય.

નાટક એ એવી રીતનું લખાણુ છે, કે જેમાં લેખક પોતે બીજાઓનું વર્ણન કરતો નથી, પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓનીજ પાસે કહેવડાવે છે. નાટક ગોયા સંસારની આરશી છે. લોકોને દૃષ્ટાંતરૂપે સદ્બોધ આપવો, સંસારમાં સુખ કેમ પ્રાપ્ત થાય તથા દુઃખ દફે થાય તે દેખાડવું, અંતે સત્યનો જય છે તથા દુરાચારથી નાશ થાય છે તે બતાવવું, તથા આ સંસારની ક્ષણભંગુરતા દર્શાવી પેલી દુનિયાનાં અમરપણાં વિષે માનસિક લાગણીઓને તીવ્ર બનાવવી એ નાટકનું મુખ્ય કર્તવ્ય છે. બેરામજી મલબારી નીતિવિનોદ (પા. ૬૫) માં કહે છે, તેમ "ખરા નાટકો તો પ્રજાને રીઝાવે, બળાપે બળાવે, ખુશાથી હસાવે" એવા હોય છે.

નાટકના બે પ્રકારો છે:—દુઃખ પરિણામક તથા સુખ પરિણામક. પહેલામાં મનના જુસ્સા, સદ્ગુણ અને માણસજાતનાં દુઃખના ચિત્રો પ્રત્યક્ષ માલૂમ પાડે છે. બીજામાં માણસજાતની મૂર્ખાઇ, તેઓની ખોડ, કુટેવ, આદિનું વર્ણન હોય છે. પહેલામાં કરૂણારસનું પ્રાધાન્ય હોય છે, બીજામાં હાસ્યરસનું પ્રબળ હોય છે. સાધારણ રીતે જોતાં નાટકો તો

ભજવી* બતલાવાય એવાંજ જોઇએ. પણ ઘણાક લેખકોનાં નાટકો ફક્ત વાંચીને મનને રીઝવી શકાય એવાં હોય છે. પારસીઓમાં કેખશરૂ કાબ્રાજી, બમનજી કાબ્રાજી, ફીરોશા મરઝબાન, રતનજી ફ્. શેઠના આદિના નાટકો પારસી સંસારને અનુસરીને લખાયલાં છે. હિંદુઓમાં પ્રેમાનંદ,† રણછોડભાઇ ઉદયરામ, નર્મદાશંકર, નવલરામ, દલપતરામ ડાહ્યાભાઇ વગેરે લેખકોના નાટકો જાણીતાં છે પણ તે માત્ર સાહિત્યની નજરે લખાયલાં છે.

સાહિત્યના ત્રણ ભાગો ગદ્ય, પદ્ય તથા નાટક એ દરેકમાં સમાયલી બાબત અથવા વસ્તુને અગર જો આપણે માણસના શરીર સાથે સરખાવીએ, તો શૈલી તેનાં કપડાં ગણાય તથા અલંકાર તેનાં ઘરેણાં કહેવાય. જે પ્રમાણે કપડાં તથા ઘરેણાં જુદી જુદી જાતનાં હોય છે, અને તેનો ઉપયોગ યોગ્ય સ્થળે તથા ઘટતે પ્રસંગે કરવાથી શરીર શોભા નિકળે છે, તેજ પ્રમાણે શૈલી તથા અલંકારોના ભિન્ન ભિન્ન પ્રકાર છે. અને તે લાયક જગ્યાએ તથા યથોચિત્ કાળે વાપરવાથી લખાણ દીપી નિકળે છે. વળી જેમ એક ભીખારી પોતાનું અંગ ફાટેલાં તુટેલાં ચિથડાંથી ઢાંકે છે તે કપડાં કહેવાય નહિ, તેમ એક લુખ્ખાં લખાણની ઢબ અથવા ગમે તેમ ચિત્રી કાઢેલાં વાક્યોના જત્થાની ઇબારત કાંઇ શૈલી કહેવાય નહિ. જે પ્રમાણે એક કુબરી સ્ત્રીનાં હલકી ધાતુથી બનાવેલાં ઘરેણાં, ખરાં ઘરેણાં કહેવાય નહિ, તેજ પ્રમાણે નિરર્થક હલકી પંક્તિના અલંકારો ખરા અલંકારો તરીકે ગણાય નહિ.

---

* ભજવી દેખડાવાય એવાં નાટકોમાં ચાર ચીજો અવશ્યની છે :—સંભાષણ, ગાયન, નૃત્ય તથા વસ્તુરચના. સંભાષણ નીતિબોધક, ઉછળતું તથા જોસ્સાદાર શૈલીવાળું હોવું જોઇએ. ગાયન મધુર, માણસને મોહ પમાડે એવું તથા વશ કરી લે એવું જોઇએ. નૃત્ય ચાલાકીવાળું તથા આશ્ચર્યકારક હોવું જોઇએ. વસ્તુની બાબતો ઉંચ પક્તિની હોઇ તેનાં વળાં એકમેક સાથે યોગ્ય રીતે ગોઠવેલાં હોવાં જોઇએ.

† પ્રેમાનંદે ત્રણ નાટકો રચ્યાં હતાં એમ કહેવાય છે, તેનાં નામો (૧) રોષદર્શિકા સત્યભામાખ્યાન, (૨) પાંચાલી પ્રસન્નાખ્યાન તથા (૩) તપત્યાખ્યાન છે. કેટલાક સાક્ષરોના મતે આ નાટકો પ્રેમાનંદનાં નથી, પણ કોઈ આધુનિક લેખકની બનાવટ છે.

કેટલાક લેખકો "નાટક" શબ્દને * સ્ત્રીજાતિમાં વાપરે છે. આપણે નાન્યતર જાતિ પસંદ કરીશું.

આપણે ઉપર કહ્યું કે સારા લેખકોના લખાણોનું અનુકરણ કર્યાથી ભાષા ઉપરનો કાબુ ખીલે છે; અને ચાલુ અભ્યાસનાં પરિણામે શૈલી સુધરે છે. પણ સારા લેખકો તે કયા તે વાંચક વર્ગ કેમ જાણી શકે? આ પ્રશ્નના ઉત્તર તરીકે વારંવાર અનેક સાક્ષરો વર્તમાનપત્રો, માસિકો, ગ્રંથો આદિમાં જુદા જુદા લેખકોના લખાણનું અવલોકન બહાર પાડે છે, કે જેથી શું વાંચવું અને શું ન વાંચવું તેનો કાંઇક ભાસ થાય છે. આવાં અવલોકનની અગત્ય કોઇ પણ રીતે ઓછી નથી; દિલગીરી માત્ર એટલીજ છે કે મોટે ભાગે આ અવલોકનો નિષ્પક્ષપાતપણાંનાં ધોરણ ઉપર રચાયલાં હોતાં નથી. કેટલાક પ્રાચીન કવિઓ વિષે નર્મદાશંકર લાલશંકરે નર્મગદ્યમાં અને રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાનાં ઇંગ્રેજી પુસ્તક **Milestones in Gujarati Literature** માં, તથા નવલકથા લખનારાઓ વિષે મણીભાઇ તંત્રીએ પોતાનાં એક પુસ્તકમાં ઠીક વિવેચન કર્યું છે, તેનો માત્ર ઇશારો અત્રે કરી, પુરાતન તથા અર્વાચીન ગ્રંથકારોનાં અતિ ટુંકાં અવલોકન પરિશિષ્ટ ક માં આપીશું. આ અવલોકનમાં આપણે આપણી નજર ખાસ કરીને શૈલી ઉપરજ રાખીશું. આપણે બનતાં સુધી ગ્રંથકારોનાં પુસ્તકોમાંથી દૃષ્ટાન્તો ટાંકીશું, કે જેથી શૈલી કેવી લખાવી જોઇએ તથા તેના પ્રકારો શા શા છે, તે વાંચનાર ઝટ સમજી શકે.

———:o:———

## પ્રકરણ ચોથું.

# શૈલીના પ્રકારો.

હવે આપણે આપણી ખાસ બાબત શૈલીની ઉપર આવીએ છીએ. આપણે ઉપર કહ્યું, તેમ દરરોજ છાપામાંથી સાહિત્યનો મોટો જથ્થો બહાર પડે છે. પણ તેની શૈલી મોટે ભાગે દૂષિત તથા ભૂલભરેલી હોય છે; અને તેનું મુખ્ય કારણ આ છે, કે એ સાહિત્ય નબળી કલમોથી બહુજ થોડા વખતમાં ઉત્પન્ન થયલું હોય છે, એટલુંજ નહિ પણ તેની મુખ્ય મતલબ કાંઇક નવીન ખબર અથવા માહિતી આપવાની હોય છે. વર્તમાનપત્રો, માસિકો, ચોપાનિયાં, પકવાન્નપોથીઓ, સીવન,–ગુંથન–આદિ-કળાઓને લગતાં પુસ્તકો, હિસાબો, પંચાંગો, ટાઇમ ટેબલો તથા બાતમી આપનારાં પુસ્તકો વગેરેને મોટે ભાગે સાહિત્યના વર્ગમાં મેળી શકાય નહિ; કારણ કે તેઓમાં એવાં તત્વો નથી, કે જેથી એજ કિસમનાં નવાં નવાં પત્રો તથા પુસ્તકો તેઓને વીસરાવી ન મેળે; બીજા બોલોમાં બોલીએ તો, એવાં લખાણો ક્ષણ ભંગુર હોવાથી લાંબી જીંદગી ભોગવી શકતાં નથી. બેશક વર્તમાનપત્રો માસિકો વગેરેમાં કોઇ કોઇવાર એવાં તો ઉપયોગી લખાણો આવે છે, કે જેના ઉતારા પુસ્તકોમાં લેવાઇ તેઓ દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરી શકે છે; પણ આપણે ઉપલી ટીકા સામાન્ય લખાણોના સંબંધમાંજ કરી છે, એટલું યાદ રાખવું જોઇએ છે. આપણી કલ્પના શકિત આકર્ષી લે તથા આપણું અંતઃકરણ ભેદી શકે અને આપણું મન આનંદમય બનાવે એવાંજ લખાણો લાંબી હૈયાતી ભોગવે છે. સંસારમાંની અનેક રસવાળી બાબતોથી આપણા માનસિક વિચારો દૃઢ કરે તથા દૂજતાં હૃદય વડે આપણને મમતાભરેલાં, નેક, વિચારશીલ તથા દિલસઝ બનાવે એવાંજ પુસ્તકો લાંબા કાળ સુધી જળવાઇ રહે છે. હરકોઇ પુસ્તકનાં દીર્ઘ આવરદાનો આધાર તેમાંની બાબત તથા તેની શૈલીની ઉપર હોય છે. કદાચ બાબત નબળી હોય, છતાં જો શૈલી સરળ, રસિક, સચોટ, સ્પષ્ટ, મનોરંજક તથા હૃદયભેદક હોય તો તે લખાણ પ્રશંસાપાત્ર ગણાય છે, અને લાંબી હૈયાતી ભોગવે છે.

આ તો નિર્વિવાદ છે કે વિષય તથા વસ્તુને અનુસરીનેજ યોગ્ય પ્રકારની શૈલી વાપરવી જોઇએ. ગદ્ય, પદ્ય, નિબંધ, નાટક, નવલકથા, ઇતિહાસ, સામાન્ય વિષય, રાજકીય બાબત, શાસ્ત્રિય ગ્રંથ વગેરેની ભાષાશૈલી ભિન્ન ભિન્ન પ્રકારની હોવી જોઇએ, એ તો સ્પષ્ટ છે. સામાન્ય

રીતે બોલીએ તો સરળ, રસિક, સુબોધદાયક તથા ગંભીર અર્થવાળી શૈલી લોકમાન્ય ગણાય છે. "કરણઘેલો," "વનરાજ ચાવડો," "નર્મ ગદ્ય," "સંસાર સુધારો" આદિની ભાષા નકલ કરવા યોગ્ય છે.

આપણી જાણ પ્રમાણે શૈલી વિષે કાંઇ પણ પુસ્તક અદ્યાપિ પ્રગટ થયું નથી. પણ પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં રા. ઇચ્છારામ સૂ. દેશાઇએ "લેખન પદ્ધતિ" ઉપર, તથા ત્રીજી પરિષદ્‌માં રા. અતિસુખશંકર ક. ત્રિવેદીએ "ભાષા શૈલી" ઉપર નિબંધો વાંચ્યા હતા. તેમણે શૈલી ઉપર ઠીક રોશની ફેંકી છે. રા. શંભુપ્રસાદ શી. મેહેતાએ "જ્ઞાનવર્ધક" નામનાં માસિકમાં તથા કેટલાક સાક્ષરોએ અહિંતહિં ઉપયોગી વિવેચન કીધું છે. પરંતુ જે પ્રમાણે ઇંગ્રેજી પુસ્તકોમાં શૈલી (Style) વિષે લખાણો થયલાં છે, તેવાં લખાણો ગુજરાતીમાં નથી. અત્રે આપણે ઇંગ્રેજી ગ્રંથોને અનુસરીને શૈલીના વિભાગો પાડી દૃષ્ટાન્તો નીચે રજુ કીધાં છે, તેને આપણે એક અપૂર્ણ કોશેશ તરીકે ગણવા ઉપરાંત વધુ દવો કરીશું નહિ.

(૧) **સરળ શૈલી** (Simple Style)—સાદી સરળ પણ હૃદય આકર્ષી લે એવી શૈલી ઉત્તમ ગણાય છે. જેમ તોફાની દરિયાના ઉછળીતા મોજાઓ આપણા દિલમાં દેહેશત ઉત્પન્ન કરે છે, તેમ કઠણ, પ્રૌઢ તથા "જડબાંભંજક" શૈલી વાચક વર્ગમાં ભય પેદા કરી તેને દૂર નસાડે છે. બીજા હાથ ઉપર એક સરળ શાન્ત વહેતી નદીનાં પાણીઓ જોનારને રીઝવે છે તેમ સરળ, સાદી, સુહેલાઇથી સમજી શકાય એવી શૈલીથી વાંચનાર ખુશી થાય છે. ઘણાક હિંદુ તથા પારસી લેખકોએ આ પ્રકારની શૈલીનો ઉપયોગ કીધો છે. પણ દિલગીરી ભરેલી બીના આ છે, કે કેટલાક આધુનિક લેખકો વારેલા વરાતા નથી. તેઓ ચોપડી ચોપાનિયાંમાં એવી તો કઠણ સંસ્કૃતમય કે ફાર્સીમય શૈલી વાપરે છે, કે વારંવાર તેમની મતલબ સમજી શકાતી નથી પણ તેઓ ભૂલી જાય છે કે તેમનાં લખાણો પોતાને માટે નથી, પણ બીજાઓને માટે છે; માટે કાંઇ નહિ તો શિષ્ટ વર્ગ તે સમજી શકે એવાં તો તે હોવાંજ જોઇએ. ઇટાલીના એક ગ્રંથકારે કહ્યું છે કે સાહિત્ય તો એવું જોઇએ કે "દેશની રગેરગમાં તે વ્યાપી જવું જોઇએ. મજૂરોનાં ઘર સુધી તથા ગામડિયાઓનાં ઝુપડાં સુધી તેણે પહોંચી જવું જોઇએ." બેશક સાહિત્યનો હેતુ આવાજ પ્રકારનો જોઇએ; પરંતુ તે કેળવણી પામેલા વર્ગને "કૂચા જેવું" ન લાગે તેની સંભાળ રાખવી ઘટે છે.

સરળ શૈલીનાં ઉદાહરણો નીચે આપીશું: —

"તેણીનો (માણેક નામની પારસી સ્ત્રીનો) પહેરવેશ સાદો બલ્કે ગરીબ અને મુફલીસ હતો. અને તોપણ તેણીની ખૂબસુરતીનાં તેજમાં તે મહા દેરામાં સજજ થયલી, સેંકડો "પરીની પાંખ જેવી" શ્રીમંત સુંદરીઓને પણ લજ્જામાં નાંખે એવું તેણીનું ખરેખરૂં પરીસુરત હોસાંન હતું......તે એક સાદી, નમાની, નમ્ર આંખવાળી, વગર ગરૂરીની, તે કીસમની તેજસ્વિ સુંદરતા હતી, કે જે જોતાં બદદ્દયાનતીઓ વટીક પ્રમાણિક થાય! તેણીની પોતાની ચશ્મોમાં નીતિ એવી પ્રદીપ્ત થઇ રહેતી હતી, કે ગલીચ ને અનીતિમાન હેતુથી તેને જોનારો વટીક જાણે તેને જોતાં સાથે તેમનાં પોતાનાં વર્તનમાં શુદ્ધ તથા ચોકખા બની જાય! તેણીની આંખના લેહકા, તેણીનું વર્તન, તેણીની અદા, તેણીની દરેક હીલચાલ એવાં રાંક, એવાં અસીલ, એવાં ઉમદાં હતાં, કે તેણીનાં તેજસ્વિ ચળકાટવાળાં સ્વરૂપથી જેઓ જખમાય તેઓ પણ તેમની હીલચાલમાં તે સુંદરી સામે લેશ પણ અમર્યાદશીલ થવાની હિંમત કરી શકતા નહોતા."

(બ. ન. કાબ્રાજી—એદીલ કે બેવફા પા. ૧૪૨.)

"આ અરસામાં રાજ્યતંત્રીઓએ ઘણી ઘણી વાતો કરી. કંઇ કંઇ યોજનાઓ થઇ, કંઈ કંઇ સંકલ્પ વિકલ્પ થયા, કંઈ કંઇ ઘાટ ઘડાયા, કંઇ કંઇ ભાગ્ય ઉઘડયાં, કંઇ કંઇ ચિંતાઓ થઇ, અને કંઇ કંઇ ઉપભોગ થયા. સ્મરણ શકિતને થકાવે, કલ્પનાને હંફાવે અને સાધારણ બુદ્ધિને તો મૂર્છા પમાડે એવી યોજનાઓ કરવી હજી બાકી રહી જણાઇ."

(ગો. મા. ત્રિપાઠી–સરસ્વતી ચંદ્ર ભાગ ૧ પા. ૨૯૮).

"આ લોક અને પરલોકનો તિરસ્કાર કરી, લજ્જાને લાત મારી, ભયને હસી કાઢી, વિશુદ્ધિને મૂર્છા પમાડી અને હ્રદયને સૂતું વેચી સાંમેનું દ્વાર ઉઘાડવાનું સાહસ કરવા વિષમય નાગ જેવો હાથ ધસ્યો! હાથમાં જીવ આવ્યો તેની સાથે આંખમાં પણ જીવ આવ્યો."

(ઉપલુંજ પુસ્તક પા. ૩૨૦).

જરને વશ છે જગત, રાયપણ જરથી રીઝે,<br>
જુવતી જર વશ હોય, લાભ પણ જરથી લીજે.<br>
જર સર્જન સનમાન, જરે જશવંત કહાવે,<br>
જરથી પામે જોખ, સતી શુભ કુળની આવે.

જરનું જ જગતમાં જોર છે, દુર્જિન જરે નમે સહૂ,
શામળ કહે જરજોરથી, બાપો એમ કહે બહૂ.

... ... ... ... ... ... ... ...

જરથી પામે જોખ, જરે ઈંદ્રાસન આણે,
જરથી જગ જીતાય, જર થકી મોટમ માણે.
જરથી લાખ કરોડ હોડ હઠીલા હારે,
જરથી રાજ્ય થપાય, જરે ઝાઝાને મારે.
એમ જગત વશ્ય છે જરતણે, ચિંતવે તેવા ગુણ ગણે,
જગદીશ ઇશવશ જરતણે, શામળભટ સાચું ભણે.

(શામળભટ છાપા—દલપતરામ કૃત ગુજરાતી કાવ્ય સંક્ષેપ પા. ૧૦૧).

કાયાની શી માયા, કાયા વાદળીની છાયા જેવી,
રેતીના રચાયા પાયા એવી કાચી કાયા છે.
દહન થતા દેખાયા રાંકને રાણી જાયા,
માયા મેલી મુએલા ગણાયામાં ગણાયા છે.
ધન માટે ધાયા ને કમાયા ન કમાયા કોઇ,
બંધને બંધાયા કાળ જાળમાં ઝુલાયા છે.
લાલચે લોભાયા પણ સ્થીર ન થોભાયા ભાઇ,
સૌ અહીં સમાયા એવી ઇશ્વરની માયા છે.

(દલપત કાવ્ય ભાગ ૨. પા. ૧૫૨).

બાઇ બોલી મારા દુ:ખનું તમારે શું છે કામ,
જાઓ તમે ચાલિયા મારગે મારૂં લેશો ન નામ.
જે દુ:ખ મટવાનો જગતમાં નથી એકે ઉપાય,
એ તો અંતરમાંજ રાખવું, કહેવાથી શું થાય.
તમથી આ દુ:ખ તલ જેટલું, ઓછું કરિ ન શકાય,
આકાશ તે જ્યાં તુટી પડે, કિડીથી ન ઝિલાય.
દેવ ન દુ:ખ ટાળી શકે, માનવી કોણ માત્ર,
માટે મારે મરી છુટવું ગોરાં બાળીને ગાત્ર.
જેની ઉપર થાય જગતમાં કાળો દેવનો કોપ,
શી કરે મનુષ્ય સહાયતા, થાય અમર અલોપ.

(દલપતરામ—વેનચરિત્ર પા. ૪૩).

ભજ ભાવે ભગવાન મનવા, ભજ ભાવે ભગવાન,
ખટપટના સહુ ખેલ તજીને, ધર તું તેમાં ધ્યાન—મનવા ભજ૦
જગની બાજી જૂઠી જાણી, સ્મરને અવિચળ સ્થાન—મનવા૦
સુખ દીસે ઉપર સંસારે, તૃષ્ણાનુ તોફાન—મનવા૦ .
આજે છે ને કાલે જશે તો શું તારૂં સુકાન—મનવા૦
દુ:ખ દરિયાના ફૂંફાડામાં કોણ ઉગારે જાન ?—મનવા૦
ખોટ તને દેખાય પ્રથમ પણ નકકર લાભ નિદાન—મનવા૦
મોહ્યો તું માયાના મધમાં, શું સાધ્યું અવસાન (=છેવટ)—મનવા૦
કેમ શાંત રહેશે તું પડશે કાળ શબ્દ જવ (=જ્યારે) કાન ?—મનવા૦
તેની કાયા તેની માયા તેનું સહુ ધનધાન—મનવા૦
ડાળપાન લઇને પસ્તાશે, થડ તું માગ અજ્ઞાન—મનવા૦
ઇશ સમરતાં દીશ (=દિવસ) સૂજે સૌ, નહિ તો નીશ સમાન—મનવા૦

(અરદેશર ખબરદાર—કાવ્ય રસિકા પા. ૮૫).

આચાર સુશુદ્ધ કરો, વિચાર સુશુદ્ધ કરો,
ઉચ્ચાર સુશુદ્ધ કરો, એજ સર્વ ધર્મ છે.
તનને સુધારો ભાઇ, મનને સુધારો ભાઇ,
આત્માનો ઉધારો કરવાનું એજ કર્મ છે.
પ્રીત થકી એક ચિત્તે પ્રભુ તણી ભક્તિ કરો,
એજ ખરૂં માનવીની યોગ્યતાનું ચર્મ છે.
અદલ કહું છું સહુ સાંભળો સાહેબ તમે,
સર્વ શાસ્ત્ર તણો માત્ર એજ એક મર્મ છે.

(ઉપલુંજ પુસ્તક પા. ૧૧૭)

ઉપલા સઘલા દાખલામાં શબ્દો સહેલા તથા શૈલી સરળ છે, તેથી તે વાંચતાંજ આપણું મન ઉછાળો મારી આનંદ મેળવે છે. ગદ્યમાં સરળ શૈલીનો નીચલો દાખલો વાંચવા જોગ છે :

"ખરા બ્રાહ્મણ વેદ ભણે છે, તેનો અર્થ સમજી તે પ્રમાણે વર્તે છે. શાસ્ત્ર ભણે છે ને ભણાવે છે, અને જમવાની લાલચ કે ધનનો લોભ જરાએ રાખતા નથી. તેમની સ્ત્રીઓને અને પુત્રોને સંસ્કૃત વિદ્યા ભણાવે છે, ઇશ્વર ભક્તિ શિખાડે છે અને વહેમથી દૂર રાખેછે...... તેઓ સાદા અને સંતોષી રહે છે. ગૃહસ્થના જેવા ઠાઠમાઠ તેમને જોઇએ નહિ; જેઓ લાડુ ભટ નથી; જેઓ મિષ્ટાન્નની આકાંક્ષા રાખતા નથી; જેઓ ભિક્ષા માંગતા નથી; દુષ્ટનાં દાન લેતા નથી; વેદ શાસ્ત્ર સંપન્ન

અને સદ્ગુણી હોઇ એકાંત વાસમાં રહે છે......ગ્રામ અને નગરમાં ભ્રષ્ટ બ્રાહ્મણો સેંકડો ને હજારો છે......એમાનાં કોઇ ભણ્યા છતાં નાસ્તિક, ઢોંગી, પાખંડી ને ભ્રષ્ટ છે. ઘણાક મૂર્ખ હોઇ ખેતી કરે છે; કોઇ કાછીઆનો ધંધો કરે છે, કોઇ દૂધ વેચે છે, કોઇ નાણું વ્યાજે ફેરવે છે, કોઇ વણિકના વાણોતર છે, કોઇ પત્રાળાં શીવે છે, કોઇ રાજાની ચાકરીમાં તલાટી, કારકુન ને પટાવાળા છે, કોઇ દાણાનો વેપાર કરે છે, કોઇ ઘી વેચે છે, કોઇ મહેતાજી કે અધ્યારૂ થઇ નિશાળ ભણાવે છે, કોઇ તંબોળી થઇ પાનસોપારી વેચે છે, કોઇ કંદોઇ છે, કોઇ રસોઇઆ છે, ઇત્યાદિ વૈશ્ય ને શૂદ્રનાં કર્મ કરે છે. તેમની કોટે જનોઇ છે ખરી, પણ તેઓ માત્ર નામના બ્રાહ્મણ છે; સાચા બ્રાહ્મણ નથી. તે લોક ઉદ્યમ કરે તો ભલે કરે, ધંધો કરવો એ ખોટું નથી; પણ તેઓ ગુરૂતુલ્ય પવિત્ર બ્રાહ્મણપણાનો દાવો કરે તો તેમને ઠગારા જાણવા...... તેમનામાંથી નઠારા તેઓને જાણવા, જેઓ ધંધો કરતા નથી, ને ભીખ માંગે છે, લોકને અનેક વેશે ધૂતે છે, વેદશાસ્ત્ર ભણ્યા વિના ગોરપદું ને ગુરૂપણું કરે છે, અને પોતે મૂર્ખ હોઇ કથા વાંચીને, તથા પાખંડ કરીને લોકને અજ્ઞાન સાગરમાં અને વહેમની ખાડીમાં બૂરાડે છે, ને આડે રસ્તે ચલાવે છે. તેઓ ધૂતી ખાઉ ધૂતારા બ્રાહ્મણો છે.”

(રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ—સિદ્ધરાજ જેસંગ પા. ૩૨–૩૩).

(૨) **સંક્ષિપ્ત શૈલી** (Brevity). જ્યારે થોડા શબ્દોમાં ઘણું સમજાવવામાં આવે છે ત્યારે આ શૈલીનો ઉપયોગ થાય છે. જેમકે :—

રોકો તન મન ધન રોકી લ્યો, રોકવે અમર ઇનામ,
× × × × × × × જગતમાં કામજ સુખ મુદ્દામ.
(મલબારીનાં કાવ્ય રત્નો—અનુભવિકા પા. ૧૦૧).

ઉપલા ફકરામાં “ રોકવે અમર ઇનામ ” શબ્દો “ રોકવે તમને અમર ઇનામ મળશે” સારૂં વપરાયલા છે.

જનમ, જીંદગી, મરણ છે પગલાં તરણ,
**આયો, રેહયો, ગીયો*** ને પછી તાહરૂં તન.
નિસ્તીના પરદામાં થશે અનદીઠ,
ફેરવશે લોક તાહરી પછવાડે પીઠ.
(જ. ન. પીટીટ માહરી મજેહ પા. ૮૪).

---

* ઉદાહરણોમાં શબ્દોની જોડણી જેમ ગ્રંથકારે કરી હોય તેમજ મોટે ભાગે તે આપવામાં આવી છે.)

"સીઝર પેઠે જગતમાં **જનાર, જોનાર અને જીતનાર થવાની** ઉત્કટ અભિલાષા તેની હતી."

ચરિત્ર જે નરસૈયા તણાં, તેથી પવિત્ર થાયે પિંડ,
જે **સુણે, ભણે ને અનુભવે,** અવતાર તેનો ધન્ય.

(કવિ પ્રેમાનંદ કૃત નરસિંહ મહેતાની હુંડી—
પ્રૃ. કા. દો. ભાગ ૨ પાને ૨૯૪)

ઉપલા ફકરાઓમાં "આવ્યો, રહ્યો અને ગયો," "શુણે ભણે ને અનુભવે," "જનાર, જોનાર, જીતનાર" શબ્દો ટુંકા છે, પણ બોહોળો અર્થ સૂચવે છે.

(૩) **અતિસંક્ષિપ્ત શૈલી** (Conciseness). આમાં શબ્દો બહુ થોડા હોવા છતાં, અર્થ જોસ્સાદાર તથા ગૌરવવાળો હોય છે. જેમ કે મી૦ ખબરદારનાં પુસ્તકમાંથી આપણે ટાંકેલો નીચલો ફકરો સારો દાખલો છે.

તેની કાયા, તેની માયા, તેનું સહુ ધનધાન,
મનવા, ભજ ભાવે ભગવાન.

(કાવ્ય રસિકા પા. ૮૫).

"આ આપણી કાયા ઇશ્વરે આપણને આપેલી છે, આ જગતની માયા ઇશ્વરે સરજેલી છે, ધન ધાન્ય સઘળું તેનુંજ આપેલું છે. આમાનું કાંઇ પણ આપણું નથી; કોઇ પણ વખતે પરમેશ્વર તે લઇ મૂકે એમ છે."—આવો જોસ્સાદાર અર્થ ઉપલા ફકરામાં સમાયલો છે.

લે લે લે, લેનાર! લેઇ તું શું લેવાનો?
લેતાં થાકીશ યાર! એક લઇ દશ દેવાનો.
લેવું પાપ અસાર, ભાર માથે રહેવાનો,
બન્યો ઋણી અવતાર, હસે ઋણથી તું શાનો?

... ... ... ... ... ... ... ...

ભાગ્યહીણું લેનાર! ઋણ કહું રાહુ ઘણાનો,
મંગળ મારે ઠાર, કાળજે ઘોંચ્યાં પરાણો.

(મલબારી—સંસારિકા—કાવ્ય રત્નો પા. ૧૬૧–૨).

છેલ્લી બે લીટીઓમાં કહ્યું છે કે જેમ રાહુ ચંદ્રને ઘેરી લઇ તેનો પ્રકાશ ઘટાડે છે, તેમ ઋણ યાને કરજ ઘણાક માણસોને ઘેરી લે છે. જેમ જ્યોતિષ શાસ્ત્રમાં મંગળને ક્રૂર તથા મારક ગ્રહ ગણેલો છે તેમ

કરજ કાળજામાં પરાણો ઘોંચી ધણાકને ઠાર મારે છે. આ ઉપરથી જણાશે કે કવિએ બહુ થોડા શબ્દોમાં ઉંડો અર્થ સમજાવવાની તજવીજ કરી છે. બહુ અનુભવી ગ્રંથકારો આ પ્રકારની શૈલી વાપરવામાં ફતેહમંદ બને છે.

(૪) **કહેવતરૂપ શૈલી** (Aphoristic style). જ્યારે વાક્યો અથવા ફકરાઓની રચના એવી તો સંક્ષિપ્ત હોય છે, કે આપણે તે વાક્યો અથવા ફકરા સુહેલાઇથી યાદ રાખી શકીએ છીએ, ત્યારે કહેવત રૂપ શૈલીનું નામ આપવું ઘટે છે. કેટલાક કવિઓ કહેવતોને કવિતામાં એવી તો સરસ રીતે ગોઠવી દે છે, કે તે વધારે મનમોહક થઈ પડે છે. ઉદાહરણો નીચે ટાંકીશું :—

કામ વિવશ પામર વિષયીને, દેવ ગુરૂ કહિ માને,
સોમણ સાબુયે ખર ધોયે, અશ્વ ન થાય નિદાને.
(કવિ મનોહરદાસ—જુઓ કાવ્ય* દોહન પા. ૧૮૧).

નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય,
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય ?
(કવિ ધીરો ભક્ત—કાવ્ય દોહન પા. ૧૮૪).

છોડ નકલ, બેઅકલ, બાયલા, પગ પેખી પાંથરણું તાણ,
મિયા માંદા ને ટંગડી ઉંચી એ કેણીની કરી પીછાન.
(મલબારી—સંસારિકા પા. ૭૦).

સર્વ કામ મ્હેનત થકી કરતા હોયે લોક,
થાય સહાય સદા હરી, ફળ નવ થાયે ફોક.
જે કરિ શકિયે આપણે, કરે ન પ્રબળ કોય,
આપ સમાન ન બળ કંઇ, મેઘ સમાન ન તોય.
(નર્મદાશંકર—નર્મ કવિતા પા. ૧૬).

મૂરત જોતાં સંધી ખોવી, હાથ ઘસીને રહેવું,
"લક્ષ્મી ચાંલો કરવા આવે, મ્હોં ધુઇ આવું" કહેવું.
... ... ... ... ... ... ... ...
આગ લાગતે કુવો ખોદવો, પચ્છમ બુધિયા થાવૂં,
પાણી આવે પાળ બાંધવી તેમાં શું ફાવ્યું ?
ઉપલુંજ પુસ્તક પા. ૧૨૯–૧૩૦).

* કવિ દલપતરામ ડાહ્યાભાઇ કૃત–પાંચમી આવૃત્તિ ઈ. સ. ૧૮૭૧.

એક રૂપૈઓ સાંપડે નાણાવટું ન થાય,
મળે સુંઠનો ગાંગડો, ગાંધી નહિ થવાય.
(દલપત કાવ્ય—ભાગ ૨ પા. ૪૧).

ઇચ્છારામ સ૦ દેસાઇકૃત "ગંગામાં કહ્યું છે કે :—

"ખરેખર પાપ બોલતું નથી, પણ બોળે છે; તે ડૂબતું નથી, પણ ડુબાડે છે; તે છાનું છે, પણ પ્રકટ થાય છે" (પા. ૧૩૭).

**(૫) શબ્દાતિશયિકા શૈલી** (Verbose style). જ્યારે લેખક પ્રયોજન અથવા જરૂર વિના પુષ્કળ શબ્દો અથવા ફકરાઓ તેજ તેજ મતલબના લખે છે, ત્યારે આ શૈલી વાપરે છે. કેટલીક વખતે આવા લેખકનું લખાણ ગોળગોળ અથવા બાબતથી વેગળું થઇ પડે છે. નીચલાં ઉદાહરણમાં એક સાક્ષરે તેજ વિચાર લગભગ તેજ શબ્દોમાં અથવા કાંઇક જુદા શબ્દોમાં આપેલા હોવાથી શબ્દતિશયિકા શૈલીનો દોષ તેને લાગુ પડે છે. તે લખે છે કે :—

"અભિયુકત કે સર્વમાન્ય ગ્રંથમાંથી પ્રસંગોપાત અવતરણ લેવુંજ નહીં, એમ મારૂં કહેવું નથી. પ્રસંગોપાત પોતાના મતવિચારને દૃઢ કરવા પુષ્ટિ આપવા, અવતરણો લેવાની જરૂર છે. પરંતુ ત્રણ ત્રણ લીટીને અંતરે અને વાકયે વાકયે અભિયુકત ગ્રંથનાં અવતરણ લેવાં તેથી ગ્રંથમાં કંઈ પણ સત્વ હોય છે, તો તેનો સમૂળગો નાશ થાય છે. પ્રસંગોપાત લીધેલાં અવતરણો વડે ગ્રંથને શોભા અને વિચારને પુષ્ટિ મળે છે. પણ ડગલે ડગલે લીધેલાં અવતરણોથી વાચકજનો કંટાળે છે. અને વિદ્વાનો વિચારે છે કે એ ભાઇમાં સ્વવિચારની તાણ હોવાથી પારકા વિચારોથી ભરણું કર્યું છે......જ્યાં ખરેખરા પોતાના વિચારને બીજાના વિચારની પુષ્ટિની જરૂર છે, ત્યાંજ અવતરણો લેવાની જરૂર છે."

ઉપલા ફકરામાં તેજ શબ્દો વાકયો તથા વિચારો પાછા પાછા વપરાયા છે. એ અવગુણ ઉપર લખાણના આવેશમાં લેખકે લક્ષ આપ્યું નથી, તેથી એક પ્રકારનો દોષ દર્શાવતાં બીજા પ્રકારના દોષને વશ પોતેજ થયો છે, એ લગાર વિચિત્ર છે.

અતિશય લાંબા તથા પુષ્કળ શબ્દોવાળાં વાકયો અનિષ્ટ ગણાય છે; અને તેવાં વાકયોને પણ ઉપલીજ શૈલીનો દોષ લાગુ પડે છે. રા. **રમણભાઈ મહીપતરામ નીલકંઠે "ભદ્રંભદ્ર" માં ઠેકડી કરવાની મકસદથી આવાં દોષવાળાં સંસ્કૃતમય વાકયોનો નમુનો આપ્યો છે તે નીચે પ્રમાણે છે :—**

રૂઢિ તે આર્ય સમય સમય અને સ્થાન સ્થાનની ભિન્નતાને અનુસરી અને સનાતન શાસ્ત્રોનું વેદધર્માનુયાયી ઐક્ય જાળવી સર્વ દેશકાળને અનુકૂળ થયલી, પણ એક અચળ ધ્રુવ રહેલી, લોકોને આચાર, વિચાર, ભોજન, પાન, ઇંગિત, ચેષ્ટા, ગાયન, નૃત્ય, વાચન, લેખન, જૃંભણ, છિક્કાકરણ, પર્યટણ, ડયન, જનન, મરણ, વિવાહસ્ય કરણ, નિરાકરણ, ભજન, પૂજન, દાયસ્ય પ્રાપન, અપહરણ, સ્નાન, મુંડન, પરિધાન, આચ્છાદન, વચન, દર્શન, વેપન, ધર્ષરાયણ, શયન, જાગરણ, બંધન, ભૂતગ્રસન, ધ્યાન, માર્જન, વ્યવહાર, વૈરાગ્ય, એ સર્વમાં બુદ્ધિના ઉપયોગ વિના ચક્ષુના ઉદ્‌ઘાટન વિના, શાસ્ત્રના નિરીક્ષણ વિના, વિવાદના પ્રયત્ન વિના, ગૌરવની ગણના વિના, અવમાનના ખેદ વિના, વિરોધતાના ભાન વિના, લાભના દર્શન વિના, સારાસારના વિવેક વિના, દૃઢ ભાવથી, પૂજ્ય બુદ્ધિથી, અને અકારણ ગર્વથી, આર્યોને પ્રવર્તાવનાર, દિવ્ય, માનનીય, શાસ્ત્ર વિમુખ છતાં શાસ્ત્ર રહસ્યભૂત, ભક્તજનોના હસ્તપાદ માટે લોહશૃંખલા અને કંઠ માટે વધસ્તંભ ધારણ કરનાર દેવીરૂપ પ્રસિદ્ધ સંપ્રદાય (છે); તે લત્તાપ્રહારથી પ્રવૃત્તિ કરાવે, મુખરોધનથી નિવૃત્તિ કરાવે, મૂર્ખદ્વારા સુવિચારનું હાસ્ય કરાવે, અંધદ્વારા સુમાર્ગનો પ્રતિબંધ કરાવે, અનક્ષર વર્ગને મુખરિક કરે, વિદ્વદ્ વર્ગને મૂક કરે, એવા એવા અનેક ચમત્કારથી આર્યદેશમાં અપૂર્વ અંધકારમય થઇ રૂઢિ જગતને વિસ્મયથી ચકિત કરે છે.

(ભદ્રંભદ્ર પા. ૮૩).

(૬) **અસંબદ્ધપ્રલાપયુક્ત શૈલી** (Irrelevant style) અસંબદ્ધ વાક્યોથી તથા જલદી જલદી એક બાબતપરથી બીજી બાબતપર ઉતરી પડવાથી લખાણ અરૂચિકર થઇ પડે છે, ત્યારે તેવા પ્રકારની શૈલીને ઉપલું નામ આપવું યોગ્ય થઇ પડશે. ઉપલાંજ ભદ્રંભદ્ર પુસ્તકમાં ભદ્રંભદ્ર ઉપર મેલાયલા આરોપની તપાસ માજીસ્ટ્રેટની કોર્ટમાં ચાલતી હતી, ત્યાં આરોપ વિષે ખોલાસો કરવા કોર્ટે હોકમ કીધો, તે ઉપરથી તે બોલ્યો :—

આર્યોને આરોપ લાગી શકતાજ નથી. કેમકે તેમની સર્વાવસ્થા વેદવિહિતા હોઇ દોષરહિતા છે. આર્ય વ્યવસ્થામાં ખામી

કાઢનારા સુધારાવાળાપરજ આરોપ થવો ઘટે છે, અને તેઓજ શિક્ષાને પાત્ર છે. સુધારાવાળા કહે છે, કે આર્ય વ્યવસ્થામાં ભોજન વ્યવહાર હોય, ત્યાં કન્યા વ્યવહાર નથી; માટે એ ખામી સુધારવી જોઇએ. એ મૂર્ખો જાણતા નથી, કે વ્યવહાર ઓછો હોય એજ ઇષ્ટ છે. કેમકે સુખત્યાગમાં મહત્વ છે, અને કન્યાઓ ન મળવાથી કુટુંબો નિર્વંશ થઇ નષ્ટ થાય એ સુખત્યાગ છે. બાળલગ્ન, વિધવા વિવાહ પ્રબંધ, જ્ઞાતિ ભેદ એ સર્વ સુખત્યાગના ઉંચા ધોરણ ઉપર રચાયલાં છે. સુખનો ત્યાગ કરી દુ:ખી થવું, સંતાનોને દુ:ખી કરવાં, ભવિષ્ય પ્રજાને દુ:ખી રાખવાના ઉપાય દૃઢ કરવા એમાંજ આર્ય વ્યવસ્થાનું રહસ્ય છે, તે જડવાદીઓ સમજતા નથી.

ઉપલા ખોલાસામાં ભદ્રંભદ્ર એક પછી બીજી બાબત ઉપર ઝડપથી કૂદી પડે છે, તેથી તે શું કહેવા માંગે છે તેની સમજ પડતી નથી.

(૭) **રસિક અથવા રસયુક્ત શૈલી**—કાબેલ લેખકો રસિક અથવા મન રીઝવે એવી શૈલી લખી શકે છે. આવાં લખાણો વાંચનાર રસ લઇને ફરી ફરીથી વાંચે છે. તેથી હૃદયની લાગણીઓ ઉછાળા મારી મન હરખાય છે.

આ દુનિયામાં છળ, કપટ, લુચ્ચાઇ વધી પડયાં છે, તે વિષે લખતાં કવિ કૃષ્ણરામ "કળિકાળનાં વર્ણન" માં નીચે પ્રમાણે લખે છે:—

બાર પાણનો માલ. વીશ પાણે વેચંતા,
દોડ દોડ દલાલ, કળીહળ કૈક કરંતા.
કહે ધર્મના સમ, ધર્મ ધસરડે ધૂળે,
તોયે ત્યમનું ત્યમ. મરદી નાખે મૂળે.
... ... ... ... ... ... ... ...
દમડી માટે ગાળ, મુખથી માને દેતા,
એક એકની આળ, જઇ દરબારે કહેતા.
શાણા થઇ શેઠ, પાન તમાકું ચાવે.
વાડવ(=બ્રાહ્મણ) પાસે વેઠ, કાયા તણી કરાવે.
લેઇ આપ્યાની આશ, મનમાં ફરી ન રાખે,
દામતણા થઇ દાસ, જુઠું મુખથી ભાખે.
જતિ ગુરૂ બ્રાહ્મણ દેવ ગોસાંઇ વિધવાના ધન,
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન.

ચાર રામની ધર, થઇને કરતા કાળું,
જિરવી કંઇનાં જર, દેખાડે દેવાળું.
મનમાં રાખે મેલ, મૂખ જણાયે મીઠા.
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કંઇને દીઠા.
કહી બતાવે કાંય, આપે વસ્તૂ બીજી,
મગન થાય મનમાંય, તાળી આપે રીઝી.

(કાવ્ય દોહન પા. ૧૧૦).

પરણાવવાનું કામ હિંદુ માબાપ કરે છે, અને કેટલીકવાર તો ગોર પણ કરે છે, તે વિષે લખતાં રા. બ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા "સંસાર સુધારા" માં. (પા. ૧૯૦) લખે છે કે :—

ગોર સંબંધે "લંકાની લાડી ને ઘોઘાના વર" ની વાત લોકોમાં ચાલે છે; અને વખતે તેનો વેષ પણ ભજવાય છે. એક આંખે કાણી કન્યાનો વિવાહ કરવા માટે ગોરને પરદેશ મોકલવામાં આવ્યો. ગોરે ઘોઘામાં આવી એક જોયો તો તેને તે પસંદ ન પડ્યો. પણ વરના બાપે ગોરનાં ખીસાં તર કર્યાં, એટલે બ્રાહ્મણ ભાઇ લલચાયા. વરના બાપે યુકિત બતાવી કે વેવાઇ તને પૂછે, ત્યારે કહેજે કે વરની એક આંખે ફૂલ છે અને બીજી આંખમાં કાંઇ નથી! (મતલબ કે તે બંને આંખે દેખતો નથી). ગોરે કરેલો વિવાહ કાયમ કર્યો, ને કેટલીક મુદતે વરનો બાપ લગ્ન માટે જાન લેઇ આવ્યો. લગ્ન થઇ રહ્યા પછી કન્યા તરફની સ્ત્રીઓ ગાવા લાગી, "લાડીએ લાડો છેતર્યો"—(કન્યા કાણી હતી માટે). એ સાંભળી વેવાણોએ ગાયું, કે "મારો મૂળચંદ મૂળગું ના દેખેરે"—અર્થાત્ કન્યા તો માત્ર એક આંખે કાણી છે, પરંતુ લાડો તો આંધળો છે.

(૮) **હાસ્યજનક શૈલી** (Humourous style)—જ્યારે આ જીંદગીની બાબતો અથવા બનાવો ટકોર અથવા મશ્કરીમાં લખ્યા વિના નિખાલસપણે હાસ્ય ઉત્પન્ન કરે એવી રીતે લખવામાં આવે છે, ત્યારે આ શૈલીનો ઉપયોગ થાય છે. ઘણાક લેખકો ગંભીર વિષયો ઉપર શાંતપણે સરળતાથી લખી શકે છે, પણ નજીવી બાબતો ઉપર હાસ્યજનક લખાણ કરવું એ સહેલું કામ નથી. સ્વલ્પ વિષયો એવી તો રસમય

શૈલીમાં લખવા કે જેથી તે વાંચતાં તુરત હસવું આવે એવી શૈલી આ વર્ગને લગતી છે.

નરસિંહ મેહેતો "ઘડપણ" વિષે લખે છે કે:—

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સો કાળ.
ઉંમર* તો ડુંગર થયા રે, પાદર થયાં પરદેશ,
ગોળી† તો ગંગા થઇ રે, અંગે ઉજળા થયા છે કેશ.
નોતું જોઇતું તે શીદ આવ્યું રે, નોતી જોઇ તારી વાટ,
ઘરમાંથી હળવાં થયાં રે, કહેશે ખુણે ઢાલો એની ખાટ.
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ,
રોજ ને રોજ જોઇએ રાબડી રે, એવી બળી રે ઘડપણની એ ટેવ.
આંખે તો સુજે નહીં રે, થરથર ધ્રુજે કાય,
ખાધું તો અન્ન પચે નહીં રે, વળી બેઠાં તો નવ રહેવાય.
પ્રાતઃકાળે પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય.
ઘરનાં કહે મરતો નથી રે, તને બેશી રહેતાં શું થાય?
દીકરા તો જુજવા થયા રે, વહુઅર દે છે ગાળ,
દીકરિયોને જમડા લેઇ ગયા રે, હવે ઘડપણના શા રે હવાલ.
(કાવ્યદોહન પા. ૨૪૧).

કેટલીક વખતે જાણીતી કુચા જેવી બાબતને કવિતાનું રૂપ અથવા ખાલી ભપકાદાર આકાર આપવાથી હાસ્ય ઉત્પન્ન થાય છે. જેમકે

હીંગળાનો રંગ રાતો હોય ને કોયલાનો રંગ કાળો,
ભોજો ભગત એમ જાણે કે વહુનો ભાઇ તે સાળો.
(કવિ દલપતરામ—મિથ્યાભિમાની નાટક પા. ૧૦)

(૯) **ઉછળતી શૈલી**—જ્યારે બકળ્યાં પેઠે કૂદકા મારતી અથવા પાણીના મોજા પ્રમાણે ઠેકઠેકાણે ઉછળતી શૈલી વપરાય છે, ત્યારે વાંચતાં મન આનંદ પામે છે તથા ચિત્ત આકર્ષાઇ રહે છે.

જમશેદજી ન. પીટીટ "માહરી મજેહ" (પા. ૫૨) માં લખે છે:—

કોણે ખેંચી રાખી ધરતી બુલંદ?
તુંએજ, તુંએજ, ઓ હોરમજદ નૂરમંદ!
કોણે મારી તે પર પાહાડોની મેખ?
તુંએજ, તુંએજ, ઓ અશો ને નેક!

---

* બારણાનું લાકડું. † એક જાતનું વાસણ.

કોણે વાળ્યાં વાદળ એકેક અંદર?
તુંએજ, તુંએજ, ઓ મોટા પર્વર!
કોણે ઉગતો કીધો સૂર્ય સદા?
તુંએજ, તુંએજ, ઓ મોટા ખોદા!
કોણે ફરતી કીધીં સહવારને શબ?
તુંએજ, તુંએજ, ઓ આકાશી રબ!
કોણે કીધો દર્યો મારતો પોકાર?
તુંએએ, તુંએજ, ઓ સર્વ–આધાર!

ઉપલી કવિતાની શૈલી ઉછળતી છે એટલુંજ નહિ, પણ તે ઉન્નતિ-પ્રેરક ( Sublime ) પણ છે. ઉન્નતિપ્રેરક શૈલીનું આ ઉદાહરણ ધ્યાનમાં રાખવા જોગ છે.

કવિ શાંમળભટના છપ્પામાં "મોત" વિષે નીચે પ્રમાણે ઉછળતી ભાષામાં લખ્યું છે :—

કોઇ આજ કોઇ કાલ, કોઈ દિવસે કોઇ રાતે,
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે.
કોઇ તાપે તરફડી, આપઘાતે કોઇ મરતાં,
કોઇ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં.
કોઇ વાશિ વિકાર કે હડકવા, કોઈ મમતે વઢીને મુઓ,
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.

**(૧૦) સમતોળ શૈલી** ( Balanced Style )—જ્યારે વાકયો તથા શબ્દો એવી રીતે રચાયલાં હોય છે કે સમતોલપણું અથવા સરખું વજન જળવાઇ રહે છે ત્યારે આ શૈલી વપરાય છે. શામળભટ, નર્મદા-શંકર, મલબારી, ગોવર્ધનરામ ત્રિપાઠી, કરસનદાસ મૂળજી આદિ કવિઓએ તથા ગ્રંથકારોએ આ શૈલીનો ઉપયોગ કીધો છે.

કે. ન. કાબ્રાજી "દીની ડાહી" માં (પા. ૯) લખે છે :—

"તે વચલાં કદની, હલકાં પગલાંની, નરમ ચશમોની અને નાજુક નખરાંની અબળા હતી."

પ્રેમાનંદકૃત નળાખ્યાનમાં કળિયુગ શું શું કરી દેખાડે છે તેનું વર્ણન આવ્યું છે, ત્યાં કહે છે :—

દાતાર જ્યાં ત્યાં ધન નહીં, દાતાર નહીં ત્યાં ધન,
ખાનાર જ્યાં ત્યાં અન્ન નહીં, ખાનાર નહીં ત્યાં અન્ન.

રૂપ હોય ત્યાં ગુણ નહીં, ને ગુણ ત્યાં નહીં રૂપ,
શા શા અવગુણ વરણવું, છે પ્રતાપ મારો અનૂપ.
(બૃ. કા. દોહન ભાગ ૧ પાને ૧૯૬).

નીચલી કવિતામાં બે વાક્યોની સામે બીજાં બે વાક્યો તોળીને મેળ્યાં છે :—

ના આદર ના આવકાર ના નેણે જળ હળે નેહ,
એ ઘેર ન જૈએ કો વાર ભલે દુધેય વરસે મેહ.
જ્યાં આદર જ્યાં આવકાર જ્યાં જેણે વરસે નેહ,
એ ઘેર જવું સો સો વાર ભલે ભાલેય વરસે મેહ.

કવિ સામળભટનાં "રત્નમાળામાં" બ્રાહ્મણ તથા રાજકન્યાનો સંવાદ નીચે પ્રમાણે આવે છે. ત્યાં શૈલી સમતોળ તથા વિરોધાભાસવાળી છે :—

બ્રાહ્મણ કહે છે :—

હું કુશકા તું શાળ, શિયાળ હું તો, તું સહિંયે,
હું પડતર તું ક્ષેત્ર, પટંતર એવો કહિયે.
હું કથીર તું કનક, કૂપ હું તો તું સિંધુ,
હું આગિયો તું અરૂણ, હું તારો તું ઇંદુ.
હું કોટી કુંજર તુલ્ય તું, ક્યાં પાપાણ ઝવેરડી,
ફટફટ રે રાજકુમારિકા, દીપક લેઇ કુવે પડી.

રાજકન્યા કહે છે :—

જ્યમ ગોતમ અહલ્યા, જ્યમ સીતા ને રામ,
જ્યમ રૂકમણિ ને કૃષ્ણ, કહું જેમ રતિ ને કામ,
જ્યમ તારા ને વાળિ, જ્યમ નળ ને દમયંતી,
જ્યમ પાંડવ પાંચાળિ, ચંદ્ર રોહિણિ ગુણવંતી
વળી જેમ વશિષ્ટ અરૂંધતી, જેમ રનાદે ને રવી,
ત્યમ તું વર ને હું કન્યકા, કહી ગયા મોટા કવી.
(બૃહત્ કાવ્ય દોહન* પા. ૫૩૧
તથા બૃ૦ કા૦ દો૦ ભાગ ૩ પા. ૪૦૬–૭).

---

* ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ કૃત ભાગ ૨) જો.

બંનેની નાડિયો વેગવાળી થવા લાગી અને છાતીઓ ધબકવા લાગી, બંનેનાં શરીર કંપવા લાગ્યાં, વિચાર-વિવેક હોલાઇ ગયાં, મ્હોં બાવરાં બની ગયાં, શરીર તાપવાળાં થઈ ગયાં, અને સમયનો પ્રેર્યો રાજબાની છાતીપરનો છેડો સરી ગયો.
(ગોવર્ધનરામ મા. ત્રિપાઠી—સરસ્વતીચંદ્ર ભા. ૧ પા. ૪૯).

જે વસ્તુ હાલ આપણને મહાભારત દીસે છે, તે આગળ જતાં તુચ્છ અને નજીવી લાગશે; અને જે વસ્તુ હાલ તુચ્છ અને નજીવી લાગે છે, તે આગળ જતાં મહાભારત થઈ પડશે.
(કરસનદાસ મૂળજી—નીતિવચન પા. ૧૧૫).

સતનો ધોરી રસ્તો સિધ્ધો, સુગંધી ને અજવાળો,
ગતની ગલી દુર્ગંધી, આડી અંધારી છે વિપત્તની.
(મલબારી—અનુભવિકા—કાવ્યરત્નો પા. ૬૭).

કેટલીક વખતે નાનાં નાનાં વાક્યો સરખાં વજનનાં આવે છે. રમણભાઇ નીલકંઠકૃત "ભદ્રંભદ્ર" માં માજીસ્ટ્રેટ કેદની શિક્ષા કરે છે, ત્યારે કેટલાકો તેને "હુર્રો" ના હર્ષનાદથી વધાવી લે છે. બાદ ટોળામાં- થી કોઇ બોલ્યું "રામ બોલો." આ ઉપરથી ભદ્રંભદ્ર બોલ્યા :—

તે પણ ઠીક છે. હું હજી જીવવાની આશા રાખું છું. પરંતુ આ વિપત્તિને સમયે કોઇ બાધા રાખો, કોઇ વ્રત લ્યો, કોઇ તપ આચરો, કોઇ કષ્ટ કરો, કોઈ અપવાસ કરો, કોઇ સુખ વર્જો, કોઇ સંસાર તજો, કોઇ જપ કરો, કોઇ દાન કરો, કોઇ યજ્ઞ કરો. (ભદ્રંભદ્ર પા. ૩૦૩).

(૧૧) **વિરૂદ્ધસંભાષણ શૈલી**—આમાં સામસામા અર્થવાળા શબ્દો બહુ સિફતથી ગોઠવેલા હોય છે. જેમકે

મરવાથી શું બિહે?—રે મુરખા! મરવાથી શું બિહે?
જીવતું મરશે, મુવું જીવશે, સૃષ્ટિ નિયમ નીતિ એ—રે મુરખા!
ઊંઘ્યું જાગશે જાગ્યું ઊંઘશે, અનુક્રમ સ્થિતિ એ—રે મુરખા!
હસતું રડશે, રડતું હસશે, ઘણું હસી રોશે જરિયે—રે મુરખા!
ચ્હડતી પડતી, નબળી સબળી, જ્યાં ત્યાં નિત દેખિયે—રે મુરખા!
મરવું એ જીવવાને માટે, સુખી જે ઝટ મરી લિયે,
જીવતો મૂવો જે કાયર જન, જરીજરીમાં રડી દિયે.
(મલબારી—અનુભવિકા પા. ૧૫).

કવિ નરભેરામ લખે છે :—

નથિ રામ વિભૂતી ચોળવે, નહિ ઉંધે શિર ઝોલ્યે,
નથિ નારિ તજી વન જાતાં, જ્યાં લગિ આપ ન ખોલે.
જંગલમાં મંગળ કરિ જાણે, મંગળ જંગલ જેને,
કડવું મીઠું, મીઠું કડવું રામજિ વશ છે તેને.
(કાવ્યદોહન પા. ૨૦૧).

(૧૨) **હૃદયસ્પર્શક શૈલી** (Impressive style)—આ શૈલી હૃદય તથા મન ઉપર ઝટ અસર કરે છે. સામળભટ, ધીરો, નર્મદાશંકર આદિ કવીઓએ આ શૈલીનો ઉપયોગ કીધો છે. ઉદાહરણો નીચે આપીશું :—

શૌર્ય વિના માણસપણું રહેતું નથી, શૌર્ય વિના આપણે રાજ્ય, ધર્મ, રૂઢિના અધમ દાસ છીએ. પાતરના કેટલાએક તબલચી ઘણા સુખી છે; ને કુલીન ગૃહસ્થો પણ સુખી છે. **પરંતુ ગૃહસ્થ તે ગૃહસ્થ ને પેલા તે પેલા.**
(નર્મદાશંકર—નર્મગદ્ય પા. ૬૯).

કવિ નિષ્કુલાનંદ (સં. ૧૮૭૭). પોતાનાં કાવ્ય "નિષ્કામ" મધ્યે ચરિત્રવાળી સ્ત્રી સાથે સંગ કરનાર પુરૂષ ઉપર આ પ્રમાણે ધિક્કાર નાંખે છે :—

મેલિ પુરૂષોત્તમની મુરતી, કરે છે નારિ જોવા સુરતી,
તેને ચિંતવે વારંવાર, એવા મૂરખને ધિક્કાર.
મેલિ મહાપ્રભુજીનું મુખ. દેખે નારિને નર વિમુખ.
તેના સ્પર્શનો રાખે છે પ્યાર, એવા મૂરખને ધિક્કાર.
મેલિ મોહન મુખની વાત, નારિ શબ્દ શુણે રળિયાત,
નાવે ગુણ એનો લગાર, એવા મૂરખને ધિક્કાર.
મેલિ મૂખે હરી ગુણગાન, કહે નારિ ચરિત્ર નિદાન,
તેણે ફૂલે અંગમાં અપાર, એવા મૂરખને ધિક્કાર.
મેલિ કેશવ કમળ નેણ, સંભારે છે નારી દુ:ખદેણ,
નથી સમજતો સાર અસાર, એવા મૂરખને ધિક્કાર.
નથી લોભતો લાલને લટકે, મન માન્યું માનનિને મટકે,
આધિ ખોટ ને થયો ખ્વાર, એવા મૂરખને ધિક્કાર.
(કાવ્યદોહન પા. ૮૦),

મરણ પામેલાં પાછળ રોવું કૂટવું ન જોઇએ તે વિષે કવિ ધીરાએ લખ્યું છે કે :—

જાયા તે જાવાના સૌ, જાશે જણનાર રે,
મૂઆં તેને તમે શું રૂઓ, રોનાર નથી રહેનાર રે.

... ... ... ... ...

કેના છોરૂ ને કોનાં વાસરૂ રે, કોનાં મા ને બાપ રે,
અંતકાળે જવું પ્રાણી એકલું, સાથે પુણ્ય ને પાપ રે.

( જુઓ નર્મગદ્ય પા. ૧૩૦ ).

કવિ સામળભટ "ભદ્રા ભામની" માં હૃદય આકર્ષાય એવી શૈલીમાં લખે છે :—

બાળ પરદેશી પ્રીત, બાળ વાતો આડીની,
બાળ રંડાની રીત, બાળ બુદ્ધ ચોરિ ચાડીની.
બાળ ભીખનો ભોગ, બાળની આળ જુઠાનું,
બાળ દેહનો રોગ, બાળ રંકો ત્રુઠ્યાનું.
બાળ જીવવું જે બાપડો, બાળ હિંમત હરામની.
સામળ કહે બાળ તે નારને, કલંક ચઢ્યું જે કામની.
બાળ લંપટની લાજ, બાળ પરધન્યજ ખાવું,
બાળ કુંવારો વાસ, બાળ નીચ સંગે જાવું.
બાળ સાધુ સગપણ, બાળ વિપ્રશું વઢવું,
બાળ ગરથ વિણ ગ્રહસ્થ, બાળ જારીનું જડવું.
બાળ પ્રીત પરનારની, રામ નામ વિણ બોલવું,
બાળ કલંક જે કામની, કહે સામળ પટંતરે ખોલવું.

( બૃહત્ કાવ્ય દોહન ભાગ ૨—પા. ૪૮૨ ).

ભટ્ટ પડયો અવતાર, રળ્યું જે નારનું ખાયે,
ભટ્ટ પડયો અવતાર, ગુણ શત્રુના ગાવે,
ભટ્ટ પડયો અવતાર, જાર માતાનું જૂવે,
ભટ્ટ પડયો અવતાર, નામ જે બાપનું ખૂવે,
પરવશ, પરસેવન, પરઘર, નિત્ય પરદેશ ફરવું ભુંડું,
સામળ ભટ કે', અવતાર ભટ્ટ, શુભકુળ ને ગુણકાપણું.

( ઉપલુંજ પુસ્તક પા. ૪૯૧ ).

નર્મકવિતામાં (પા. ૩૨૪) નર્મદાશંકર કહે છે :—

સત્ય આચરો સહૂ, સત્ય પ્રીતનું મૂળ છે,
સત્ય આચરો સહૂ, સત્ય સઘળે અનુકૂળ છે.
સત્ય આચરો સહૂ, સત્ય અહીં, યશયુક્ત છે,
સત્ય આચરો સહૂ, સત્ય પરલોક મુક્ત છે.
સત્ય વિના પરિણામ માઠાં, અસત્ય કદી તારે નહીં.
સારાસાર સમજવા કાજ, બીજૂં શું શોધો અહીં.

અરદેશર ખબરદાર પોતાનાં "કાવ્ય રસિકા" નામનાં પુસ્તકમાં (પા. ૧૧૯) લખે છે :—

શૂરપણું સંભાર, કાયરા, શૂરપણું સંભાર.
ધર તલવાર ઉમંગતણી ને પડ હિંમતથી બહાર—કાયરા...

... ... ... ... ...

દેશ દિવાળે જ્યાં ત્યાં દેખું, ફાટફૂટ આકાર—કાયરા...
સળો ખૂબ પેઠો સંસારે, શોધ ખરો ઝટ સાર—કાયરા...
કાપ કૂડી રૂઢીને કૂદીને એ શાકણીને માર—કાયરા...
એ ભૂંડીએ ધાણ વાળિયો, એનો તોડજ ભાર—કાયરા...
પરદેશીઓ હસી કરીને, ખૂબ નાખે ધીટકાર—કાયરા...
શૂરાતન સૌ નાસી ગયું ને બન્યા બાયલા યાર—કાયરા...
કુસંપ ને ધાંધાએ સઘળો દેશ પડ્યો દુઃખગાર—કાયરા...
મોજશોખના લાલા બનીને, બળ હિણ બન્યા અપાર—કાયરા...
આળસુના રાજા અરડાતા, કર તેને હુશિયાર—કાયરા...
હિંમતથી સૌ કાઢ કુધારા, એનીજ અંતે હાર—કાયરા...
સ્થીર ડગે આગળ વધ, બન ના કાંચળિયો સરદાર—કાયરા...
સાહ્ય થશે ઇશ્વર સૌ રીતે, તુજને દાસોદાર—કાયરા...
અદલ ઉમંગ ધરીને પ્રેમે, દેશ ડૂબતો તાર—કાયરા...

બેરામજી મલબારી "નીતિવિનોદ" માં નીચલી જોસ્સાદાર શિખામણ દે છે :—

દેશી નરનારો ! ખરો સુધારો સ્વીકારો સમુદાય મળી,
સૌ અંગ્રેજોના ઢંગ ધરો તો, ભંગ થશે આશા સઘળી.
પાસેની પેલી જોઇ હવેલી, નિજ ઝુંપડી તોડો તલપે,
ઘરબાર વિનાના ભાર ભૂમિપર, દોઢ ચતુરમાં નામ ખપે.

મિષ્ટાન્ન નિહાળી પાડોશીનાં, નિજ થાળી ઊંચી કરશો,
દુષ્કાળ આવવે દાળભાતનો, ભૂખ બારસ ભટકી મરશો.
માટે દેશીઓ, નકલ કરો ના, સઘળાંમાં કો એક પ્રજા,
સૌના ગુણદોષો જોઇ તપાસી, સંઘરવામાં સરળ મઝા.
દેખાદેખીના ધરો દાખલા, સારાસાર વિચારીને,
દુર્ગુણ સંહારી, રહો સુધારે, સદ્ગુણ સર્વ સ્વીકારીને;
જો વાંદર પેરે ટેવ બીજાની, ટેક વિના તત્પર ધરશો,
મ્હેરામ કહે છે ગર્થ ગુમાવી, મોત વિના રખડી મરશો.

(કાવ્ય રત્નો પા. ૩૮).

ઇચ્છારામ સૂ. દેસાઇ કૃત "દિલ્લીપર હલ્લો" નામની નવલકથામાં નીચલો ફકરો છે (પા. ૫૯–૬૦).

તે બોલ્યો—"પણ દેશ, એ મારી માતા, મારી ભૂમિ! એ યવનના હાથમાં પડે? હાય! હાય! થઇજ ચૂક્યું તો; પછી પુત્ર ને કલત્ર શું કામના? નહિ, નહિ, અમરસિંહજી, હું દેશને માટે સર્વસ્વ ત્યાગ કરવાને તૈયાર છું. દેશની રક્ષા કરવાને માટે હજુ પણ મારા હાથમાં તલવાર લાવો. તમને બતાવીશ કે કેટલા યવનોનાં કાળજાં ચીરૂં છું. તલવાર, તલવાર, (યવનોને) મારો, કાપો, ઝબ્બે કરો, શિર ઉડાવો. બસ મને બીજું કશું જોઇતું નથી. પુત્ર કોણ? એ આજે નહિ તો કોઇ દહાડે પણ મરશે, જનમ્યું તે જશે, ને ખીલ્યું તે ખરશે! પણ તે ફોકટમાંજ! અને આ દેશના કલ્યાણ માટે, સ્વદેશના રક્ષણ માટે, આપણી સ્ત્રીઓના અભિમાન માટે, રક્ષણ માટે, બાળકોની વિપત્તિ ટાળવા માટે, અનેક સ્ત્રીઓના સૌભાગ્ય માટે, અને બાળકોને પિતા વિના ટળવળતા ન કરવા માટે જે લુણ આજે ઘણાં વરસો થયાં ખાઇએ છીએ તેના બદલા માટે મરશે! ધન્ય ઘડી, ધન્ય દહાડો! શું યવનો આવીને આપણા ધર્મનો ધ્વંસ કરે, ને સ્ત્રિયોની લાજમર્યાદા લૂટે? તેના કરતા એ પુત્રની કિંમત ઘણી છે? વધારે છે? જે મનુષ્યે આ ભૂમિપર અવતરી દેશમાતાની સેવા કરી નથી, દેશનું તલમાત્ર પણ કલ્યાણ કીધું નથી, એક દહાડો પણ જેણે હાથમાં સમશેર પકડીને શત્રુનાં કાળજાં

વિંધ્યાં નથી, શત્રુ સ્ત્રીનો* સૌભાગ્ય ઉતરાવ્યો નથી, તે પુરૂષ નહિ, પણ પત્થર જનમ્યો છે. મારૂં ભાગ્ય છે કે મારો પુત્ર દેશકલ્યાણાર્થે સ્વાત્માર્પણ કરવા તૈયાર છે.

(૧૩) **હૃદયભેદક શૈલી**—જ્યારે હૃદયસ્પર્શક શૈલી એક ડગલું આગળ વધી આપણાં હૃદયને સ્પર્શી તેને ભેદી નાંખે એવી હોય છે, ત્યારે આ પ્રકારની શૈલી વપરાય છે.

અલાઉદ્દીન ખીલજીએ પોતાના કાકાને મારી દિલ્હીની ગાદી લીધી. પછી તેણે પોતાનાં વચનનો ભંગ કરી પેલા કાકાના બે છોકરાઓ અરકલીખાં તથા કદરખાંને કેદમાં નાંખી તેઓની આંખો ફોડી નંખાવી. આટલાથી ન ધરાતાં તેણે તેઓને મારી નાખવા બે ખુનીઓને મોકલ્યા. એકે મન કઠણ કરી અરકલીખાંના પેટમાં ખંજર માર્યું. અને તેજ વેળાએ બીજાએ કદરખાં ઉપર જખમ કીધો. કદરખાં તો તુરત મરણ પામ્યો; પણ અરકલીખાંને એક જખમ બસ થયો નહિ. તેથી તેણે ગુસ્સાથી ખુનીને કહ્યું "કાફર, હરામખોર, જલદીથી બીજો ઘા મારી આ જીંદગીનો દોરો એકદમ તોડી નાંખ. તારાં અણઘડપણાંથી મને ઘણું દુઃખ થાય છે તે તું જાણતો નથી. માટે માર બીજો ઘા, અને આ દુષ્ટ પાપી જહાનમાંથી મને છોડવ."

(કરણ ઘેલો—પા. ૮૪).

અરકલીખાંના શબ્દોથી આપણું હૃદય જખમાઈ દુઃખી થાય છે.

મંજુભાઇ ત્રિવેદી કૃત નવલકથા "વધૂવધ" માં કાઉન્ટ સોવર્સીને પોતાની સ્ત્રી બર્થા તથા પોતાના મિત્ર કાઉન્ટ હેકટરે વિશ્વાસઘાત કરી ઝેર આપ્યું, ત્યારે મરણની પથારી ઉપર બેસી સોવર્સી પેલાં બે જણને કહે છે:—

"હું બેઠો થયો હતો તે તમને એમ કહેવાને, કે તમે મને હવે ઘણું દુઃખ દીધું છે; હવે મનુષ્યની સહનશક્તિની હદ આવી રહી છે; અને હવે વધારે વાર મારી વ્હાલી સ્ત્રી તથા મારા પરમ પ્રિય મિત્રના હાથે દિવસે દિવસે હું મને મરતો જોઇ શકતો નથી. તમને મારે એ પણ કહેવું હતું કે તમારી ઘાતકી

---

* ઉદાહરણોમાં જોડણી તથા વ્યાકરણ જેમ જડયાં છે તેમજ મોટે ભાગે આપ્યાં છે.

તજવીજો હવે બહુ થઇ ગઇ છે. તમે જોતાં નથી કે મને અતીવ દુઃખ થાય છે? તમારૂં કામ તમે જલદીથી પૂરૂં કરો; મારા દુઃખનો છેડો લાવો; ઝેર દેનારાંઓ, મને તમે એકદમજ મારી નાંખો!"

જાંગીર મર્ઝબાનની "જીલુ ગોરાણી" માં (પા. ૭૫) માણેક ગોરીના બાપ મેહેરનોશજીને મંચેરદારૂ તેણીની સામે સરકારે મેળેલા આરોપનું ફર્યાદનામું વાંચી સંભળાવે છે તે આ પ્રમાણે છે:—

"જે કોઇ સ્ત્રી જાણીબુજીને પોતાનો હમેલ છુપાવે અને તે બાળક જનમવા પછીથી તેનું શું થયું તેનો પત્તો નહીં આપે તો તેના ઉપર બાળહત્યાનો...અપરાધ લાગુ પડે સહી—હવે મજકુર માણેકબાઇ મેહેરનોશજી દસ્તુરના, ઉર્ફે માણેક ગોરી ઉપર મજકુર હમેલ છુપાવવાનો તથા તે બાળક—

બસ–બસ–બસ–બસ–મંચેરદારૂ, આગળ એક હરફ વાંચો તેનાં કરતાં મારી છાતીમાં આએ છરી ભોકી દેવો."

(૧૪) **ઉત્તેજનક શૈલી**—પોતાનું કામ સિદ્ધ કરી લેવા સામાને ચચડાટ લાગે એવા શબ્દોમાં બોલવું, કે જેથી ખોટું ઉત્તેજન મળવાથી તે પોતાની મરજી વિરૂદ્ધ કાર્ય કરે, ત્યારે આ શૈલી વપરાય છે. જેમકે રામાયણ પ્રમાણે ઇંદ્રજિત ગુપ્ત રીતે લડતો હતો, તે પ્રત્યક્ષ દેખાવ દે એવા હેતુથી લક્ષ્મણ તેને કહે છે:—

હે ઇંદ્રજિત તું છે નામે બળિયો પણ ન કશો કામે,
અમથી ડરી રૂપ છુપવી, લડે તું ધિક્કાર તાહરે નામે.
(રણછોડભાઇ ઉદયરામ—નાટય પ્રકાશ પા. ૧૫૬).

(૧૫) **ઉત્સાહજનક શૈલી**—આવી શૈલીથી બીજાને કાંઇક ભલું કામ કરવા ઉશ્કેરવામાં આવે છે. બાળ રામાયણમાં તાડકાનો વધ કરવા શ્રી રામચંદ્રજીને વિશ્વામિત્ર નીચે પ્રમાણે ઉશ્કેરે છે:—

કાળ રાત્રી સમ અતિ ભયંકર એ ખરી,
હણવા આ તાડકા, બાળ, શંકા કરી,
સ્ત્રી મારવી નહિ યોગ્ય વાત નવ ધારવી,
ત્રિલોક રક્ષણ કાજ તાડકા મારવી.
(ઉપલુંજ પુસ્તક પા. ૧૫૭).

(૧૬) **સુસ્વરોચ્ચાર શૈલી** અથવા **સૌમ્યતાયુક્ત શૈલી** (Euphemism)—આમાં કાંઇક અનિષ્ટ, દુ:ખદાયક અથવા કઠોર બાબત અથવા ચીજ માટે મૃદુ શબ્દોમાં લખાણ કરવામાં આવે છે. જેમકે

ભાગ્યશાળી ડોશી આકસ્મિક કારણથી માળા જપતાં જપતાં બગાસું આવ્યાથી **પંચત્વ પામ્યાં** (=મરણ પામ્યાં).

(ગોવર્ધનરામ ત્રિપાઠી–સરસ્વતીચંદ્ર–ભાગ ૧ લો પા. ૨૩૪).

નીતિ વિનોદમાં બેહેરામજી મલબારી લખે છે:—

વેચી સવળી બુદ્ધિ, **સવળી પાઘડી અવળી મૂકે શીર** (=દેવાળું કાઢે).

(કાવ્યરત્નો પા. ૧૪૫).

આ શૈલીના વધુ ઉદાહરણો સુસ્વરોચ્ચાર–અલંકાર વિષેનાં વિવેચનમાં આપીશું.

(૧૭) **કઠોરતાયુક્ત શૈલી**—ઉપલા પ્રકારની શૈલીથી ઉંધી રીતે (મૃદુપણે ન બોલતાં) કઠોર, દિલ દુ:ખાય એવા શબ્દો વાપરવામાં આવે છે ત્યારે આ શૈલી વપરાય છે. દાખલા તરીકે:—

ભાષણ **ભૂંકો** રે મન ભાવતાં, લાંબા હાથ ને ફરતી ડોક.

(મલબારી નીતિવિનોદ—કાવ્યરત્નો પા. ૫૬).

ઉપલા ફકરામાં "ભાષણ કરો" ને બદલે "ભાષણ ભૂંકો" આવા કઠોર શબ્દો વાપરી કવિએ તિરસ્કાર દેખાડયો છે.

અનુભવ રાજા! તમ રક્ષા વિણ ડગલે ડગલે ઠોકર ખાઉં,
**બુદ્ધિનો બળિયો** હું નિકળિયો, ઢળિયો એકજ બાજુ જાઉં.

(ઉપલુંજ પુસ્તક પા. ૯૩).

"બુદ્ધિ વિનાનો" આમ બોલવાને બદલે "બુદ્ધિનો બળિયો" શબ્દો વાપર્યા છે.

આજ મને અવકાશ ક્યાં? કરીશ કામ એ કાલ.
જે મૂર્ખો આવું **બકે**, તેના હાલ હવાલ.

(ઉપલુંજ પુસ્તક પા. ૧૦૩).

ઉપલા ફકરામાં "બોલે" ને બદલે "બકે" શબ્દ વાપર્યો છે.

કેટલીક વખતે તિરસ્કાર દાખવવાં સારા અર્થવાળા શબ્દમાં એકાદ અક્ષર ઉમેરી તેને કઠોર અર્થવાળો બનાવવામાં આવે છે.

બેહેરામજી મલબારી "સંસારિકા" નામનાં કાવ્યમાં વ્યસની રાજાને માટે કહે છે :—

મતલબ ઘેલો બન્યો, ઘેલછા પણ એ જાચી,
મુવો તું "રજપુત" થતો, "ગરજપુત" સંજ્ઞા સાચી.
(ઉપલુંજ પુસ્તક પા. ૬૯).

ઉપલા વાક્યમાં "રજપુત" શબ્દની આગળ "ગ" અક્ષર મુકી ધિક્કાર દર્શાવ્યો છે.

(૧૮) **ક્રોધયુક્ત અથવા ગુસ્સાવાળી શૈલી**—જ્યારે લખનાર અથવા બોલનાર ગુસ્સા સાથે પોતાનો દૃઢ ઠરાવ જાહેર કરે છે ત્યારે આ શૈલી વપરાય છે.

એક મુસલમાન અમીર કરણઘેલાને સમજાવવા આવ્યો, કે અગરજો તે તેની પુત્રી દેવળદેવીને તેની મા કૌળાદેવીની અરજ પ્રમાણે અલાઉદ્દીનને ત્યાં મોકલે તો તેમાં તેનેજ ફાયદો છે. આ ઉપરથી ક્રોધના આવેશમાં કરણે જવાબ દીધો :—

અગરજો આસમાન તુટી પડે, અગર ધરતી રસાતળ જાય, અગર પાદશાહ પોતે અથવા તેથી પણ વધારે ખુદ પરમેશ્વર મારી પાસેથી એ છોકરી માંગવા આવે, તોપણ હું તેને ખુશીથી કદી આપું નહિ. (કરણઘેલો પા. ૨૨૦).

(૧૯) **મેહેણાંવાળી શૈલી**—કાંઇ મેહેણું મારી કોઇક શખસ અથવા શખસોનું મન ઉશ્કેરાય એવી ભાષા વાપરવામાં છે, ત્યારે આ પ્રકારની શૈલી જાણવી. જેમકે કેખશરૂ કાબ્રાજીની "દીની ડાહી" નામની નવલકથામાં દાકતર બરજોર એકવાર ફીરંગી છોકરી રોસીને મળ્યો, તે કૉસ્ટા નામના ફીરંગી છોકરાએ જોયું, તે ઉપરથી તેણે રોસીને તાણો મારી કહ્યું :—

"હા, પણ એ તુંને હમેશાં મળે છે. એવો અકસ્માત્ રોજ બને છેની ?" (આમ) કૉસ્ટા સખત ટકોરની ઢબમાં બોલ્યો. રોસી—"એટલે ? કોસ્ટા, તું શું કાંઇ મને તાણો મારે છે ? આજે તું કાંઇ મારી સાથે છેડતી લેવા આવ્યો છે ?" કોસ્ટા—"આજે સાંજેબી એ પારસો તુંને અકસ્માત્ મળ્યો ને રાત્રેબી અકસ્માત્ મળ્યો ?

ગ્રેમાનંદકૃત "મામેરૂં" માં એક નરસિંહ મહેતા નામના શખ્સ વિષે કહ્યું છે, કે તેની સ્ત્રીના મરણ કેડે તે સાધુઓ સંગાતે જઇ રહ્યો હતો. તેની એક છોકરી નામે કુંવરબાઇ જે પરણેલી હતી, તેની અધરણી* આવી, ત્યારે તેણીએ પોતાની સાસુને કહ્યું, કે તેના બાપને કંકોત્રી લખી બોલાવો કે જેથી તે મોસાળું કરે. આ ઉપરથી સાસુ તાણો મારે છે કે :—

કાં વહુવર તને ઘેલું લાગ્યું, મા મુઇ ત્યારે મહિયર ભાગ્યું.
તાળ વજાડે કીર્તન કરે, નાચી ખુંદીને ઉદર ભરે.
દરિદ્રતા ઘરમાં ફેરા ફરે, તે મોસાળું ક્યાંથી કરે?
જે સગાંથી અર્થ નવ સરે, શું થાયે તેને નોતર્યે?
મહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બાધું ગામ.
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઇએ ફજેત.

મોસાળું શું શું કરવું તે વિષે કુંવરબાઇની સાસુએ ફક્ત આટલુંજ (!) માંગ્યું—૫) શેર કંકુ, ૭૦૦) નારિયેળ, ૨૦) મણ સોપારી, ૨૫) વાઘા, ૧૫) પછેડી, ૫૦) પટોળાં, ૬૦) મુગટા, ૧૦૦) સળિયાં, કોડી ધોતિયાં, બે કોડી જરકશીની સાડી, બાર કોડી રેશમી સાડી, ૩૦૦ સાદી સાડી, દશ વીશ કોડી ઘરની સાડી, સોલ કોડી ઘાટ, હજાર બારસે કપડાં, ૧૬૦૦ શેલા વગેરે. ઉપર પ્રમાણે લખાવી સાસુજી બોલ્યાં, અને નણંદે મેહેણું માર્યું કે :—

× × × × × × × ×

ઘરડાં અમે માટે ઘણે લખાવ્યું. ન મળે ઝાઝો લોભ.
એ લખ્યાથી અદકું કરો તો તમારા ઘરની લાજ.
તવ મુખ મરડી નણંદી બોલી, સિદ્ધ થયાં સર્વ કાજ.
ભારે મોટા બે પહાણ લખાની, જે મહેતાથી અપાય.

મહેતો શ્રી હરિની ભક્તિ કરવામાં તલ્લીન હતો, અને તેને સંપૂર્ણ વિશ્વાસ હતો કે છેલ્લી ઘડીએ પણ હરિ તેના ઉપર મેહેર કરશે. અંતે શ્રીવૈકુંઠપતિ પોતે ભારે કિમતી મોસાળું લઇ માણસરૂપે મંડપમાં પધાર્યા. હવે કુંવરબાઇને પોતાની સાસુને મેહેણું મારવાનો અવસર આવ્યો. તેણે કહ્યું :—

વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ,
તમો નિંદતાં તુળસી ને તાળ, તેણે વશ કીધા ગોપાળ.

---

* હિંદુ ભાઈઓ આ શબ્દ નાન્યતર જાતિમાં વાપરે છે.

જુઓ કમાઇ દુર્બળ તણી, જીવે છે હરિના ગુણ ભણી,
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેશો પેરામણી.
(બૃ. કા. દોહન ભાગ ૧ પા. ૨૩૫)

ભીખારીઓને સાધારણ રીતે નીચે પ્રમાણે મેહેણું મારવામાં આવે છે:—

રાતો રાયણ જેવો અને ધિંગો ધબડો છે અને ભીખ માગતાં જરા પણ લજવાતો નથી.
(ભવાનીશંકર નૃસિંહરામ—કુંવારી કન્યા પા. ૧૮).

(૨૦) **ઠેકડીવાળી શૈલી** (Satirical Style)—જ્યારે માણસો તથા તેઓનાં કામો વિરૂદ્ધ અભાવ દેખાડી તેઓની મશ્કરી કરવામાં આવે છે, અથવા તેઓ ભણી તિરસ્કાર દેખાડવામાં આવે છે ત્યારે આ શૈલી વપરાય છે. જેમકે

વગર આવકે ક્યાં તક ચાલે આ રોજિંદી દીવાળી?
કમાઇ માટે વખત મળે નહિ, મહેનત કોણ કરે હાળી?
અગ્રેસર વસ્તીના એમજ સર્વ થયા ખીસે ખાલી,
વિખનો પ્યાલો પીધો કોઇયે, કોઇયે પાત્ર ઉંધી ઘાલી.
લખ લાગ્યો નહિ જાય નઠારો, મિલકત ખોતાં બાપીકા,
કોરે પાને કરજ કઢાવે, સત્વર સહિ કરતાં શીખ્યા.
ગુજરાતીનું નામ ગમે નહિ, કરે ફારસીમાં લવરી.
મુનશી, મોલવી, અટક લખાવે, ફિસિયારીમાં જાય મરી.
(બેરામજી મલબારી—સંસારિકા પા. ૬૫).

રાજા રાણા અકડં શેના? વિસાત શી તમ રાજ્યતણી?
કઇ સત્તાપર કુદકા મારો, લાખ કોટિના ભલે ધણી.
લાખ તો મૂઠી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે,
સત્તા સૂકાં ઘાસ બરાબર, બળી આસેપાસે બાળે.
(ઉપલુંજ પુસ્તક પા. ૭૨).

કવિ બ્રહ્માનંદ "માણસ" માટે લખે છે:—

દશ મહિના માનાં ઉદરમાં, ઊંધે માથે ઝુલ્યોજી,
જઠરાગ્નિની ઝાળે દાઝયો, તે દહાડા કેમ ભૂલ્યોજી?
આળા ચરમ તણા પેટ માંહી, આઠ પહોર અકળાતોજી,
રાત દિવસ મળ ભિત્તર રહેવું, મળનો રસ તું ખાતોજી.

ખાટું ખારૂં માના ખાતી, તેની થાતી પીડાજી,
કોમળ જાણી બહુ કરડતાં, કમિયાં ને વળી કીડાજી.
(જુઓ કાવ્યદોહન પા. ૨૮૮)

આજના સુધારા વિષે જ. ન. પીટીટ તિરસ્કાર દેખાડી લખે છે :—

આજનો સુધારો, હાત્તર ને ટચાક,
નહિ માને રૂવાન ને રૂહોની વાત:
કુદી જાએ ધાંધલથી ધરતીની બહાર,
પણ બીલ્લસનો નહિ રાખે પુરતો વિચાર;
આસમાનોપર ચહડાવેછ ડોલથી ચશમ,
તારા સેતારાનો બુજે ભરમ.
પણ નહિ જાણે પગની હેઠળની રજકણ,
હજારો જીવ જેમાં પામે પોષણ.
ચાલતી કાતર પેરે તેમની જબાન,
દોડતી શું કાપે તે નહિ રાખે જાણ.
રસ્તાખેજ, અમર્ગી, ને જીવ ને રવાન,
બાળકના હાતમાં રમકડાં સમાન,
કપઇ, વહરઇ. ભાગીને કટકાઓ થાએ,
પછડાતાં, અફડાતાં, તુકડાઓ થાએ.
અધર્મી જમાનો આવ્યો એવો આજ,
નહિ રાખે દાદારનો મોભ્ભો ને લાજ.
(મારી મજેહ પા. ૯૬).

રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે પોતાની નવલકથા "ભદ્રંભદ્ર" માં ઠેકડીવાળી શૈલીમાં આખી વાર્તા લખી છે.

**(૨૧) તિરસ્કાર-દર્શક શૈલી**—જ્યારે કોઇ માણસ બીજા સાથે તિરસ્કારથી બોલે છે, ત્યારે આ શૈલીનો ઉપયોગ કરે છે. આવી શૈલીથી સામો શખસ તુરત ચૂપ થઇ જાય છે. કવિ સામળભટકૃત "અંગદવિષ્ટિ" નામનાં કાવ્યમાં રાવણ વાળીના પુત્ર અંગદને આ પ્રમાણે મોટા ગર્વથી તિરસ્કાર સાથે કહે છે :—

વાળી સરખા ક્રોડ, ચરણ મારા ચાંપે છે,
સુગ્રિવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપે છે.
ઇંદ્ર આદિ સુરનાથ હાથ જોડે જન ઝાઝા,
નથી સુણ્યો તેં કાન, રિદ્ધિપતિ રાવણ રાજા ?

ડોલાવું દશ દિગ્પાળને, સળકાવું શેષ ધામને,
તું અલ્પ બુદ્ધિ સમજે નહિ, રહે વખાણે રામને.
રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો,
ગરિબતણે ઘેર પેટ ભરે તે, હાડ શું જાણે ઠાકરનો?
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણુ તે કાંકરનો;
ખાખરની ખીલોડી અંગદ સ્વાદ શું જાણે સાકરનો?

(કાવ્યદોહન પા. ૩૪).

(૨૨) **દૃષ્ટાન્તાત્મક શૈલી (Allusive Style)**—ઘણીક વખતે લેખકો પુરાણ, દંતકથા અથવા ઇતિહાસના દૃષ્ટાન્તો ટાંકી ચોકકસ વિષય ઉપર વિવેચન કરે છે, અથવા કાંઇક સિદ્ધાન્ત વિષે લખે છે, ત્યારે આ શૈલી વપરાય છે.

પુરાતન કાળમાં સ્ત્રી પુરૂષો પોતાનાં કામમાં યશ મેળવવા પ્રયત્ન કરતાં હતાં, તે વિષે લખતાં નર્મદાશંકર નર્મગદ્ય (પા. ૨૧) માં લખે છે:—

> વેદાંતશાસ્ત્ર અને કર્મ માર્ગમાં વ્યાસ અને જૈમિનિ એઓએ અતુળ બુદ્ધિ ચલાવી છે. ન્યાયશાસ્ત્રીઓએ અને વૈયાકરણોએ ઘણા શ્રમ લઇ ગ્રંથો રચ્યા છે......વાલ્મિક અને વ્યાસનાં કરેલાં રામાયણ અને મહાભારત પશ્ચિમના લોકો આતુરતાથી ભણે છે. ઉજ્જન નગરીના વિક્રમ, ધારા નગરીના ભોજ અને પ્રતિષ્ઠાનના શાલિવાહન એઓનાં પરદુઃખભંજન રાજ્યો કહેવાયાં...... કાવ્ય, અલંકાર, શબ્દ શાસ્ત્રમાં કાલિદાસ, ધન્વંતરિ, ક્ષપણક, અમર, શંકુ, વેતાલભટ્ટ, ઘટખર્પર, વરાહમિહિર અને વરરૂચિ એઓએ નવરત્ન એ ઉપનામે રાજા ભોજની કચેરી શોભાવી છે. પરશુરામ, રામ, અર્જુન, ચંદ્રગુપ્ત, પોરસ, પૃથુરાજ અને શિવાજી વગેરે લડાઇમાં શૂરા કહેવડાવી ગયા છે. નાનાફડનવીસ, સિંધિયા, હોલકર એઓએ રાજખટપટમાં હોશિયારી બતાવી છે.

કવિ અખાકૃત "અનુભવ બિંદુ" નામનાં કાવ્યમાં દરેક જણે અનુભવ મેળવવોજ જોઇએ તે વિષે લખ્યું છે:—

ગુરૂ થા તારો તુંજ, નથી કોઇ બીજો ભજવા,
બ્રાહ્મ સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા.
જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઇ નથી,
આપે આપ આનંદ ઘન, સ્વસ્વરૂપ જેવું અથી.

એ અનુભવ પરમાણુ, જાણી જે રાખે હૃદિયે,
સમઝતાં સમજાય, જાય નિશિ અરકને ઉદિયે.
એ અનુભવ ભાખ્યો ઇશ, શીશ નમિ પૂછ્યું ઉમિયા,
એ અનુભવ કહ્યો વશિષ્ટ, તુષ્ટ થઈ રઘુપતિ બનિયા.
એ અનુભવ શુકદેવને, જનકવિદેહે ભાખિયો.
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસ પ્રતિ દાખિયો.
એ અનુભવ કહ્યો હંસ, બ્રહ્મ સનકાદિક પ્રીછ્યા.
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઇચ્છા.

... ... ... ... ... ... ... ...

એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પુછ્યું જો અર્જુન,
ગીતા અમૃત પાન, જ્ઞાન ગંગાજળ મજ્જન.
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધરમ પ્રત્યે પર્વ શાંતે,
એ અનુભવ અવધૂત, શિવ સુખ પ્રતિ એકાંતે.

(બૃહત્ કાવ્યદોહન ભાગ ૨—પા. ૩૩૪).

કવિ સામળભટ "રત્નમાળા" માં વચન સંબંધે કહે છે :—

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર ભર્યું છે પાણી,
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી.
વચન એકને કાજ હરે હળાહળ પીધું,
વચન એકને કાજ દેવવર દૈત્યે લીધું.
શુભ ધર્મ, કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહિ ગયું,
કવિ સામળભટ સાચું કહે, વચન ગયું તો થઇ રહ્યું.
એક વચનને કાજ રંક રાવણ થઇ બેઠો,
એક વચનને કાજ બળી પાતાળે પેઠો.
એક વચનને કાજ વેચિ હરિશ્ચંદ્રે નારી,
એક વચનને કાજ પાંડવો હાર્યા પ્યારી.
વળી એક વચનને કારણે ભડ પાંચે વનમાં ભમ્યા,
કહે સામળ વચનજ કારણે સો કીચક સાથે શમ્યા.

(બૃહત્ કાવ્ય ભાગ ૨—પા. ૫૧૯).

સ્ત્રીને લીધે પુરૂષો નાશ પામ્યા છે તે વિષે કવિ સામળભટ ઉપલાંજ કાવ્ય "રત્નમાળામાં લખે છે :—

ઇંદ્રે અહલ્યા નાર, ભોગવી ભારે ભૂપે,
શિવજી સમો સમર્થ, રિઝયો ભિલડીને રૂપે.

પારાશર પુણ્યવંત, મુની મછગંધા માણી,
ચંદ્ર સરીખો ચતુર, ભુલ્યો ગોરાણી જાણી.
હરિહર રાજા રાજેંદ્ર પણ, પ્રમદા દેખી બહુ પડયા,
સામળ કહે સાધક સિદ્ધ નર, નારીએ સઉકો નડયા.
સીતા સતી સ્વરૂપ, રણે રાવણ રોળાવ્યો,
દ્રુપદી દેવી દયાળિ, કુરૂકુળ નાશ કરાવ્યો;
રૂડી રેણુકા રૂપ, ઠીક નહિ બુદ્ધિ ઠરાવી,
નક્ષત્રિ અવની એહ, વાર એકવીશ કરાવી.
કૈયા કિચક સ્રીથી મુઆ, હોડ કોડ સઉ હારિયા,
સામળ શૂરા પૂરા સઉ, માનનિયે બહુ મારિયા.
(બૃહત્ કાવ્ય દોહન ભાગ ૨—પા. ૫૧૯).

મોત કોઇને છોડતું નથી તે વિષે ફ્રેસાદે ફેબરવારી" નામનાં કાવ્યમાં લખે છે :—

નથી કરી તેને સદા કોઇની યારી, આખેરસ કરી છે સઉ કોઇની ખુવારી.
કે દીધું' તું જમ જેવાને બુલંદ તાજ, કીધો' તો તેને ગમગીન ને તારાજ.
રૂસ્તમ જેવો દિલાવર નર, કેકાઉિશ, કૈખશરૂ, સ્યાવશ નામવર.
નૌશીરવાન દારા ને અફ્રાસીઆબ, જોહાક ફરેદુન મિનોચેહર દારાબ.
ગુસ્તાસ્પ જેવો શાહ નગીન, કે જેના વખ્તમાં ફેલાઇ જરથોસ્તી દીન.
એ સઉને કીધા ધોરમાં દફન, જાણે ન હતા તેઓ ખુદ મા ફરજંદ.

(૨૩) **વ્યર્થ દૃષ્ટાંતયુક્ત શૈલી,** અથવા **વિસ્તીર્ણ શૈલી (Diffuse style).** જ્યારે લેખક ચોક્કસ બાબત ઉપર લખાણ કરતાં અનેક દૃષ્ટાંતો દાખલ કરે છે, પણ તે બાબતને અનુકૂળ હોતાં નથી, અથવા યોગ્ય માલૂમ પડતાં નથી, ત્યારે ઉપલી શૈલીનો ભાસ થાય છે.

સામળભટ ઇશ્વર ભકિત વિષે લખે છે :—

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા,
જળચર જળમાં નહાય, ધ્યાન ધરવા બગ ધાયા.
ગાડર મુંડાવે શીશ, અજા મુખ ડાઢું રાખે,
ગર્ધવ લોટે છાર (=રાખમાં), શુક મુખ રામજ ભાખે.
વળી મોર તજે છે માનવી, શ્વાન સકળનું ખાય છે,
ભટ સામળ કહે સાચા વિના કોણ સ્વર્ગમાં જાય છે.
ઉંચું ભાળે ઉંટ, વાગોળ નિચું ન્યાળે,
તરૂવર સહે છે તાપ, પહાડ આસન દૃઢ વાળે.

ઘર ફરી ન રહે નાગ, ઉંદરો રહે છુપીને,
નોળીકર્મ (=નાકથી પીવું) ગજરાજ (=હાથિ),
ભક્ષ ફળ પત્ર કપીને.
ઇશ્વર અનુભવ વિણુ નવ મળે, સહેજ ભાવના ભંગ છે,
સામળ માનસ સિદ્ધ તેહને, કાથરોટમાં ગંગ છે.
(કાવ્યદોહન પા. ૨૩).

ઉપલા ફકરામાં કહ્યું છે કે સઘળાં પ્રાણિઓ અનેક કામોથી ઇશ્વર પ્રત્યે પોતાની ફરજ બજાવે છે, તેમ માણસે પણ કરવું જોઇએ. કવિએ પોતાનું સિદ્ધાન્ત પુરવાર કરવા કલ્પના દોડાવી અનેક દૃષ્ટાંતો રજુ કીધાં છે; પરંતુ ખરી રીતે સાધારણ નજરે જોતાં કોઇ પણ દૃષ્ટાંત બાબતને અનુકૂળ થાય એવું નથી.

"મૂર્ખ નરને સમજણ આવેજ નહિ" એ બાબત ઉપર લખતાં કવિ પ્રીતમદાસ કહે છે :—

કથીર કાંસુ હેમ ન હોય, કોટી પારસ પરસે *
શૂન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતી† વરસે.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે,
જેનાં અવળાં અંત:કરણો તેને સમજણ નાવે.
કુબુદ્ધિ કાળપ‡ જેને હરદે તેને ન લાગે રંગ,
અડદ ઉજળા કયમે ન થાયે, જઇ ઝબોળે ગંગ.
કુશકા કુટેથી શું થાય, કણ ન જડે તેમાંથી,
મંદ અભાગી મુરખ નરને, સમજણ આવે કયાંથી ?
( કાવ્ય દોહન પા. ૨૭૧ )

કવિએ આપેલા દાખલા સાધારણ નજરે જોતાં બાબતને યોગ્ય થઇ પડે એવા નથી; માત્ર કવિનીજ કલ્પનાથી વિચાર કરતાં કાંઇક સંબંધ જોઇ શકાય છે.

**( ૨૪ ) સુવર્ણનાત્મક શૈલી ( Descriptive Style)**— જ્યારે પરમાત્માનું, સૃષ્ટિના દેખાવોનું, જગતની વસ્તુઓનું, સ્ત્રીપુરૂષ આદિનું વર્ણન રસિક ચિત્ત આકર્ષાય એવી શૈલીમાં કરવામાં આવે છે, ત્યારે ઉપલી શૈલી વપરાય છે.

---

* કરોડ પારસમણીનો સ્પર્શ થાય તોપણ † સ્વાતી નક્ષત્ર ‡ કાળાસ.

ઇશ્વરનાં સ્વરૂપ વિષે નરસિંહ મહેતો લખે છે :—

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જુજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું, પાણિ તું, ભૂમિ તું, ભૂધરા, વૃક્ષ થઇ ફૂલિ રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે.
ભણે નરસિંયો એ મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.
(દલપતરામ કૃત કાવ્ય દોહન પા. ૨).

કવિ પ્રેમાનંદ ઓખાહરણમાં સ્વપ્નાનું વર્ણન આ પ્રમાણે કરે છે :–

સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન (=તનય),
જાગે ને ઠાલો ઉછરંગ, સ્વપ્ને મૃગજળના તરંગ.
ઇંદ્રજાળની જેવી વસ્ત(=વસ્તુ), ગ્રહિયે ને ઠાલો હસ્ત,
લભ્ય ન થાય દીઠું સ્વપ્ને, દર્પણ રૂપ ન આવે કને.
ગાંધર્વ નગર ને ગગન કુસુમ, ભોગ અસ્થિર સ્વપ્ના તેમ,
નિદ્રાવશ મન કયાંહીં ભમે, સ્વપ્ન સુખ નહિ સાચું કયમે.
(કાવ્ય દોહન પા. ૧૦).

કુદરતી દેખાવો આદિનું વર્ણન કરવામાં જમશેદજી ન. પીટીટ અતિ કુશળ હતા. ઠેકઠેકાણે એમણે આપેલાં વર્ણનો વાંચવા યોગ્ય છે. એક ખેડુત વિષે તેમણે લખ્યું છે :—

સોનેરી પેલાં ખેતરની અંદર, કણસલાં ડોલેછ જ્યાં નીચે ઉપર,
ખોદે છે આદમી એક જમીનનું પડ, ભાંજે છે જમીનને એક્કી તગડ;
નથી જોતો આસમાનનો સુંદર દેખાવ, નથી જોતો ઝાડોનો લીલો પેહરાવ.
ન જોતો તે ઉગેલા ફણગા ને ઘાસ, ન જોતો તે પાહાડો ને ખાણની પેદાશ,
બેહસ્તમાં છે તે, પણ ન બેહસ્તનો વિચાર, ભોળો તેનો દેખાવ ગામડિયો ગમાર,
ખેતર છે એક તેની આખી જગત, વડનું થઇ નિકળેલું તેનું તખત.
રાજની ઉથલપાથલ નહિ તેનું કામ, જમીનની ઉથલપાથલ તેનો આરામ,
છે તેનું છત્તર આ ફરતું આકાશ, વળીતા દરબારીઓ નમતી પેદાશ.
ગલીચો તેનો છે જમીનનું ઘાસ, ખુશામત તેની છે ફુલોનો વાસ.
ચળકતા તારા, ઝળકતો માહતાબ, ને ઝમકતો શુકર છે તેના ચેરાગ;
સારેછ જે મેહેલના ઝુમ્મરની ગરજ, લટકતા અધર આકાશને સુરજ,
અંધારી રાતે આગ્યાના ઝમકાટ, છે તેના દીવા–દેખાડનારા વાટ.

કુતરો એક તેનો સદાનો મિત્તર, સાથેનો સાથે ઘસડાતો આગલ;
ઉપર પડે તડકો, નીચે પડે તાહડ, પણ સાથે તે રહેવાનો સાંજને સહવાર.
વફાઇમાં ડોકાંને નમતું કરી, વરસ ને મહિના કલાક ને ઘડી,
સાથેનો સાથે તે દોડયા કરી, વફાઇમાં જવાનો અંતે મરી.
ધન ઓ કુતરા! તાહરી વફાઇને ધન! ધણીને ખાતર પટકનારો તન;
લાખોના નહિ માને માણસ આભાર, પણ ટુકડો રોટી ખાતાં તું વફાદાર!
(માહરી મજેહ પા. ૫૩–૫૫).

ખડકોના દેખાવ વિષે જમશેદજી પીટીટ નીચે મુજબ રસિક વર્ણન કરે છે:—

આપે દૂરથી લીલો રંગ આંખને થંડક, વચ્ચે વચ્ચે નિકળેલા બોડકા ખડક;
સુહમારૂં ને ગોળ કોઇનું નિકળેલું પેટ, ખરબચડો પોંહતો કોઈ અણઘડો ઠેટ;
નીચાણમાં જોએ કોઇ તો વાંકો વળી, જાણે ઓએ ગબડીને પડયો ઢળી;
તણાઇને કાહડેલી કોઇએ તો ડોક, કુદીને કરતો હોએ જાણે કરોધ:
દિસે કોઇ ગમગીન ને વેરઇ જતો, કોઇ દુઃખી, આફતમાં તણાઇ જતો;
દીલે કોઇની આગળ તે રૂપેરી કૂર્ન, અથડતો જાએ જે પર ચુમતો પવન,
કરે તેના કાનોમાં છુપી કંઇ વાત, આશક જેમ મોહબતથી માશુકની સાથ;
ઓઢે કોઇ તો પીઠ ઉપર ઘાસોના ઢગ, દિસે કોઇ તો નાગોજ તદન રગેરગ;
ચહડે કોઇના કાંઠાપર બકરાંની હાર, વધી ઉભો કોઇ કાહડી ઘુંટણને બહાર;
ચીરી નાખે કોઇ ઉંડી વાદળના ઢગ, કરે જેઓ વિખરાઇને બાજુ અદબ;
કરે મોહટો નાખલાપર જોર ને ગજબ, તો કરે શું નાખલો ત્યાં સિવાએ અદબ?
(માહરી મજેહ પા. ૧૧૫–૧૬).

એક પારસી સુંદરીનું નીચલું સુંદર વર્ણન જમશેદજી પીટીટે કર્યું છે, તે ખરેજ મનમોહક છે:—

નજરે, ત્યાં જઇ એકાએક, ધરી, પારસણ એક દેખાવમાં જેવી પરી;
લટકતી કાનમાં હીરાની કડી, રેશમની સોડ માથે ગયલી સરી:
સફેદ બુટ બેઠાં'તાં પગોપર તાટ, મખમલી પટો કમ્મરની આસપાસ,
ઝુલાતી સારીની કલ્લી હેઠળ, સોનેરી બાલો લટકતા પાછળ;
ચકરડામાં બાધાં'તા તેઓએ વળ, હીરા ઝળે તેમાં જેમ તારા વાદળ.
લટકતો ગોલાબ એક હાથે ધરી, ચાલતી તે ઝાડોમાં લેહકો કરી;
ગાલોપર બેઠેલો હસતો રતાસ, જોઇને લજવાતો તે હાથનો ગોલાબ;
ગમીમાં ગયલો તે હેઠળ નમી, દુઃખી થઈ ઝુમાયલો જમીન ગમી;
રડી નાખે તે દવનાં ટીપામાં જળ, જે પાંદડીપર ગબડતાં પડે હેઠળ.

જેમ જેમ તે ઝાડીમાં લેતી'તી વાટ, પગ હેઠળ પાતરાંઓ કરતાં ઘોંઘાટ,
વેલા જે દબાતા પગની હેઠળ, જોવા તેની ખૂબ સુરતી ઉઠે પાછળ.*
(મારી મજેહ પા. ૯૦–૯૧)

સૂર્યાસ્તના દેખાવનું નીચલું વર્ણન બમનજી ન. કાબ્રાજી કૃત નવલકથા "બેદિલ કે બેવફા" માં (પા. ૨૦૮) જોવામાં આવે છે:—

> સૂર્યનારાયણ પશ્ચિમમાં અસ્ત થતો હતો......તે લોખંડનો લાલચોળ તપાવેલો એક ગોળો હોય તેમ તેનાં તેજ ને તાપમાં ઝાંખો થતો આવતો, આસ્માનની કીનારીની પનાહ શોધતો આફતાબ તેના તેજસ્વિ ઠાઠના ઉતરતા દબદબામાં નીચે આવતો જતો હતો, ને તેનાં હેઠાણમાંથી દર્યાના ઉછળતા મોજાઓના ગુરૂગુર્યાં અવાજનો ગણગણાટ આવતો જતો હતો, કે જે કુદરતનો મનોરંજક નકસ નિહાળતી માણેક......એકલી ઉભી હતી.

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ "સરસ્વતીચંદ્ર" નામની નવલકથામાં અતિ સાધારણ બાબતો ઉપર સુંદર કથનો કર્યાં છે, તે આપણે આનંદ સાથે વાંચીએ છીએ. અત્રે આપણે માત્ર બે ઉદાહરણો ટાંકીશું.

જમાલખાન નામનો એક ચોર અલોકકિશોરીના ઓરડામાં બદનિષ્ઠાથી પેઠો તે વેળા તે સુંદરી ભરનિદ્રામાં પડેલી હતી. તે વખતની સ્થિતિનું વર્ણન ગ્રંથકારે નીચે પ્રમાણે કર્યું છે:—

> ચાડાંપર દીવેલનો દીવો કોડિયામાં બળતો હતો. નદી કીનારે મસ્ત વાઘેણ પડી રહી હોય તેમ પલંગ ઉપર પ્રચંડ ઉન્મત્ત–યૌવના ચતીપાટ પડી હતી. તેણે હોડેલું ગોદડું આઘું પડયું હતું—જાણે કે તાહાડ તેના શરીરમાં પેસી શકતી ન હોય! પ્હેરેલું લુગડું સંભાળથી રાખ્યું હતું તોપણ આઘુંપાછું થયું હતું અને બે પાસ પડેલી તીરની ઉંચી ભેખડો જેવા પ્હોળા પડેલા પગની વચ્ચે પર્વતપરથી ઉતરતી નદીના પાણીના પટ પેઠે પાટલીનો પટ વેરાઇ જઈ પથરાઇ ગયો હતો......લાંબી પંથરાયલી પાંખો પેઠે બે પાસ હાથ લાંબા નાખ્યા હતા, અને પગની પણ જુદી અવસ્થા ન હતી. મહિષાસુરનો વધ કરવા ઉભેલી ચંડીનું પલંગ પાટી ઉપર કોતરેલું સ્વરૂપ હોય તેમ અલકકિશોરી સુતી

* એક બીજી સ્રીનું એવું રસિલું વર્ણન મારી મજેહ પા. ૧૯૫–૧૯૬ ઉપર છે.

સુતી પણ ઉગ્ર દેખાતી હતી, અને તેને સ્પર્શ કરવા દુષ્ટ અસુરની હિંમત સરખી ચાલી નહિ. સ્ત્રીજાતિ, તું રાખે તો ત્હારો પ્રતાપ અમાપ છે. પુરૂષનું ગજું નથી કે ત્હારા અબળાપણાનો લાભ લઇ ત્હારી ઇચ્છા વિરૂદ્ધ ત્હારી પવિત્રતા ઉપર ધસી શકે. ત્હારો એક પવિત્ર ભ્રૂભંગ પુરૂષોની દુષ્ટતાને આઘેથી રોકી રાખવા, પાસે ન આવવા દેવા, બસ છે. એ ત્હારૂં બળ છે......અલક-કિશોરીની આંખ મીંચેલી હતી પણ તેનાં પોપચાં ઉપર પતિવ્રતા-પણાના રત્નભંડારની ચોકી કરવા ભમરરૂપી સાપ ફણા માંડી બેઠો હતો. અને પોતે ઉભો હતો તેથી જરા પણ ખસી પાસે જવા ક્ષુદ્ર તરકડાના પગ ચાલ્યા નહિ, અને તેના અંતકરણે પગ ઉપર હુકમ મુકી દીધો. પવિત્રતાપર હુમલો થતાં પણ વાર લાગે છે. (સરસ્વતીચંદ્ર ભાગ ૧ પા. ૯૬–૯૭.

બીજે ઠેકાણે ઉપલાજ ગ્રંથકારે એક સુંદર સ્ત્રીનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે :—

તેનાં (કુસુમ સુંદરીનાં) શરીરનો વર્ણ રૂપેરી ગોરો હતો. તેનું કાઠું નાજુક હતું. "ન્હાનીશી નાર ને નાકે રે મોતી" એ વર્ણનના સહાધ્યાયી સંસ્કારો તેનામાં મૂર્તિમાન થતા હતા. ભભકતી આકર્ષણ શકિત તેનામાં રજ પણ ન હતી......સાત્વિક વૃત્તિવાળાં મનુષ્યો તેના ઉપર દૃષ્ટિ ઠારતાં, અને જેઓને તેનું મ્હોં નિહાળ-વાની ટેવ પડતી તેમને એના ઉપર સહજ, નિર્દોષ અને શાંત પ્રીતિ ઉપજતી. રસજ્ઞ પુરૂષોને વધારે વધારે જોતાં એના મૂખ ઉપર વધારે વધારે શુદ્ધ સુંદરતા સ્પષ્ટ માલમ પડતી. ચતુર સ્ત્રીઓને તેની આંખ ચકોર લાગતી. આધેર સ્ત્રીઓ એમ કહેતી કે એનામાં સ્હોજ બહુ છે. જુવાન લલનાઓને એની વાતોમાં રસ પડતો......ન્હાનાં બાળકો રમવાનું મૂકી દેઇ એની પાસે આવી એને વીંટાઇ બેસી રહેતાં. અને કોઇ પણ માણસ એની સુંદરતા શોધી કહાડતું તો સૌ સાંભળનાર તે શોધનારની ચતુરતા વખાણતાં અને તેના મતમાં ભળતાં. કેટલાંક અંત :કરણોમાં એને જોતાં આશીર્વાદની ઉર્મિયો ઉછળતી. એના ઉપર જોનાર, એને સાંભળનાર, એની સાથે બોલનાર સૌ એક સરખાં શાંત ચંદ્રિકામાં ન્હાતાં હોય, અમૃતસરોવરમાં ડુબકી મારતાં હોય, શીતળ આનંદની વૃષ્ટિમાં ફરતાં હોય—એવી નિર્દોષ રસિક વૃત્તિનો અનુભવ કરતાં. (સરસ્વતીચંદ્ર ભાગ ૧ પા. ૧૬).

(૨૫) **વાક્ચાતુર્યદર્શક શૈલી** (Rhetoric)—જ્યારે બોલવાના આવેશમાં અથવા લખાણના જોસ્સામાં વાક્યોની હારોહાર એવી રીતે ગોઠવેલી હોય છે, કે જેથી ભાષણકારનું વાક્ચાતુર્ય અથવા લખનારની લેખનકળા સ્પષ્ટ દેખાઇ આવે છે, ત્યારે ઉપલી શૈલી વપરાય છે. જેમકે

> જે સ્ત્રી પોતાનો ઘણો વખત ભૂષણ તથા વસ્ત્ર પેહેરવામાં કાહડતી હોય, જે સ્ત્રી પોતાના સુંદર ચેહેરા ઉપર મોહિત થઇ જઇને પોતાના વખાણથી ખુશી થતી હોય, જે સ્ત્રી મોટેથી હસતી હોય, અને મોટેથી બૂમબરાડા પાડીને બોલતી હોય, જે સ્ત્રીનો પગ પોતાના બાપના ઘરમાં રહી શકતો નહીં હોય, જે સ્ત્રીની નજર લોકોનાં મોહોડાં તરફ દોડતી હોય, તે સ્ત્રી ચંદ્રના જેવી રૂપાળી હોય, છતાં પણ તું તેની સાથે લગ્ન કરતો ના, અને તેનાં રૂપથી તથા તેના લેહેકાથી તું મોહિત થઇ જતો ના. પણ જ્યારે નમ્ર સ્વભાવની, રૂડી ચાલની, કેળવણી પામેલી, તથા તારા વિચારને મળતી સ્ત્રી તું જોય, અને તેની મરજી તારી સાથે લગ્ન કરવાની હોય, તો તેની સાથે લગ્ન કરવાને ચુકતો ના. તેવી સ્ત્રી તારી મિત્રાચારી કરવાને, તારા ઘરનો કારભાર ચલાવવાને, અને તારી વહાલી સ્ત્રી થવાને પૂરતી રીતે લાયક છે એમ તું જાણજે.
>
> ( કરસનદાશ મુળજી—નીતિવચન પા. ૨૪–૨૫ ).

"માનવી ! તું શું તારી દોલતને વાસ્તે, તારા ખજાનાને વાસ્તે, તારા બાગબગીચાને વાસ્તે, તારી વાડી ગાડી ઘોડાને વાસ્તે આટલો મગન થઇને હરખાઇ જાય છે ? અરે તું એટલો હરખાતો ના. કારણ તેમાંનું એક પણ તારી સાથે આવવાનું નથી. તે અહીંનું અહીં અને જયાંનું ત્યાં રહી જશે; અને તું નાગો અને ઉઘાડો ખાલી હાથે અને ફીકે મોહોંડે આ દુનિયામાંથી ચાલતો થઇશ.

"માનવી ! ત્યારે શું તું ખુબસુરતી વાસ્તે, તારી ચંદ્ર સરખી કાયા વાસ્તે, તારા પરવાળા જેવા રાતા હોઠ વાસ્તે, પોપટ સરખાં તીણાં નાક વાસ્તે આટલો બધો મગન થઇ હરખાઇ જાય છે ? ખરે તેટલા વાસ્તે પણ તું એટલો હરખાઇશ મા. કારણ તારી ચંદ્ર સરખી કાયા અને પરવાળા જેવા હોઠ આખર બળીને ભસ્મ થશે, અથવા નહાના કિડા અને પક્ષીઓ તારાં સુંદર શરીરને અને તારી ચળકતી આંખોને ટીપી ટીપીને ખાશે.

"માનવી! તું ત્યારે શું તારી મગરૂરીને વાસ્તે, તારી લુચ્ચાઇને વાસ્તે, લફંગાઇને વાતે આટલો બધો મગન થઇને હરખાઇ જાય છે? ના, ના, તેમ હરખાતો ના. કારણ એ સઘળું તને પાયમાલ કરવાને તારાં દિલમાં એકઠું થઇને ભરાયું છે; અને એક પળવારમાં તારી હયાતીનો છેડો લાવીને તારા પેદા કરનારની દરબારમાં ન્યાયને વાસ્તે તને ઉભો કરશે."

(ઉપસુંજ પુસ્તક પા. ૪૩).

રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા પોતાનાં પુસ્તક "સંસાર સુધારા" માં દેશાભિમાન વિષે લખે છે:—

> વિપત્તિની અંદર સ્વભૂમિની સાથે જોડી રાખનાર દેશાભિમાન છે; રાજ્યકારભારીઓને તેમની જંજાળમાં ટેકો આપનાર દેશાભિમાન છે; ધર્મના ઉપદેશકોને, વેપારીઓને, ખેડુતોને નિરાશા વખતે આશરો આપનાર દેશાભિમાન છે; લડાયક સિપાઇઓને ભય રહિત ને મરણીઆ કરનાર દેશાભિમાન છે; અને સ્વાભાવિક રીતે કે ઇશ્વરથી મળેલી સ્થિતિમાં દરેક માણસને રૂઢ રાખનાર દેશાભિમાન છે. દેશાભિમાનની આગળ સ્વમાન, નાત્યાભિમાન, જાત્યાભિમાન, પંથાભિમાન અને સર્વ પ્રકારનાં સ્થાનિક અભિમાન નષ્ટ થવાં જોઇએ. (સંસાર સુધારો પા. ૫૧–૫૨).

(૨૬) **વ્યર્થવાક્ચાતુર્યદર્શક શૈલી**—વાક્ચાતુર્યદર્શક શૈલીમાં શબ્દો સુહેલાઇથી સમજાય એવા તથા વાકયો ચોક્કસ હદમાં સમાઇ જાય એટલાંજ જોઇએ. જ્યારે આ નિયમનો ભંગ થાય છે ત્યારે ખાલી અર્થ રહિત વક્ચાતુર્યનો ભાસ થઇ અણગમો પેદા થાય છે. રમણભાઇ મહીપતરામ નીળકંઠે "ભદ્રંભદ્ર" માં ઠેકડીરૂપે નીચલો દાખલો રજુ કીધો છે, તેમાં ખોટી રીતે જોડી કાઢેલા શબ્દોથી કેટલાક મૂર્ખ લેખકો તથા ભાષણકારોનું વ્યર્થ વાક્ચાતુર્ય દેખાડવાની તારીફ લાયક કોશેશ જોવામાં આવે છે:—

> આપ સર્વનું આર્યત્વ, આર્યપક્ષત્વ, આર્યપક્ષવાદત્વ, આર્યપક્ષવાદલીનત્વ, આર્યપક્ષવાદલીનાભિમાનત્વ, આર્યપક્ષવાદલીનાભિમાનૈકવૃત્તિત્વ, આર્યપક્ષવાદલીનાભિમાનૈકવૃત્તિનિર્ભયત્વ જોઇ મારા હૃદયમાંથી જે ઉલ્લાસનો પ્રવાહ વહે છે, તે કોડિયાના દીવાથી માંડીને દાવાનલ સુધી હરકોઇ અગ્નિને શમાવી નાખવા સમર્થ છે. (ભદ્રંભદ્ર પા. ૧૨૯).

(૨૭) **તાલબદ્ધ શૈલી** (Rhythmical Style)—જ્યારે વાક્ય રચના એવી રીતે બંધાયેલી હોય છે, કે જુદાં જુદાં વાક્યો એક સરખાં અથવા ચઢતા ઉતરતા માપથી રચાયલાં હોય છે, ત્યારે તે શૈલીને તાલબદ્ધ શૈલી કહેવી જોઇએ છે. જેમકે નર્મદાશંકર નર્મગદ્ય (પા. ૮૯) ઉપર લખે છે :—

> ફલાણાએ ફલાણું કામ કરી પરદેશીઓમાં પોતાના દેશનું નામ વધાર્યું, તેમ એક કહે હું વધારૂં, બીજો કહે ના હું વધારીશ, એ રીતે આપણે હમણા કાયર છીએ, તે ટળી શૂરપણે પોકારીશું કે હાં, હાં, અમે સ્વદેશને તારી આણવાને હદથી જ્યાદે મહેનત લઇશું......ત્યારેજ ત્યારેજ કીર્તિનો કિલ્લો પાછો બાંધવાને આપણે શા માટે લાયક નહિ થઇએ? **એ અભિમાન માણસનું નૂર છે, એવડે તે ઓળખાય છે, એવડે તે અમર છે, એવડે તે સુખી છે, તેને માન છે, મુક્તિ છે.**

બેરામજી મલબારી "નીતિવિનોદ" માં "વિધવાઓના છુટકારા" વિષે લખે છે :—

> હે હીણ હઠીલા, જમ જતીલા, ઢીલાઢીલા કેમ કરો?
> શુભ અવસર પાસે, વે'મો ના'સે, કાં જીત આશે જુઠ વરો?
> સૌ દુઃખી અબળાને, મરદ ભલાને, સતપાળાને સોંપી દો,
> જગસુખ હિણુ નારી, ગરીબ બિચારી, બેડી અકારી કાપી દો.

(નીતિવિનોદ પા. ૩૯).

(૨૮) **પાંડિત્યદર્શક અથવા આડંબરયુક્ત શૈલી** (Pedantic Style)—કેટલાક લેખકો પોતાનું પાંડિત્ય દાખવવા સંસ્કૃત આદિ ભાષાઓમાંથી ઉતારા ટાંકી અયોગ્ય પ્રસંગે પોતાની વિદ્વતાનો અઘટિત દેખાવ કરે છે. મોટા મોટા લેખકો પણ આ ભૂલને વશ થયેલા છે. જેમકે

> ભરતામાં ભરવું મિથ્યા છે. જેમ (वृथा वृष्टिः समुद्रेषु) રત્નાગરના પાણીમાં વરસાદના પાણીનો ઉમેરો ફળ વિનાનો છે, અને (वृथा तृप्तेषु भोजनं) પેટે ધરાઇને જમેલો એવાને પાછું ભોજન કરાવવું નકામું છે, તેમ (वृथा दानं धनाढ्येषु) પૂર ભરેલાને દાન કરવું એ પણ ફોકટ છે.

(નર્મગદ્ય પા. ૬૧).

કવિ નર્મદાશંકરના નર્મગદ્યમાંથી ઉપલો ફકરો આપણે ટાંક્યો છે, તેમાં સંસ્કૃત ઉતારાઓની કાંઇ પણ જરૂર જણાતી નથી.

એક સાક્ષર લખે છે :—

> ધર્મની હાજતો પહેલાં, અંગની હાજતોનો ખ્યાલ કરવો દુરસ્ત નથી. દુ:ખ વગર સુખની દવા નથી. न हि सुखं दुःखैर्विना लभ्यते। દુ:ખનો કે સુખનો દાન કરનારો ઇશ્વરજ છે.

ઉપલા ફકરામાં સંસ્કૃત ઉતારાની જરૂર કશી નથી.

કેટલાક લેખકો સંસ્કૃત અથવા ફારૂસી ભાષા ઉપરનો કાબુ દર્શાવવા ભારે વજ્ર જેવા શબ્દો વાપરે છે અને તેમ કરવામાં તેમની મુખ્ય મતલબ પોતાનું પાંડિત્ય દાખવવાની હોય છે. આવી શૈલીનાં ઉદાહરણો સંસ્કૃતમયી તથા ફારસીમયી શૈલી વિષે વિવેચન કરતાં આપીશું.

(૨૯) **સંસ્કૃતમય શૈલી**—કેટલાક આધુનિક લેખકો એવો ખ્યાલ ધરાવે છે કે ગુજરાતી ભાષામાં ભ્રષ્ટતા એટલી તો ભળી ગઇ છે, કે તેને સ્વચ્છ બનાવવા સંસ્કૃત શબ્દો તથા સમાસોનો ઉપયોગ કરવો જોઇએ. તેમ કરવા તેઓ મંડયા છે, પણ તેથી તેઓએ ગુજરાતી ભાષાને એટલી તો કઠણ તથા કિલષ્ટ કરી મેળી છે, કે કેટલાક પારસીઓ તેને "દ્રંષ્ટ્રાભંજક" અથવા "જડબાંભાંજક" ભાષા એવાં નામો આપી તેને ઝાંખીને પણ જોતા નથી. કેટલાક હિંદુ સાક્ષરો પણ આવી સંસ્કૃતમય ભાષા પસંદ કરતા નથી.

સંવત ૧૯૭૫ ના "વસંત" નામનાં ચોપાનિયાંમાંથી સંસ્કૃતમય શૈલીનું ઉદાહરણ નીચે આપીશું :—

> આ પ્રમાણે સાભિમાન કર્મ વડે પુણ્યાપુણ્ય અને તેને અનુસાર જગત-સૃષ્ટિ પરમેશ્વર કરે, અને નિરભિમાન કર્મ વડે "અશુકલા કૃષ્ણ" અદૃષ્ટ ઉત્પન્ન થાય અને તે વડે પરમેશ્વરનું અંતર્યામીચેતન ચિત્તપ્રસાદ ઉત્પન્ન કરી તત્વદર્શન કરવા યોગ્ય અધિકાર આપે એવો સિદ્ધાંત શાંકરદર્શનનો છે. (પા. ૨૮૪).

કવિ રેવાશંકર (સંવત ૧૭૮૫) કૃત "બાળલીલા" માં ગુરૂજી ગ્રહ જોઇ પુત્ર કેવો નિકળશે તે વિષે આ પ્રમાણે કહે છે :—(સઘળા શબ્દો સંસ્કૃત છે.)

દીર્ઘાયૂ ઇંદિરા-અખંડિત અતુલ્ય પ્રતાપ અવનીશ,
અજ ઇશાદિ અમર ઓળગશે, અહોનિશ ધ્યાને ઇશ,

અહોનિશ ધ્યાને દક્ષ તે ધરશે, વિપુલ વિશ્વમાં જશ વિસ્તરશે,
પ્રણયપ્રમાણ કરશે મહાપંડિત, દીર્ઘાયૂ ઇંદિરા–અખંડિત.*
(કાવ્ય દોહન પા. ૮૬).

રણછોડભાઇ ઉદયરામનાં ગ્રંથ મધ્યે નીચલો દાખલો જડે છે :—
સોનાનો પરિપૂર્ણ કુંભ જળથી, રાજ્યાભિષેકે ભરો,
કૃષ્ણાની ચિરકાળ મુક્તકબરી બંધોત્સવે તો કરો; †
રામે ઘોર કુઠાર ભાસુર કરે ક્ષત્ર–દ્રુમચ્છેદકે,
ને ક્રોધાંધ વૃકોદરે સમરમાં શંકા રહી ક્યાં શકે?
(રણછોડભાઈ ઉદયરામકૃત નાટ્ય પ્રકાશ પા. ૬૧).

ગોવર્ધનરામ ત્રિપાઠી, નર્મદાશંકર, આદિ લેખકોએ પણ કેથે કેથે ભારોભાર સંસ્કૃત શબ્દો વાપર્યા છે. તેઓના પુસ્તકોમાંથી એકેક ઉદાહરણ નીચે ટાંકીશું :—

સંપ્રદાયમાંથી મળેલું આધારરૂપ જ્ઞાન કવિના જ્ઞાનવૃક્ષની રગોમાં પ્રસરી જાય છે, અને લૌકિક શ્રદ્ધા જે પૌરાણાદિક કથાઓને ઇતિહાસરૂપ જુવે છે તેમાં કવિની અંતઃશક્તિ શુદ્ધાદ્વૈતજ્ઞાનના બ્રહ્મસ્વરૂપને પ્રત્યક્ષ કરે છે. કવિની શ્રદ્ધા મૂર્ત પદાર્થોના પૂજનમાં મૂર્તિમતી થાય છે, પણ તેની અંતઃશક્તિ તેમાંથી દેવરહસ્ય શોધી લેવા સૂક્ષ્મ પ્રયત્ન કરે છે.

(ગોવર્ધનરામ ત્રિપાઠી–"દયારામનો અક્ષરદેહ" પા. ૧૦).

નમું નમું જગનાથ તુજ ચરણું, જે છે ભવસાગર જલતરણું,
આદ, અગોચર, અજરામર, અજ, અનંત અંડનું ધરણું.
નિરાકાર નિરંજન નિર્ગુણ સરૂપમાં શુભ સ્મરણું,
ભવોદ્ભવ સ્થિતિ લયનું કારણ સઘળે અભરાભરણું,
જીર્ણોદ્ધારક કરૂણાસાગર પતીત પાવનકરણું,
કામદુધા ને કલ્પવૃક્ષ તે પુષ્કળ અમૃતઝરણું,
જ્ઞાન મારગે પ્રાપ્ત થાય તો ફરી ન જનનં મરણું,
નેતિ નેતિ કહિ વેદ થાકતા ત્રિવિધતાપભયહરણું
રંક નર્મદો શૂં શૂં વખાણે પદ છે અશરણશરણું.‡
(નર્મકવિતા પા. ૨૪૦).

---

* ઇંદિરા અખંડિત=પુષ્કળ પૈસાવાળો. અવનીશ=પૃથ્વીનો પતિ. અજ=બ્રહ્મા. પ્રણયપ્રમાણ=હેતથી નમન કરવું તે.

† કબરી=ચોટલો, કુઠાર=કુહાડી, ભાસુર=શોભતા.

‡ આદ=આદ્ય, નિરંજન=ડાઘ વિનાનો, નિર્ગુણ=ત્રણ ગુણો વિનાનો.

પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદમાં રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ "લેખન પદ્ધતિ" ઉપર એક વિષય વાંચ્યો હતો, તેમાં સંસ્કૃતમય શૈલી ઉપર કેટલુંક યથાર્થ વિવેચન તેમણે કર્યું હતું, તેમાંથી કેટલાક ફકરા અત્રે ઉતારી લેવા યોગ્ય દીશે છે. તેમણે કહ્યું હતું કે :—

> આજકાલના લેખકોમાં એક જાતનો એવો વા વાયલો જોવામાં આવે છે કે, જેમ અને તેમ સંસ્કૃત ભાષાના ભારે ભારે શબ્દો વડે વાક્ય રચના કરવાથી ગ્રંથનું ગૌરવ વધે છે; આમ સમજીને ભારોભાર સંસ્કૃત શબ્દો મુકવાનું કેટલાક લેખકો સાહસ કરે છે. પરંતુ તેઓ સમજતા નથી, કે અમે કાગળની કોથળીમાં ખીલા ભરવાનું કામ કરીએ છીએ. કેટલાક વાંચકો વગર સમજેજ આવા ગ્રંથોની પ્રશંસા પણ કરે છે. પરંતુ પાછળથી તેવા ગ્રંથો કોઇ લાયબ્રેરીના કબાટના એકાદ ખુણામાં પડી રહે છે, અથવા તો જુનાં પુસ્તક વેચનારાઓના ખજાનામાં આવે છે, અને ઉધાઇઓ તેનાપર પોતાનું ગુજરાન કરે છે. દૃષ્ટિપાત કરવામાં આવશે તો જણાશે, કે અત્યાર સુધીમાં છપાયલા આવા અનેક ગ્રંથો પુનર્જન્મ લીધા વિના નાશ પામી ગયા છે. ......જ્યાં ગુજરાતીમાં લખવું છે, ત્યાં સંસ્કૃત શબ્દોની જરૂર શી? મોટા મોટા વજ્ર જેવા સંસ્કૃત શબ્દો દાખલ કરવા, તેના કરતાં શુદ્ધ ગુજરાતી–પ્રાકૃત શબ્દોનો ઉપયોગ શું ખોટો છે? જેવું બોલવું તેવુંજ લખવુંજ જોઇએ......આવો એક વર્ગ ગુજરાતી વિદ્વાનોમાં ઉત્પન્ન થયલો છે. આ વર્ગ તરફથી કોઇ નવો ગ્રંથ નિકળ્યો તો તેની પરીક્ષા એજ ધોરણે કરવામાં આવે છે. પેહેલી દૃષ્ટિએ ભાષા–લેખનપદ્ધતિજ તેઓ જુવે છે. તેમાં સંસ્કૃત શબ્દોનું ભરણું સારી રીતે દૃષ્ટિએ પડશે તો તરતજ ક્રૂર દૃષ્ટિ થઇ જશે. ગદ્ય અને પદ્ય બંને ગ્રંથોની પરીક્ષા આ રીતે કરવામાં આવે છે, અને જેમાં ગુજરાતી શબ્દો વધારે અને સંસ્કૃત શબ્દો બનતાં સુધી ન હોય તેવાં ગ્રંથપર કૃપાદૃષ્ટિ ઉતરે છે. આ વર્ગમાં પારસી વર્તમાનપત્રોવાળા પણ આવી જાય છે. સંસ્કૃત શબ્દવાળો એકાદ ગ્રંથ તેઓની પાસે વિવેચન માટે જઇ ચઢ્યો તો તેઓ તરતજ કહેશે કે "બાપા! જીભ ટાટરી–બોબરી કરનારા આ ગ્રંથથી તો હાથ જોરિયા! એવા ચોપરા વાંચવા સમજવાનું અમારૂં ભેજું નથી." પારસી વર્તમાનપત્રકારો

અને ગ્રંથકારો પોતાના નિબંધોમાં ભારોભાર ન સમજાય એવા ફારસી શબ્દોનોજ ઉપયોગ કરે છે, અને તેવાજ ગ્રંથો અથવા સાદી ગુજરાતીમાં લખાયલા ગ્રંથોપરજ તેઓની પસંદગી ઉતરે છે.

રા. દેશાઇ ભારોભાર સંસ્કૃત તેમજ ભારોભાર ફારસી શબ્દોના ઉપયોગ માટે ફર્યાદ કરે છે, તે કેટલાક લેખકોના બાબમાં ખરૂં છે. ભારોભાર સંસ્કૃત તથા ફારસી શબ્દો વાપરવાની રીત બિલકૂલ પસંદ કરવા જોગ નથી. મધ્ય માર્ગ અખત્યાર કરવામાંજ ફાયદો છે. જેમ બોલવું તેમ લખવું, આ ધોરણ પણ વાજબી નથી. બાબત સામાન્ય હોય અને શબ્દો પત્થર જેવા હોય, તો ગધેડા ઉપર અંબાડી ચઢાવ્યા જેવું જણાય. બીજા હાથપર બાબત ગંભીર અને શબ્દરચના ગ્રામ્ય હોય, તો તે પણ વિચિત્ર દેખાય. દાખલા તરીકે વીરરસ કાવ્યમાં "સારી ચોપડીઓ શોભાય" વાળી ભાષા રસકસ વિનાની ગણાય. શાસ્ત્રીય ગ્રંથોમાં પારિભાષિક શબ્દો (technical words) આવવાજ જોઇએ. પણ બાળોપયોગી પુસ્તકોમાં કઠણ ભાષા વાપર્યાથી બાળકોને તે નિરૂપયોગી થઇ પડે એમાં સંદેહ નથી.

રા. દેશાઇએ "મહાકાલ દિવ્યામ્બરા" નામનાં પુસ્તકમાંથી સંસ્કૃતમય શૈલીનો એક ફકરો ટાંકયો છે તે નીચે પ્રમાણે છે:—

> એ ગિરિગણાભરણ કાંચનાદ્રિના મધ્ય શિખરની મધ્ય અધિત્યકામાં, જાણે મધ્યમ સ્થિતિ એ સર્વથા ઉપાધિ રહિત હોય છે, એવી બુદ્ધિથી આવીને રહેલું હોય તેમ, બ્રહ્મનાજ કરકમળમાં રહેલા કમંડળુનાજ બ્રહ્મણ્ય જલથીજ સિંચાયલું હોય તેવું, બ્રહ્મવર્ચસને વધારવામાં અદ્વિતીય સામર્થ્યયુકત વાતાવરણવાળું, અને બ્રહ્માની આદિસૃષ્ટિના જેવું ગુણોની મૂર્તિમતી સામ્યાવસ્થાના વદનવિધુમંડલસમાન એક સાર્વછાંદસ નામનું તપોવન વિરાજી રહેલું હતું. ઘનીભાવને પામેલા અમૃતના ગાભલાં જેવા અને શ્વેતત્વમાં આકાશગંગાના ઉત્તુંગ તરંગને તથા હિમગિરિના કૈલાસવાસી વિશ્વેશ્વરના ગિરિકન્યકા સાથના રતિહાસ્યથી ધોળાયલા હિમખંડોને પણ ખંડિત કરવાને સમર્થ એવા હંસોના વૃંદ વડે કેટલેક સ્થળે સ્ફટિક ખચિત ચોકના જેવું તે તપોવન શોભી રહ્યું હતું. પોતાના વાહનને પણ ત્યજી દેવાને કુમુદમોદવર્દ્ધન ભગવાન્ ચંદ્રમાને પણ લલચાવે એવા અનેક કૃષ્ણસાર મૃગો વડે તે તપોવન આર્યભૂમિકૃમે મુદિત જણાતું હતું.

આ ફકરા ઉપર ટીકા કરતાં રા. દેશાઇ વાજબી રીતે કહે છે કે :—

આ અવતરણને તો નમસ્કાર છે. એનો લેખક સારો વિદ્વાન છે. એમનાં બીજાં લખાણો સરળ છે, પણ બાણભટ્ટની કાદમ્બરી-ને ગુજરાતી ભાષામાં ઉતારવાની ઉત્કટ અભિલાષામો આ નમુનો છે. અંગ્રેજી ભાષામાં જોન્સોનિયન ભાષા જેને કહેવામાં આવે છે તેનોજ આબેહૂબ નમુનો આમાં પ્રત્યક્ષ દેખાય છે. લેખકે આવા લેખ પ્રતિ વિદ્વાનો શું વિચાર ધરાવશે, કોણ વાંચશે, તેનો જરા પણ વિચાર કીધો હોય એમ ધારી શકાતું નથી......ખુદ જોન્સને પણ આવી ભારે ભારે પત્થર જેવી શબ્દરચના પસંદ કીધી હોય, એમ ધારી શકાતું નથી......પારસી લેખકો ગુજરાતી વિદ્વાનોના લેખોથી કંટાળે છે, તેનું કારણ દિવ્યબ્બરા જેવી ભાષા પદ્ધતિજ છે. શ્રોતૃવર્ગ સહજ સમજી શકશે, કે આ લેખ પંડિતાઈ બતાવવાનો એક નમુનો છે.)

રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે "ભદ્રંભદ્ર" માં (પા. ૮૨) સંસ્કૃતમય ભાષા લખનારાઓની ઠેકડી કરવાની મકસદથી ઘણાક ફકરા લખ્યા છે, તેમાં નીચલો ફકરો વાંચવાજોગ છે :—

ધનથી ઇતર લાભાલાભસ્ય ઉપરિ દૃષ્ટિ કરવાનું શાસ્ત્રેષુ વિહિત નથી, અને ધનવ્યવહારમાં આપ વદો છો, તેમ આંખો બંધિત રાખવાની આવશ્યકત તુ છે એવ. તસ્માત્ હમણાં રૂઢિની વ્યાખ્યા પ્રસિદ્ધ કરવામાં બાધ નથી. પણ કોઇ ભૂલ શોધી કહાડી અસ્માકં દોષ ન દર્શાવે માટે એવી યુક્તિ ક્રિયતામ્ કે એક વ્યાખ્યા વર્તમાનપુત્રેષુ મુદ્રિત કરાવે, કે "કશ્ચિત્ એકદા અજ્ઞાન પણ અધુનાબુદ્ધિ સુધારાવાળો આર્યપક્ષમાં ભળી રૂઢિની આવી વ્યાખ્યા આ છે તેમાંની સકળ અપૂર્ણતા લખી મોકલનારને આટલું પારિતોષિક આપવામાં આવશે.

ઉપલા ફકરામાં શબ્દોજ નહિ, પણ વિભક્તિ તથા વાક્યરચના સંસ્કૃત જેવી છે. શિખેલાઓને પણ ઉપલો ફકરો સમજ ન પડે એવો છે.

(૩૦) **ફારસીમય શૈલી**—કેટલાક પારસી લેખકો ગુજરાતી લખતાં બારોબાર ફારસી શબ્દો વાપરે છે, તે પણ પસંદ કરવા જોગ નથી. આવી ભાષાથી હિંદુઓ વાજબી રીતે કંટાળે છે. આમલો ઉપર

જે ટીકા સંસ્કૃતમય શૈલીને માટે કરી છે, તે ભારેભાર ફારૂસી શબ્દોવાળી શૈલીને પણ લાગુ પડે છે. ફારૂસીમય શૈલીના ઉદાહરણો નીચે આપીશું :—

નીના તે ખુશીના ખાબમાં ખેલ શરૂ થવાથી તે ખતમ થતાં સુધી જાણે હોશ ફરાંમોશ બેફામીની એક બોખારમાં સર બસર ગરક થઇ.

(બમનજી કાબ્રાજી નીના પા. ૧૫૨).

બેરામજી મલબારી "સરોદ–ઇ–ઇત્તેફાક" નામનાં પુસ્તકમાં (પા. ૧) ખોદાયની સિફતમાં કહે છે :—

તું ખાવંદે કુદરત તવાના ખુદા,
તું હાજર ઓ નાજર, રજુ જાબજા,
તું માલેકના માલેક પરવર દેગાર,
તું ગયબી, બુલંદ, હલીમ, આશકાર.
જમાને નશીન તું, હમેશગીનો શાહ,
કમીનો હું પકડું તું દુસ્તી પનાહ,
તું હમજા ખરો, પણ સમજવે મહાલ,
કરોડો જવાબે ભર્યો તું સવાલ.
શું શોધું સેફત, જિંદગી ઇત્તેફાક,
ન તું એહવો મઅકુલ, ન તું એહવો પાક.
ઓમેદ એક માહરી, માગું છું તાહરી દાદ,
જિગરમાં ધરી મુસ્તકીમ એતેકાદ.*

(૩૦) **અલંકૃત શૈલી** (**Figurative or Ornate Style**). આ શૈલીમાં ઘણાક અલંકારો વપરાય છે. અલંકારોનું વિવેચન હવે પછી કરીશું.

(૩૧) **પ્રાસયુક્ત શૈલી**—આ શૈલી અલંકૃત શૈલીનો મુખ્ય પ્રકાર હોવાથી તેનું કાંઇક વિવેચન અત્રે કરીશું. નાના મોટા સઘળા લેખકો આ શૈલીનો ઉપયોગ વારંવાર કરે છે. આ શૈલી પ્રત્યે બેરામજી મલબારીને પુષ્કળ ભાવ હતો. સામાન્ય રીતે આ શૈલી બે પ્રકારની છે—(૧) જેમાં મૃદુ કાનને રૂચે એવા શબ્દો હોય છે. (૨) જેમાં કઠણ કાન કંપે એવા શબ્દો હોય છે. પેહેલા પ્રકારના દાખલા :—

* હલીમ=નરમ. મઅકુલ=સમજાય એવો. હમજા=સઘળે ઠેકાણે છે એવો.

વિવેકિ વિક્રમાદિ વીર વિઘ્નથી વિંટાળિયા,
હિંમેલ દેવ દુઃખથી ન થૈ દુઃખી દિવાળિયા.
ન હીર ઉરનું વડી પિડા વિસાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી.
( મલબારી—નીતિવિનોદ પા. ૫ ).

કહો કેમ કાકા કરે કાગ કાલે, નીચા લોક નીચા નમીને નિહાળે.
લટે લક્ષ્મિમાતા લખો લોક આવે, ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે.
હસે તું હસે તો નહીં હેત હારી, રડે તું રડે તો રૂડા રાગ કાઢી,
પઢે તે પ્રતિ બોલ જે તું પઢાવે, ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે.
સદા શ્વાન શ્રીમંતનો સંગ શોધે, બધા બોલ બોલે ન બોલે સુબોધે,
ચહી ચર્ણ માટે તું ચાંદી ચખાવે, ખુશામત્ત ખોટી ખજાનો ખુટાવે.
( ઉપલુંજ પુસ્તક પા. ૧૧-૧૨ ).

કઠણ તથા ઉચ્ચારવા મુશ્કેલ થઇ પડે એવા શબ્દોવાળા પ્રાસનાં ઉદાહરણો નીચે પ્રમાણે છે :—

છળ બળ કળથી સકળ અકળ રહિ, કરવું છે એક કાજ.
( કાવ્ય દોહન પા. ૭૬ ).

ઝાકળ જળ પળમાં વળિ જાશે, જેમ કાગળ ને પાણી.
કાયાવાડી તારી એમ કરમાશે, થઇ જશે ધૂળધાણિ.
( ધીરો ભક્ત—કાવ્યદોહન પા. ૧૯૩ )

હયદળ, પાયદળ, ગજદળ, રથદળ, કળ ન પડે કેકાણજી,
પ્રબળદળ સકળ પુરવાસી, નિરખવા નળ તરસે પ્રાણજી.
(કવિ પ્રેમાનંદકૃત નળાખ્યાન પા. ૧૧૦).

(૩૨) **સંલાપોચિત શૈલી** (Colloquial Style). આ શૈલીમાં સાધારણ વાતચિતને લગતા શબ્દોનો પુષ્કળ ઉપયોગ થાય છે. આ તો જાણીતું છે કે બોલવાની તથા લખાણની ભાષા એકમેકથી જુદી છે; અને તેઓને તેમ જુદી રાખવી ઘટે છે. ગંભીર સાહિત્યને આ નિયમ લાગુ પડે છે, પરંતુ નવલકથા નાટક આદિમાં બોલવાની ભાષા વાપર્યાથી રસક્સ વધી પડે છે. પારસી લેખકો આવી શૈલીનો બહુ ઉપયોગ કરે છે. જેમકે

તે અક્કલના ઓથમીએ જવાબ આપ્યો. (બ. ન. કાબ્રાજી નીના પા. ૨૭૧).

તે કાકા કલીંગરના ભેજાંમાં તરેલ પડેલી હતી. (એજ પુસ્તક પા. ૨૭૪).

એવા અક્કલના બારદાનો પણ ત્યાં જોઇએ તેટલી સંખ્યામાં હાજર હતા. (એજ પુ. પા. ૨૭૪).

તે નર્યાંનો ખીસેલો ને કાતર્યાંનો ઘસેલો......ફરતો હતો. (તેજ પા. ૧૦૦).

બબાની બાટલીનું માથું ભાંજ્યું (કે. ન. કાબ્રાજી–દીની ડાહી પા. ૨૬).

બહમનશાહ શેઠ જો કે વેપારી હતા, તોપણ તેમનું બરાબર ટટ્ટુ ચાલતું ન હતું. (તેજ પા. ૬૩).

તેને હાથ ઘાલીને ઉધરો લીધો. (તેજ પા. ૧૬૦).

તેણે થોડુંક થયું વેંગણાં ખાધાં છે. (તેજ પા. ૧૩૭).

સાલુ કસાઇના ભેજાંમાં સત્તર આંટી રાઇ હતી.
(જાં. એ. મર્ઝબાન—જીલુ ગોરાણી પા. ૩૦).

માજીસ્ટ્રેટ સાહેબને કેમ છપ્પણમે પાને ઉડાવવા તેની સારી માહેતગારી તે ધરાવતો હતો. (તેજ પુ. પા. ૮૬).

(૩૩) **બોધયુક્ત શૈલી**—આમાં શૈલી એવી તો હોય છે, કે લેખક જે બોધ આપવા માંગે છે, તે સુહેલાઇથી વાચકવર્ગના મન ઉપર ઠસી જાય છે; જેમકે નરસિંહ મહેતો નીચલાં પદમાં બોધ આપે છે કે :—

રાત રહે જ્યારે, પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું,
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું.
જોગિયા હોય તેણે જોગ સાંભળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા,
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા.
સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું,
પતિવ્રતા નારિયે કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી,
નરસૈંના સ્વામિને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી.
(બૃહત્ કાવ્યદોહન ભા. ૧ પા. ૨૧).

ઇ. સ. દેસાઇ કૃત "ગંગા" નામની નવલકથામાં કહ્યું છે કે :—

કોઈ પણ ટંટાનો નિવેડો આણવાને આવાજ માણસોની ઘણી જરૂર છે. બેને સમજાવી પટાવીને કામ કાઢી લેવામાં ઘણી શાંતતા, ઘણી ધીરજ, ને સમયસૂચકતા સાથે ધીરતા ને નિડરતા પણ જોઇએ. કામ કાઢી લેનાર માણસે પ્રથમ સામા પક્ષનો ભેદ જાણવો અને પછી કંઇ પણ જવાબ આપવો. તે વગર પોતે પોતાનું બગાડે ને પારકાનું પણ બગાડે છે. (પા. ૯૦).

———:o:———

## પ્રકરણ પાંચમું.

# અલંકાર.

આપણે ઉપર જોયું કે સાહિત્યમાં સમાયલી બાબત અથવા વસ્તુરૂપી શરીરનાં કપડાં શૈલી છે, તથા તેનાં ઘરેણાં અલંકારો છે. જેમ ઘરેણાંથી શરીર વધુ શોભે છે, તેમ ભાષણ તથા લખાણ અલંકારથી દીપી નિકળે છે. અલંકારનો અર્થજ આભુષણ અથવા ઘરેણું થાય છે. ઘરેણાં જુદી જુદી જાતનાં હોય છે, અને યોગ્ય સ્થાને પહેરવાથી સુંદરતામાં વધારો થાય છે. એજ પ્રમાણે અલંકારો પણ જુદા જુદા પ્રકારના છે, તથા યોગ્ય જગ્યાએ વાપરવાથી શૈલી ભભકદાર બને છે, તથા લખાણ તેજસ્વી થાય છે. એક લેખક કહે છે, કે અલંકાર વિનાનું ગદ્ય કે પદ્ય તે "મીઠાસ વિનાની મીઠાઇ છે તથા ખટાસ વિનાની ખટાઇ છે."

જેમ વ્યાકરણ શિખ્યા વિના પણ આપણે ભાષા બોલી શકીએ છીએ, તેમ અલંકારના પ્રકાર જાણ્યા વગર માણસ અલંકાર વાપરી શકે છે; કારણકે અલંકારો મનના જોસ્સાથી, હૃદયના ઉછાળાથી તથા ઉભરાતી લાગણીથી ઉત્પન્ન થાય છે. લેખનપદ્ધતિનો આધાર કેટલેક અંશે અલંકારોની ઉપર હોય છે. માટે અલંકારો વિષે કેટલુંક વિવેચન કરવું અવશ્ય છે.

અલંકારો વિષે પ્રથમ કવિ નર્મદાશંકર ડાલશંકરે તથા ત્યારબાદ શોરાબજી મ. દેશાઇએ ગ્રંથો રચ્યા છે. અરદેશર ખબરદારે "કાવ્યરસિકા" માં જુદા જુદા અલંકારોના દૃષ્ટાંતો દેખાડવાના હેતુથી કેટલાક કવિતાઓ રચી છે.

નર્મગદ્યમાં નર્મદાશંકરે આપેલાં નીચલાં સાદાં વાકયો તથા અલંકૃત વાકયો ઉપરથી ઝટ સમજી શકાય છે, કે અલંકૃત લખાણ વિશેષ આનંદ આપે છે.

| સાદાં વાકય | અલંકૃત વાકય |
|---|---|
| (૧) આ પુરૂષ સમર્થ સત્યવાદી છે. | (૧) આ પુરૂષ તો જાણે હરિશ્ચંદ્ર હોયની તેવો છે. |
| (૨) કુળમાં તે એક રૂડો છે. | (૨) આખા કુળમાં તે એક દીવો ઉઠયો છે. |
| (૩) તે બહુ ભણેલો છે. | (૩) તેને સરસ્વતી પ્રસન્ન છે. |
| (૪) તેની જે મોટી આબરૂ હતી તે ગઈ. | (૪) તેની કીર્તિનો સૂર્ય અસ્ત પામ્યો છે. |

અલંકારના મુખ્ય પ્રકાર બે છે—(૧) અર્થાલંકાર, (૨) શબ્દાલંકાર આ ઉપરાંત બીજા ત્રણ નાના વિભાગો છે—(૧) અક્ષરાલંકાર, (૨) અર્થશબ્દાલંકાર, (૩) વાકયાલંકાર.

## અર્થાલંકાર.

(૧) **ઉપમા**—(Simile) જ્યાં બે વસ્તુનું અથવા બે વિચારોનું સરખાપણું મનને આનંદ આપે, ત્યાં ઉપમા અલંકાર જાણવો. આ અલંકાર જેમ, તેમ, જેવું, તેવું, પ્રમાણે, પેઠે, પેરે, સમ, સરખું, તુલ્ય આદિ સરખામણી દર્શક શબ્દોથી ઝટ જણાઈ આવે છે. ઉદાહરણો :—

જ્યમ વજ્ર વીજળી આવી પડે, જ્યમ શિરપર પર્વત તુટી પડે,
જ્યમ વેહેરે કાળજું કરવત ધાર, એમ દશરથને દુ:ખ થયું અપાર.
(કવિ ગિરધર).

ઉપલાં સઘળાં વાકયોમાં "દુ:ખનું આવી પડવું" આ વિચારનું સરખાપણું છે.

કવિ શામળભટ પદ્માવતીનાં શરીરની સુંદરતાનું વર્ણન આ પ્રમાણે આપે છે :—

કુંવરિ કુંતી ભોજની, પદ્માવતી અભિધાન,
શશિવદની મૃગલોચના, હીરા દંત સમાન.
પાન પ્રમાણે પેટ છે, અધર જાણે પરવાળ,
પોપટ વરણી નાસીકા, નાગણ સરખી ચાલ.
નાગફેણ અંબોરડો, ભ્રકુટી ધનુષ આકાર,
પાયે પદ્મ શોભતું, સોળ કળા વર્ષ બાર.
(બૃહત્ કાવ્યદોહન ભાગ ૨—પા. ૨૯૩-૩૯૪).

જ. ન. પીટીટ માણસની જીંદગી વિષે લખે છે :—

આકાશપરથી ખરતા એક તારા મિસાલ,
યા ઉંચાણમાં ઉડતાં એક ગરૂડની ચાલ,
યા વસંતમાં ખીલેલી રંગોની ભાત,
યા રૂપેરી દવ-ટીપાં પડયાં પ્રભાત,
યા જળ પર પસાર થતા જતા પવન,
યા પરપોટા તે ઉપર તરેહ વજન—
ની માફક છે માણસનું જગત-જીવન.
(મારીમજેહ પા. ૪૨૩).

કવિ ઘેલો વ્યાસ એક ઠેકાણે લખે છે :—

વશિષ્ટ તુલ્ય વિવેક, તુલ્ય ગૌતમ ગુણ જ્ઞાની,
પરશુરામ સમ શૂર, માનધાતાવત માની,
ચાતુર જોતાં ચંદ્ર, શંભુ સરખા સુખ દાતા,
હરિશ્ચંદ્ર સમ હિતકાર, ગુણનિધી સરખા જ્ઞાતા.
(કાવ્ય દોહન પા. ૯૪).

અરદેશર ખબરદાર સારી કવિતા માટે કહે છે :—

સુકવિતા દીસે સવિતા તણી રવિતા (=પ્રકાશ) જેવી,
સુકવિતા અમૃત જેવી ગળી પિછાણી છે.
સુકવિતા નીતિતણું રાજ્યની લગામ જેવી;
સુકવિતા શશિ જેવી શીતળ પ્રમાણી છે. (કાવ્ય રસિકા)

બેરામજી મલબારી "નીતિવિનોદ" માં લખે છે :—

કાયાનો મેલ જયમ, સાબૂથી ધોવાય,
તેમ પ્રભુ ભકિત થકી, મન મદમંજન થાય.
દૂધમાં ખટાશ ભેળવ્યે, ખાટું દહીં બંધાય,
તેમ મિષ્ટ કાયા કહું, ગફલતથી ગંધાય.
જેમ નગ્ન આ દેહ તે વસ્ત્ર થકી ઢંકાય,
તેમ હૃદયનું તેજ તે વિદ્યાથી શોભાય.
જેમ સિંહ ઓથે રહી, ઓચિંતો દેખાય,
તેમ મોત પૂછ્યા વિના પાછળ ખાવા ધાય.
(મલબારી—કાવ્યરત્નો પા. ૨૧૫).

ઉપલાં જુદાં જુદાં વાકયોમાં વિચારો સરખા છે.

તડાકા ભડાકા કરતી અને આખા અંધકારને સળગાવી મુકતી ચમકતી વિજળીની પાછળ મેઘ વેરાઇ જતાં કોમળ અને મનહર મંદ ચંદ્રિકા પ્રકાશે, તેમ ભભકભરી અલકકિશોરી પાછળ સૌમ્ય કાંતિવાળી અર્ધ-વિકસેલા-સ્મિતભરી કુસુમસુંદરી શરમાતી શરમાતી પોતાના પ્રફુલ્લ વદનનો સ્થિર આભાસ આખા મંદિરમાં પ્રકટાવતી હતી.
(ગોવર્ધનરા ત્રિપાઠી—સરસ્વતીચંદ્ર ભા. ૧ પા. ૭).

(૨) **અનન્વય**—જ્યારે કોઇ વસ્તુને અથવા માણસને તેની પોતાનીજ સાથે સરખાવવામાં આવે છે, ત્યારે અનન્વય અલંકાર કહેવાય છે. જેમ કે

વિક્રમ સરખો પરદુઃખભંજક એક વિક્રમજ,

(૩) **પ્રતીપ**—આ અલંકારમાં ઉપમેયથી (સરખાવવાની વસ્તુથી) ઉપમાનનું (જેની સાથે સરખાવીએ તેનું) માન ઘટે છે, અથવા ઉપમાનથી ઉપમેયનું માન ઘટે છે. પહેલાનો દાખલો નળાખ્યાનમાં જડે છે તે નીચે પ્રમાણે :—

દમયંતીનો ચોટલો દેખી અતી છે સોભાગ,
અભિમાન મુકી લાજ આણી પાતાળે પેઠા નાગ,
નાસિકાના વેસર દેખી કલાકર ને કીર,
તેણે અરણ્ય પરવત સેવિયાં, ના રાખ્યું ચિત્તમાં ધીર.

ઉપલાં ઉદાહરણમાં "ચોટલો" ને "વેસર" ઉપમેય છે, તેઓએ "નાગ," "મોર," "પોપટ" ઉપમાનોને હલકાં પાડયાં છે. બીજા પ્રકારનું ઉદાહરણ નીચે પ્રમાણે નર્મદાશંકરે આપ્યું છે :—

ઓ કામિની તું તારાં મુખથી કાંતિનો ગર્વ મુકી દે; ચંદ્ર પણ તારા સરખો છે.

કવિ નર્મદાશંકરે એક ત્રીજો પ્રકાર આ ગણ્યો છે, કે જ્યાં લોકપ્રસિદ્ધ એવાં અનુમાનને ઉપમેય જેવું ગણ્યું હોય છે, જેમકે :—

તારાં નેત્ર સરખાં કમળ પાણીમાં ડુબી ગયાં, તારાં મુખ સરખો ચંદ્ર વાદળથી ઢંકાઈ ગયો.

(જુવો અલંકાર પ્રવેશ—નર્મકવિતા પા. ૩૮૨).

(૪) **લક્ષણાખંડાલંકાર**—(Catachresis)—આ અલંકારમાં ઉપમા તેના ખરા લક્ષણમાં વપરાતી નથી. આમાં ખોટાં દૃષ્ટાન્તો આવે છે.

શો. મ. દેશાઈ પોતાનાંજ કાવ્યમાંથી "ગંજેશાયરાન" માં (પા. ૨૪) નીચલો દાખલો ટાંકે છે.

નાવ જેવો કાળો, ને નાગ જેવો કાગ,
ચીલ જેવો ભાલો બોલાય છે જે જાગ,
તરવાર જેવું નાક, ને તળાવ જેવી આંખ,
ભરવાડ જેવો દાંતો, પરાર જેવી પાંખ.

(૫) **દૃષ્ટાંત અલંકાર અથવા દૃષ્ટાંતરૂપક ઉપમાપંક્તિ અલંકાર**—આમાં વાકયોના અર્થો તથા વિચારોનું સરખાપણું ઝાઝું નથી, છતાં સરખાપણું છે, આમ આપણને લેખક મનાવે છે, જેમ કે

સિંહણ મુખથી જો મરે તોય ઘાસ નવ જાય,
પતિવ્રતા ભલે મરે, પર પાસે નવ જાય.

મેઘવીજવાયુથકી ડોલે નહિ ગિરિરાય,
આધિવ્યાધિઉપાધિથી વ્રતાળિ ચલિત ન થાય.
(નર્મ કવિતા પા. ૯૪).

ચંદ્રને જોતામાં એક ચિત્ત થકા તે ઉપર.
ચકોરની ચક્ષુ ઠીક ઠસી તે ઠસીજ છે,
તરફડે મચ્છ અતિ કાઢતાં પાણી વિષેથી,
માછલી જે જળ વિષે ફસી તે ફસીજ છે,
ઘનઘોર સુણી મોર આનંદથી સોર કરે,
તે વિના તો જીંદગી જે ઘસી તે ઘસીજ છે,
અર્દશીર તેમ કવિ પ્રસન્ન કવિતાપર,
કવિતા જે કવિ મને વસી તે વસીજ છે.
(ખબરદાર—કાવ્યરસિકા)

કેટલીક વખતે થોડુંક સરખાપણું જડે છે. સામળભટકૃત "નંદ-બત્રીશી" માં નીચલો દાખલો જડે છે.

કહે પ્રતિહાર સાંભળો રાય, મુજ આગળ અન્યા નહિ થાય,
બોલ્યું અબોલ્યું કરશો તમો, કુંડળ પાછું આપશું અમો.
વળી કહું બીજાં દૃષ્ટાન્ત, જો રાજાજી છો એકાંત,
જ્યારે પશુને તરશા થઈ, સઘળાં ઢોર હવાડે જઇ,
કોઇ પીએ ને કોઇ નહિ પીએ, કોશિયો પીયાવો ભરિ લીએ:
ધેનુ હાંકી ગોવાળો જાય, કોઇ બેશે કોઈ તરણું ખાય,
ગોવાળાનો શાનો વાંક, લે ચરાઇ તે આડે આંક.
ગામ જમાડે રૂડી પેર, દિયે નોતરૂં ઘેરેઘેર,
કોઇના અંગમાં હોયે દુઃખ, કોઇને નવ લાગે ભૂખ,
જમાડનારો તે શું કરે, ચતુર હોય તે મનમાં ધરે.
ખેતર વાવવાને આપિયું, તે ગણવત કરીને આપિયું,
પડતર રાખ કે બમણું વાવ, પરઠયા પ્રમાણે મારૂં લાવ.
લીધા હાથી ઘોડા ઠામ, પતીજ જોઇને આપ્યા દામ,
ગળિયો થાય કે મોતે મરે, વેચનાર તેમાં શું કરે?
રાખે ચાકર ઇચ્છા ધરી, રહ્યો કબૂલ કરી નોકરી,
બેસાડી મેલે કે દે કામ, માસ થએ કે લે તે દામ.
ગૃહસ્થ તણે ઘેર આવ્યો પુત્ર, શોભાવ્યું બધું ઘર સુત્ર,
વધામણીએ બોલજ કહ્યો, પાચ્યો દામને ન્યાલજ થયો.
રાજક દૈવક તેને થાય છે, પાછું લેવા કોણ જાય છે,

વેવિશાળીઓ વિવાહ કરે, વર રૂડા કન્યાને વરે,
મોજ કરે કે ભૂખે મરે, વેવિશાળીઓ તે શું કરે?
બાપે સમૃદ્ધિ મૂકી ઘણી, થયો પુત્ર સર્વેનો ધણી,
રમ્યો જૂગટું હાર્યો સર્વ, ઘરબાર સહિત ખોયું દ્રવ્ય,
તેમાં શું કરે મા ને બાપ, ઉંધું કર્મ કુંવરનું આપ.
નહાનો પુત્ર મૂકે નિશાળ, ગુરૂએ ભણાવ્યો આણી વહાલ,
બત્રીશ લક્ષણો કીધો ઘણો, સંગ થયો પછી ગુણિકાતણો,
વિસરી વિદ્યા આડે આંક, તેમાં ભણાવનારનો શો વાંક?
(બૃ. કા. દો. ભાગ ૧ પા. ૩૫૫).

(૬) **નિદર્શના અલંકાર**—જ્યાં સરખા વાકયાર્થનું ઐકય વર્ણાય છે. જેમકે:—

તરવારની ધાર ઉપર સુવું અને સ્ત્રીની પ્રીતિમાં નિભવું એ એ બરાબર છે.
(નર્મદાશંકર—અલંકાર પ્રવેશ—નર્મ કવિતા પા. ૩૨૮).

(૭) **પરીણામ અલંકાર**—આ અલંકારમાં ઉપમેય ઉપમાનની ક્રિયા કરે છે. દાખલો:—

વક્‌ત્રાર્વિદ કરમાઇ ગયૂં જળે છે, આ જીવ હંસ વણ ઓથ રડી મરે છે,
આ દેહ હોડિ નબળી પવને ડુબે છે, ઓ એનિ વ્હાલી પિયુને ધણિ ધીર દેજે.

ઉપલા દાખલામાં મોઢું કમળની, જીવ હંસની, તથા દેહ હોડીની ક્રિયા કરે છે.

કવિ સામળભટ "પાનની વાર્તા" માં કહે છે:—

લાગ્યું તંબોળીને દુઃખ, **કરમાયું તત્ક્ષણમાં મુખ.**
(બૃ૦ કા૦ દો૦ ભાગ ૩ પા. ૩૨૯).

(૮) **રૂપક (Metaphor)**—જ્યાં ઉપમેયને ઉપમાન તરીકેજ ગણવામાં આવે છે, ત્યાં આ અલંકાર હોય છે. આમાં એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુનાં નામથી અથવા ધર્મથી અથવા બંનેથી થાય છે. આ અલંકાર રૂપ, રૂપી, બીજો, બીજું ઇત્યાદિ શબ્દોથી ઓળખાય છે.

કવિ પ્રીતમદાસે કક્કા ખક્ખા વગેરે ઉપર પદો રચ્યાં છે, તેમાં દદ્દા ઉપર આવતાં કહે છે:—

દદ્દા **દેહ—દેવળમાં** દેવ, સેવક થઇને કર ને સેવ,
**પ્રેમ—પુષ્પ** ને ચંદન—હાર **જ્ઞાન—દીપક** ઘટમાં અજવાળ
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ.
(કાવ્યદોહન પા. ૫૫).

આમાં દેહરૂપી દેવળ, પ્રેમરૂપી પુષ્પ, જ્ઞાનરૂપી દીપક આદિનું વર્ણન છે.

સંસાર તો સરવે ખોટો, **પાણી માંહેનો પરપોટો,**
ફુટી જાશે નાહાનો મોટો.

(કવિ દયારામ–નીતિ ભકિત પા. ૨૩૬).

**કોરટરૂપી રાણીને** પુત્ર ફેંસલા થાય;
નિત્ય પરાયા પેટના વગર ભણેલે રાય.

(દલપત કાવ્ય ભા. ૨ પા. ૧૩૬).

**જિવતર–વ્હાણું** વહિ જશે, ભણવે કંઈ ચિત્ત રાખ,
ખરે બપોરે તલપિને થઇશ બળીને ખાખ,
સ્વતંત્રતા વેચી કરી, કરવી પરવશ દેહ,
ગર્દભિ નફટ નોકરી, નામ બાળ તું તેહ.

(નર્મ કવિતા, પા. ૩૮૪)

રોયાં કર્યાંથી ગયું પાણિ આલી,
**આંખોરૂપી વાવડિયોજ ખાલી.**

ભયંકર **ગુમાનરૂપી સર્પ** તેના કુમળા મગજમાં પેસી રહી, ધુંધવાઇ રહી, તેની ભમરો ઉપર ફણા માંડતો, આંખમાં ઘૂર્ણાયમાન થતો, જીભમાંથી ફુંફાડા મારતો અને આખા શરીરમાં વિષમય ચંચળતા પ્રેરતો.

(ગોવર્ધનરામ ત્રિપાઠી–સરસ્વતીચંદ્ર ભા. ૧ પા. ૧૦).

શાસ્ત્ર વિદ્યામાં મહાપંડિત અને બળનો સાગર એવો બીજો દ્રોણાચાર્યજ તું છે.

(રણછોડભાઇ ઉદયરામકૃત નાટ્ય પ્રકાશ પા. ૧૪૯).

આ ગવૈયો **બીજો તાનસેન** છે.

કલાપીના કેકારવમાં (પા. ૫) નીચલું ઉદાહરણ જડે છે તે યાદ રાખવા જોગ છે:—

સંધાડી **પ્રેમક્યારી** મેં, મચાવી મિષ્ટ ગોષ્ઠી મેં,
પ્હેરાવી **પ્રેમમાળા** મેં, જગાવી **પ્રેમજ્યોતિ** મેં!
ઉડાવ્યું **પક્ષી પ્રીતિનું**, ઝીલ્યું, **સુપુષ્પ ચક્ષુનું,**
કરાવ્યું **સ્નાન પ્રીતિનું**, કર્યું મેં **પાન પ્રીતિનું**!
**સુધાનાં નીરમાં** ન્હાયાં, અમે પ્રેમી રમ્યાં, સ્હાલ્યાં,
પડયાં ત્યાં **સ્નેહ ફાંસામાં**, છૂટયાં તે ના વછૂટયાં ના!

મદિરા નેત્ર નખરાંનો પી પી ભાન ભૂલ્યો હું,
થયો હું હોલો! તે હોલી! થયો તે હું, થઇ તે હું.
પછી સલિલાવ ઝીંક્યું મેં કપાળે હાથ દઇ હરિયે!
બોળે કે બચાવે તે સુકાની પ્રાણપ્યારી છે!

કવિ શામળભટ "ભદ્રા ભામની" નામનાં કાવ્યમાં ભદ્રાનાં રૂપનું વર્ણન કરે છે; ત્યાં ઉપમા તથા રૂપક બંને અલંકારોનો ઉપયોગ કીધો છે, તે નીચે પ્રમાણે છે:—

વેણી વાસુકી નાગ, માંગ સવાગજ કેશે,
ભરજોબન વરણાગ (=શણગારવાળી), વપુ સુંદર વર વેશે,
ઈંદુ આકારે વદન, મદન મોહન મહા મૂલે,
અંબુજ દલશાં (=કમળ સરખાં) નેણ, વેણ અમૃત અમૂલે.
જાણે કામ કટારિયો, દંત બત્રીશ દાઢમકળી,
ભાગ્ય સુભાગ્યથી ભામનિ, તે તુજને ભદ્રા મળી.
ભ્રકુટી ધનુષ કમાન, અક્કલ અતિ અનૂપે,
ચતુરા ચારૂ ચિત્ત, રંભા સુંદર રૂપે.
અધર મધૂર પ્રવાળ, ઉજવળ પૂરણ પાણી,
રસના રંગ અમૂલ, કોકિલવત મધુરી વાણી.
આનંદકંદ અતિ સુંદરી, કોથી નવ જાયે કળી,
કસ્તુરચંદ કર તાહરે, ભામની તો ભદ્રા મળી.
(બૃ૦ કા૦ દો૦ ભાગ ૨, પાને ૪૦૯–૪૧૦).

(૯) દૃષ્ટાંત રૂપક—આ અલંકારમાં વર્ણન કરવાની વસ્તુનું તેનું પોતાનું નામ ન લેતાં હર કોઇ બીજાના દાખલાથી ભેદમાં વર્ણન કરેલું હોય કે બીજી રીતે બોલીએ તો જે કાંઇ વાત સમજાવવાની હોય તેને માટે તેનાજ જેવી બીજી કાંઇ વાત ઉપર ઢળી જઇને અસલ વાત સમજાવવા માટે દાખલા આપવામાં આવે છે. પંચોપાખ્યાન, ઇસપનીતિ વગેરે દૃષ્ટાંતરૂપકના દાખલા પૂરા પાડે છે.

એક રોમન રાજાએ પોતાની પ્રજા ઉપર કર નાંખ્યો ત્યારે લોકો શેહેર બહાર નાસી ગયા. આ ઉપરથી એક કવિએ નીચલી કવિતા ગાઇ સંભળાવી: તેના સુબોધથી શરમાઇ તેઓ પાછા આવ્યા અને કર ભરવા લાગ્યા:—

નિત્ય નિત્ય મ્હેનતો હમે ઘણીજ કીધિરે,
પેટ, તેં સુખેથી ખાઇ ચેનબાજિ કીધિરે.

હાથ પાગ સંપ સંપિ - એક ખાજિ ખિન રે,
પેટ સાથ રીસ રાખિ મારિ ચાર દીન રે.
પેટને ન આપવાથી શક્તિ નીજ ખોઇ રે,
જક્ખ મારિ હારિ ને ઉતારી રીસ રોઇ રે.
ઝપ્પ ઝપ્પ લીધું કામ પાછું શૂર આણિ રે,
પેટથી જિવે સહૂ વિચાર સાર નાણિ રે.

મોટે ભાગે ઉપલા અલંકારની મતલબ બોધ આપવાની હોય છે. પરંતુ કોઇ કોઇ વખતે અખ્યાણાં* રૂપી લખાણ આવે છે. જેમકે કવિ શામળભટના કાવ્યમાં નીચે પ્રમાણે કવિતા છે :—

સાઠ નારિયે નાર, નાર આઠે નર જાણું,
આઠ નરે નર એક, પુરૂપ એક ત્રીશ પ્રમાણું;
બાર પુરૂપ બળવંત, એક નર નરપતિ જેવો,
એવા નર દશ સહસ્ર, તરતિએ ભોગવ્યો તેવો.

ઉપલા ફકરામાં નારિયે=પળે, નાર=ઘડી, નર=પહોર, નર=દિવસ, પુરૂષ=માસ, નર=વર્ષ આમ અર્થો થાય છે.

ઉપલા અલંકારને નર્મદાશંકર **સજીવારોપણ** નામ આપે છે. તેમણે નીચલો દાખલો આપ્યો છે :—

એક દહાડો રાજા પરીક્ષિત મૃગયાને માટે વનમાં ગયો હતો. તે પ્રસંગે તેણે એક ગાય તથા એક બળદને પોતાની ભણી દોડી આવતાં જોયાં. તે એની પછવાડે એક શૂદ્ર હાથમાં મૂસળ લેઇને ધસ્યો આવતો હતો. રાજાએ શૂદ્રને બોલાવી ધમકાવીને કહ્યું કે અરે, તું કોણ છે? ગાય બળદને કેમ મારે છે? શું તેં અર્જુનને ગયો જાણ્યો?......એમ બોલી રાજાએ ખડ્ગ ઉંચક્યું. શૂદ્ર તો ડરી ઉભો રહ્યો. પછી રાજાએ ગાય તથા બળદને પાસે બોલાવી પૂછ્યું કે તમે કોણ છો, દેવતા કે બ્રાહ્મણ? શા માટે નાસો છો? એ વચન સાંભળી બળદ માથું હલાવતો બોલ્યો, મહારાજ, આ પાપરૂપ કાળી બીહામણી મૂર્તિ જે આપણી સામા ઉભી છે તે કલિયુગ છે. એના આવવાથી હું ભાગું છું. આ ગાય તે પૃથ્વી છે. મારૂં નામ ધર્મ છે. મારા ચાર પગ તે તપ, સત્ય, દયા ને શૌચ છે......પૃથ્વી બોલી, મહારાજ, મારાથી પણ આ યુગમાં રહી નહિ શકાય. કેમકે શૂદ્ર રાજા થઇને ઘણો અધર્મ કરશે તે ભાર મારાથી નહિ ઝીલાય......રાજાએ ક્રોધે ભરાઇ કહ્યું કે હમણાં હું તને મારી નાંખું છું.

---

* "ઉખાણું" જોડણી સાધારણ છે.

ઉપલા અલંકારમાં કલિયુગને બિહામણા શૂદ્રનું રૂપ આપ્યું છે; તથા ધર્મને બળદનું અને પૃથ્વીને ગાયનું રૂપ આપ્યું છે. તપ, દયા, સત્ય ને શુચિ એ ચાર પગ બળદને હોતા નથી. પણ ધર્મને બળદ કહીએ તો તેમ બને. આ અલંકાર વિષે નર્મદાશંકર કહે છે કે :—" સજીવારો-પણુ ઉભરાતા રસથી થાય છે. જેમ જેમ વિષયનું મહત્વ ને તર્કનું મહત્વ તેમ આનંદ પમાડે છે. મોટા તર્ક કરનારા કવિયો ને ચિતારા સજીવારોપણને બહુ લડાવે છે. તેઓએ મનોવિકાર, વિદ્યાકળા, દેશ, સમય, સ્થિતિ, ગુણ ઇત્યાદીને સ્ત્રી પુરૂષનાં રૂપ આપ્યાં છે. સજીવારોપણનાં વર્ણન વાંચ્યાથી ને ચિત્ર જોયાથી આનંદ થાય છે એટલુંજ નહિ પણ નીતિભકિત ઉપર ભાવ બેશે છે......એ રૂપક લખવાને બે વાત ધ્યાનમાં રાખવાની છે—એક તો આ કે જે નિર્જીવને કે ગુણને સજીવ કરવો હોય તે પ્રૌઢ જોઇએ......બીજી વાત આ કે જબ્બર ઉભરાતી લાગણીથી તે અલંકાર નીકળતો હોય તો તે રાખવો, અને લાગણી ધીમી પડવા માંડી કે તેને લંબાવવો નહિ." (નર્મ ગદ્ય પા. ૩૦–૩૨).

(૧૦) **સમાસોકિત**—આ દૃષ્ટાંતરૂપકનો ભાગ છે. આમાં બહારથી એક અર્થ પણ અંદરથી બીજો ગૂઢ અર્થ હોય છે. જેમકે :—

જો નદી નિરમળી નીલ અંબર સજી, ગંભિરાઇ ધરી બ્હાર નેટે,
ચોરિથી દોડતી વાટ ટુંકી શોધતી, સંગ સખિ લેઇ સિંધુસું ભેટે.

ઉપલાં ઉદાહરણમાં બહારથી નદીનું વર્ણન છે; પણ અંદરથી ખરાબ સ્ત્રીનું બ્યાન છે.

કલાપીના કેકારવમાં ભમરો ફુલને વિજ્ઞપ્તિ કરે છે, ત્યાં ગૂઢ અર્થ આ છે કે કોઇક આશક પોતાની પ્રિયાને પોતા તરફ ખેંચવાની કોશેશ કરે છે :—

અરે રે! પુષ્પ! આ ભમરો મરે છે હો, મરે છે હો!
નમેરૂં થઇશ શું, વ્હાલાં; હું ત્હારો છું, તું મ્હારૂં થા!
તું બીડાતાં હું બીડાઉં; તું ખીલે, તો હું ગુંજું છું.
ન ભોગી પુષ્પ બીજાનો; હું ત્હારો છું, તું મ્હારૂં થા!
અરે! તું ભૃંગ બીજા જો, ભ્રમણ કરતા ફુલે ફુલે;
કદી મ્હારી ન રીતિ એ; હું ત્હારો છું, તું મ્હારૂં થા!
કંટક કાપી નાખી દે; ભ્રમર છાતીથી ચાંપી લે;
તું શોભે સર્વદા હુંથી; હું ત્હારો છું, તું મ્હારૂં થા!
હું ત્હારો, ને ન તું મ્હારૂં, ન રીતિ એ રતિની છે;
કદર તું પ્રેમીની કર, તો હું ત્હારો છું, તું મ્હારૂં થા!

તપું છું હું; બળું છું હું; મરૂં છું હું, અરે પ્યારા!
તું મકરંદ છાંટી લે; હું ત્હારો છું, તું મ્હારૂં થા!
આ તો સ્વપ્ન ટુંકું; હું ગુંજી લઉં; તું ખીલી લે!
થશે પલમાં અરે! હા, શું? હું ત્હારો છું, તું મ્હારૂં થા!
સુકોમલ તું ખરી જશે; ભ્રમર ત્હારો મરી જશે;
આખિરની ગતિ એ છે; હું ત્હારો છું, તું મ્હારૂં થા. (પા. ૨)

રા. નરસિંહરાવ ભો. દિવટિયાનાં "હૃદયવીણા" માં નીચલા ફકરામાં ઉપરથી ભમરાની બીના છે; પણ અંદરથી ફસાવનાર પુરૂષનો ઉદ્દેશ છે.

હવે કાળો મળે ભૃંગ જ્યાંય આ જગમાંહિં રે,
ઉભી ન રહું હેની છાય, જાઉં ન વાહીરે.
ગુપ્ત દંશ ધરીને આવે ગુંજતો જ્યારે રે,
નહિ ઉભી રહું મૂઢભાવે સુણવા ત્યારે રે. (પા.૨૯).

**(૧૧) કથારૂપાલંકાર (Fable).** દૃષ્ટાંતરૂપક અલંકાર લાંબો હોય છે; આ ટુંકો હોય છે. આમાં નાની વાર્તા અથવા કથા સુબોધક તથા ચાનક આપનારી હોય છે. "ઐક્યતા એ મોટું બળ છે," આ સિદ્ધાંત પુરવાર કરવા પેલા ડોસાએ પોતાના છોકરાઓને લાકડીઓનો ભારો ભાંજવા કહ્યો, તે વાર્તા ઉપલા અલંકારનો દાખલો છે.

**(૧૨) સજીવારોપણ (Personification).** જે ચીજમાં જીવ નથી તેમાં જીવ છે એવી કલ્પના કરી વર્ણન કરવું તે. જેમકે:—

આકાશે તો ચકચક થતો શ્વેત વાગો સજ્યોરે,
તારાઓ જે મુઝઇ રડતા, શોક તેણે તજ્યોરે,
પીડાતો તે અતિષ કમળે, ચંદ્ર સારો થયો ને
પાવા માંડી ફરિ મિઠિ સુધા, ધન્ય તેણે સહુને.*
(નર્મ કવિતા—અલંકાર પ્રવેશ પા. ૩૮૪),

સંપ ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબૂત દાડીનો પહેલવાન છે. તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેની રગો કસાઇને ઉંચકાયલી તૈયાર રહેલી છે. તેનું મ્હોડું ગોળ ને ભરાવ છે. ડાચાં બેશી ગયલાં નથી પણ મજબૂત છે. અને તેના ગાલ ઉપર તનદરૂસ્તીની લાલી આવી રહેલી છે. તે ઘણો આરોગ્ય છે, સ્વચ્છ લોહીનો ભરેલો છે, તેથી તેની રૂમને લીધે તેની આંખ કિંચિત્ મીચાયલી છે.
(નર્મગદ્ય પા. ૧૧).

---

* આકાશે સફેત લુગડું પહેર્યું છે; તારાઓ આંખા હતા તેઓએ ચળકવા માંડયું છે, કમળાના રોગથી ચંદ્ર દુઃખી હતો તે સારો થયો; અને તેણે સૌને મીઠું અમૃત પાવા માંડયું છે.

જ. ન. પીટીટ મારી મજેહમાં (પા. ૩૫૬–૭) રાતનું વર્ણન આ પ્રમાણે કરે છે :—

અબનુસી તખતપર બેઠી છે રાત, સીસાંનો દંડ તેણે ધર્યો છે હાથ.
બિનકિરણનો જે તેનો કેવો દમામ ! પડી જ તેના પગ આગળ દુનિયા તમામ,
ઉંઘમાં ગરક તે ઉંઘતી ખલક, પર લંબાવે છે—તે બેઠી તખતપર રાત—
પોતાનો દંડ.

રા. નરસિંહરાવ દિવટિયાનાં "હૃદયવીણા" માં નીચલો ફકરો છે :—

ઉંચી કરાડો, વળી ખીણ નીચી,
અરણ્ય ગાઢું સૂતું નેન મીંચી. (પા. ૬૩).

(૧૩) **સંબોધન (Apostrophe)**—આ અલંકારમાં ગેરહાજર અથવા નિર્જીવ વસ્તુને સંબોધી લખાણ કરવામાં આવે છે અથવા તેની સાથે બોલાવવામાં આવે છે. જેમકે

ચેતરે ચિત્ત ચિદ્‌રૂપમાં (=બ્રહ્મામાં) થઇ રહ્યું તલ્લીન,
નીમિષ માત્ર ન્યારૂં નહીં, જેવું જળનું રે મીન.
(કવિ પ્રીતમદાસ—કાવ્ય દોહન પા. ૧૬૮).

બેરામજી મલબારી "સંસારિકા" માં (પા. ૬૯) સુરતને આ પ્રમાણે કહે છે :—

સુરત ! જાગતું કે સતું, મુતું પડયું છે કે જીવતું ?
હશે, હતું તે તો તું હતું, બની શકે તો થા ફરિ છતું.

જ. ન. પીટીટ આપણાં હમવતન ઇરાનને કહે છે :—

ઇરાન ! ઇરાન ! હમજાતનાં વતન !
જળેછ તાહરી જુદાઇમાં તન અને મન !
થયો કયાં ગુમ તાહરો દોર ને દમામ ?
દમામ ખોઇ થયું તું અંતે નનામ !
ટકી તું કેમ રહે જ્યાં કિસમતની ખામ ?
કિસમતના લેખ આગળ આવે શું કામ ?
(મારી મજેહ પા. ૧૧).

ઉપલાજ કવિ દુકાળને સંબોધી જોસભર શૈલીમાં લખે છે :—

દુકાળ ! તાહરૂં બાળ અહિંથી નેહેસ્ત કદમ !
કાબુ કર તું તાહરૂં, ને ના કર સેતમ !
અરે ! આવે આએ માહરા હાથોમાં તું
તો ચીરીને હું તાહરા કટકા કરૂં !
અટકાઉં તુંને જગતપર ભરતો કદમ,
ને ફેલાવતો હર જગે ભુખનો સેતમ,
માતા, પિતા, બાળકને કરતો ખતમ,
અએ દોજખના જનમેલા ! બેહયા, બેશરમ.
જે જગાપર જાયછ તાહરૂં નાપાક કદમ,
ને ફુંકે છે જ્યાં તાહરો આતશી દમ,
ઉગતો રોપો થાયછ ત્યાં સુકાઇ બરબાદ,
મરી તેઓ માણુસની કરેછ ઘાત.
થાયછ હિંદી મૂલક આજ તુંથીજ વેરાન,
ભુખે મરતો બાપ લીએ દીકરાનો જાન.
રાંધે તેના માંસને આતશ ઉપર તેજ,
ખુદ બેટાને ખાવા નહિ રાખે દરેગ.
માતા ચુસે તોટેથી બાળકનું લોહી,
નથી એવી આફત મેં જીંદગીમાં જોઇ.
(મારી મજેહ પા. ૭૭-૭૮).

ઉપલાજ કવિ ઘાસને કહે છે :—

અરે ! ઓ લીલાં ને અણયાલાં ઘાસ !
નરમીથી કર તું તે રબની સેપાસ;
નેમાજ તેની કરવા હીલવ તાહરૂં તન,
લીલોત્રી વચ્ચે કર તેને નમન.
(ઉપલુંજ પુસ્તક પા. ૧૪૨).

(૧૪) ઉત્પ્રેક્ષા—આ અલંકારમાં એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુને નામે અથવા ધર્મે શંકા અથવા કલ્પના સાથે થાય છે. ધારૂં છું, શંકા છે, લાગે છે, જણાય છે, કલ્પના કરૂં છું, જાણે, આમ હશે, એમ હોયની, શું—આદિ શબ્દો ઉત્પ્રેક્ષા અલંકાર સૂચવે છે. આ અલંકારના બે પ્રકાર છે—(૧) "વસ્તૂત્પ્રેક્ષા" કે જેમાં વસ્તુને નામે અથવા ધર્મે કલ્પના કરેલી હોય છે. (૨) "હેતૂત્પ્રેક્ષા" કે જેમાં કારણ દેખાડવામાં તર્ક કરેલો હોય છે.

વસ્તૂત્પ્રેક્ષાનો દાખલો :—

ચપળનેત્ર ઝીણું અંજન, જાણે જાળે પડયાં ખંજન,
મોહ્યો મોહ્યો મૂખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રુકુટીને જોડે*
(ઓખાહરણ બૃહત કાવ્ય દોહન ભાગ ૧ પા. ૬૧).

હેતૂત્પ્રેક્ષાનો દાખલો :—

નૈષધ રાયના રૂપ આગળ, દેવને થઇ ચિંતાય,
રખે આપણી સ્ત્રીઓ વરે નળને સરૂવે માંડી રક્ષાય.
લક્ષ્મીનું મન ચંચળ જાણી વિષ્ણુ મનથી વિમાસે,
પ્રેમદાને લઇ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે.†

(૧૫) **અપહ્નુતિ**—આ અલંકારના ત્રણ પ્રકાર છે.

(ક) એકસરખી બીજી વસ્તુ જોઇને પેહેલીનો નિષેધ કરી બીજીને નામે વર્ણન કરવું તે; દાખલો :—એ ચંદ્ર નથી, એ તો આકાશનું કમળ છે.

(ખ) જ્યાં વસ્તુઓને એક પછી એક કારણ સાથે નિષેધ કર્યો હોય છે. જેમકે :—આકાશમાં જે ગોળ ચળકતો દેખાય છે તેને ચંદ્ર કહિયે તો ચંદ્રે થંડક કરવી જોઇએ; તે તેમ નથી કરતો ને ઉલટું વધારે દુઃખ કરે છે, માટે તે ચંદ્ર નથી. વારૂં વધારે તપાવે છે એમ કહિયે તો તેને સૂર્ય કહેવો જોઇએ. પણ રાત છે એટલે સૂર્ય શેનો હોય? એ સૂર્ય પણ નથી ને ચંદ્ર પણ નથી. એ તો સમુદ્રમાંથી નિકળેલો વડવાગ્નિ આકાશમાં જઇને રહ્યો છે.

(ગ) જ્યાં કોઇ છુપી વાત બીજી વસ્તુને લાગુ પાડી ઉડાવી દેવામાં આવે છે. જેમકે :—

શીત રતે તે વગર ન ચાલે, મુજ અંગે લપટાઈ મ્હાલે,
પિઉ કરતાં અદકો છે બ્હાલો, કાં સખિ પ્રીતમ ના ચોફાળો.

(૧૬) **અતિશયોક્તિ (Hyperbole)**—આ અલંકારમાં વસ્તુનું ખરેખરૂં વર્ણન હોય તે ઘણું વધારી સહરાબાત કરવામાં આવે છે. કવિ

---

* પક્ષીઓ જાણે જાળમાં ફસી પડયાં હોય તેમ અંજનથી આંખો જાળમાં ફસી પડી છે.

† વિષ્ણુ શેષની પીઠ ઉપર બેઠા છે તેનું કારણ આ કહ્યું છે કે રખે

ભવાનભક્તનાં કાવ્ય "રાવણુ મંદોદરીના સંવાદ" માં રાવણુ આ પ્રમાણે ગર્વથી બોલે છે :—

મને દેખીને દેવતા થરથરે, મારાં શિવ બ્રહ્માદિક કામ કરે,
મારાં મસ્ત ઉપર છત્ર ધરેરે.
મારે રસોડે અગ્નિ રસોઇ કરે, મારે મેઘ આવીને જળ ભરે,
મારે ચંદ્ર સૂરજ બે મશાલ ધરેરે.
મારે કુંભકરણુ જેવો ભાઇ છે, મારે બોતેર લાખ જમાઇ છે,
મારે સમુદ્ર સરખી ખાઇ છે.
મારે સો દિકરાનો વિસ્તાર, તેમાં ઇંદ્રજિત સૌથી સાર (=સારો),
મારા બળ તણો, ન પારરે. (કાવ્ય દોહન પા. ૨૨૩).

કવિ દલપતરામ વેનચરિત્રમાં (પા. ૫૯–૬૧) એક સ્ત્રીનાં દુઃખ વિષે લખે છે :—

અરેરે એ દુઃખ એવું રે, જોયું નથી બીજું એ જેવું.
ધરણી ઉપર પડી થરથર ધ્રૂજે, ગઇ સુધ, બુધ ને સાન
બહુ દુઃખની મારી બળી બળી, બોલે ત્રાહી ત્રાહી ભગવાન—અરેરે
વનમાં પશૂ પણુ રોવાને લાગ્યાં, ડોલવા લાગ્યા પહાડ,
પંખીની આંખોથી આંસુ પડયાં, અને ઝરવા લાગ્યાં ઝાડ,—અરેરે
આકાશમાં રવીનો રથ અટકયો, નદીઓનાં થભ્યાં નીર,
એવું કઠણુ કાળજું કેનું જે, ધારી શકે ત્યાં ધીર—અરેરે
ચાલતો પળમાં પવન પણુ અટકયો, તપસીને ઉપજયો ત્રાસ,
ચરતી ગાયો તેણે ચારો તજયો, અને મુખમાં લીધું રહ્યું ઘાસ—અરેરે
માણુસનું લોહી પીનારા રાક્ષસ, જાતિ'તિ તેની જમાત,
એ દુઃખ દેખીને રોવા લાગ્યા, તો બીજાની શું કહું વાત—અરેરે.
પૃથ્વી પ્રલય જાણે પળમાં થશે, કાં તો તૂટીને પડશે આભ,
અબળા બીચારીના આવા નિશાસાથી કોપશે કમળનાભ (=પ્રભુ)—અરેરે.

કવિ પ્રેમાનંદ રાવણુના ભાઈ કુંભકરણુની રથનું વર્ણન આ પ્રમાણે આપે છે :—

જોજન દોઢનો રથ છે લાંબો પોળો, અર્ધ કોશ ઉંચો એક કોશ ચોડો,
મુખ આગળે કેસરી સોળ જોડયા, તેણે ત્રેલિયા (=આગળ જોડયા)
ત્રણુસે એષ્ટ ઘોડા.
ખરજાતના સાતસેં એહુ પાસે, હાંકે બુજવા સારથી હેમ-રાશે.

ખુંખારે હોકારે બહુ નાદ ઊઠે, રથ ઠેલવા હાથિ પચાસ પૂંઠે,
અણા વાંસલા વીઝણાં નીજ હાથે, શત એક સુતાર છે રથ સાથે.
( કાવ્ય દોહન પા. ૧૭ તથા બૃ૦ કા૦ દો૦ ભાગ ૩ પાને ૧૧૫ ).

કવિ શામળભટ "અંગદવિષ્ટિ" નામના કાવ્યમાં રાવણના મેહેલ-નું વર્ણન નીચે પ્રમાણે કરે છે:—

જળહળ જ્યોતિ ઉદ્યોત, મણી જળહળતા જડિયા,
ચિંતા મણિભર ભીંત, નવ ગ્રહ આવી અડિયા.
પરવાળાં પર પોળ, સ્ફટિક સ્તંભ ઠર્યા છે
ચૂડામણિ ચહોપાસ, કનક કોઠાર કર્યા છે.
ઓળગ કરે જ્યાં ઇંદ્ર, ચંદ્ર જ્યાં છત્ર ધરે છે,
કરે દિવાકર દીપ, વરૂણ જ્યાં નીર ભરે છે.
વદન ચારથી વેદ બ્રહ્માજી પાઠ ભણે છે,
ધરિ દૃઢતા ધર્મરાજ (=યમ) ગાન કરી ગૂણ ગણે છે.
બહુ રત્ન ખાણુ રત્નાવળી, કલ્પ દ્રુમ મોટા મણી,
ધણી સિદ્ધિ દીઠિ રાવણ ધરે, અલખત ઇંદ્રાસન તણી...
સતર સહસ્ર સંગીત, વિવિધ પેર વાજાં વાગે,
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નીશાનો વાગે.
નવ લખ નવે હજાર, નવિન નૃતન કિંનર નાચે,
નાટક ચેટક તહાં રાય દેખી મન રાચે.
વળિ દેવ દુંદબી ગડગડે, શોભા સુરનાયક તણી,
બાણુ કરોડ સામદ ધન્ય બેઠો લંકા ધણી.
પરવાળાં પુખરાજ જવાહિર પાટે જડિયાં,
ચોરાશિ જોજન ચોક, મેહેલ મણિમાણક મઢિયા,
જોજન સોલ સભાય, સિંહાસન શોભા સોહિયે,
મઘવાથી (=ઇંદ્રથી) બહુમાન, મેહેલ દેખી મન મોહિયે.
(કાવ્ય દોહન પા. ૨૫–૨૭).

આગળ ચાલતાં કવિ શામળભટ રાવણના સલાહકારો તથા સૈન્ય-નું વર્ણન નીચે પ્રમાણે કરે છે :—

સહસ્ર ક્ષોણી* સૈન્ય, શોભે રાવણની સાથે,
મંદ્રાચળ મંડાણ, ધરે હેતે એક હાથે.

---

* અક્ષૌહિણી યાને ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડા, પાળા ૧૦૯૩૫૦ એ ફોજનું નામ.

સાઠ લાખ સરદાર, પ્રેમદા પ્રીત પરણી;
અણુવરિ એંશી લાખ, વિવિધ રૂપાળી વરણી.
છે સાત લાખ શીતેર સુત, ઇંદ્રજીત આદે અતી.
અનમી અહંકારી અધિપતિ રાવણ મોટો મહિપતી...
પાંચ લાખ પરધાન, પાંચ અયુતો પાગેરી.
છે દશ લાખ દિવાન, વીશ હજાર વજીરી.
સામદ સોળ હજાર, લાખ બહોતેરે રાજા,
મંડળિક છંનૂ લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા.

શામળકૃત "પદ્માવતી" માં પદ્માવતી પોતાના વરથી છુટી પડે છે ત્યારે કહે છે :—

ચાલુ કહેતાં ચમકશું, પુંઠ દીઠે જીવ જાય,
નેણા પડશે નીકળી, કાળજું કટકા થાય.
આભ પડે ધરતી ગળે, એવડું મારૂં દુઃખ,
જ્યારે તમને દેખશું, ત્યારે થાશે સુખ.

ઘણીક વખતે અતિશયોક્તિ કરવાથી લખાણ વધુ રમુજદાયક બને છે. જેમકે :—

અને એવી ગણત્રી થઇ છે, કે તે દહાડે જેટલી તાડી પીવાઇ હશે, **તે જો બધી એકઠી કરે તો એક નાહાનો જેવો બટેલો તેમાં તરી શકે.**
(જા. એ. મર્જબાન—જીલુગોરાણી પા. ૨૨).

(૧૭) **અલ્પોક્તિ—અલંકાર** (meiosis)—આ અલંકાર અતિશયોક્તિથી ઉંધો છે. આમાં બાબતનું ખરેખરૂં વર્ણન છેકજ ઉતારી પાડવામાં આવે છે. જેમકે

નામરદનું ધરિને બિરદ, ધાનું દરદ દેખી ડરે;
ખાંડા (=તરવાર) તણો ખખડાટ સુણિને સ્થૂળ (=શરીર) જેનું થરથરે,
નવ હામ ચાલે નામ આગળ, અંઘ્રીને (=પગને) ઉપાડવા
શી ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા રાંડવા.
મુખ વાઘનું વિકાળ ને દેખાય પૂંઠ શિયાળની,
દાદૂરના (=દેડકાના) શબ્દે ડરે, વાતો કરે વિણુ માલની,
નવ ત્રાસ જેના તેજનો, ઠિઠ ઠેઠ અરિ પોંચાડવા,
શી ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા રાંડવા

(૧૮) **અન્યોક્તિ** (Irony). આ અલંકારમાં જેમ બોલવું જોઈએ તેથી ઉંધુંજ બોલવામાં આવે છે. કોઈ વખતે ઉપરથી સ્તુતિ પણ અંદરથી નિંદા હોય છે; તથા કોઈ વખતે ઉપરથી નિંદા પણ અંદરથી સ્તુતિ હોય છે. દાખલા :—

(ક) ડા'પણમાં તુજ નહિં મણા, માણે મોટી મોજ,
વા : વા ભાઈ વા : વા તને અબળા મારે રોજ.

(ખ) સાચવટે પૂરો બહૂ તારી શી કહું ધીર,
લિધું પાછું આપે નહિ, બહુ ભટકે પણ બીડ.

(ગ) જ્ઞાતિ ભોજન વિષે રમણભાઈ નીલકંઠકૃત ભદ્રંભદ્રમાં (પા. ૨૮૮) કહે છે :—

ભોજનનું સ્થળ શેરીમાં ખુદ ધરતી માતા ઉપર હતું. માણસે બાંધેલાં મકાન પૃથ્વી જેટલાં પવિત્ર હોતાં નથી. તે માટે રસ્તામાં જમવા બેસવાનું આર્ય–ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે એમ ભદ્રંભદ્રે ઘણી સભાઓમાં સાબિત કર્યું હતું. અને જડવાદી સુધારાવાળાની શંકાના ઉત્તરમાં તે એ પ્રમાણ આપતા હતા કે પૃથ્વીપર ગંગાદિ નદીઓ વહે છે, અને ઘરમાં તેવી નદીઓ વહેતી નથી; માટે પૃથ્વી વધારે પવિત્ર છે. આ આર્ય સિદ્ધાંતનો સાક્ષાત્કાર આ પ્રસંગે થઈ રહ્યો હતો. સામસામા ઘરના ખાળ કુવામાંથી વહેતી અનેક ગંગાઓ ભોજન સ્થળને **પવિત્ર કરી રહી હતી.**

ઉપલા ફકરામાં ' અપવિત્ર " ને બદલે " પવિત્ર " શબ્દ વાપર્યો છે.

(ઘ) ભવાનીશંકર નૃસિંહરામકૃત કુંવારી કન્યા (પા. ૧૦૨) માં નીચલો દાખલો છે :—

"સોળ પંચે બ્યાંશી ને બે મૂકયા છુટના" એવો **ચોકખો** હિસાબ આખા દેશમાં એ વખતે ચાલતો હતો.

અહીં " ખોટો " શબ્દને બદલે " ચોકખો " શબ્દ વાપર્યો છે.

(૧૯) **વિરોધ અથવા વિરોધાભાસ** (Antithesis)—આમાં એક ફકરામાં, વાકયમાં કે લીટીમાં સામસામા અર્થો તથા વિચારો સમાયલા હોય છે. જેમ કે :—

**છચૂણ છે ને નથી** સંસાર, અભ છાયું છે ગગનાકાર.
(કવિ દામોદરાશ્રમ–બૃ. કા. દો. ભાગ ૭ પા. ૪૧).

સરોવર સુંદર સાર, નાતમે નીર ભર્યું છે,
નહિ આરો નહિ પાળ સ્થિર મણુ ઠામ ઠર્યું છે.
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે,
વિના ધનુષ્ય ને બાણુ, વિના કર ચોટ કરે છે. *

કલાપીના કેકારવમાં નીચલું ઉદાહરણ જડે છે :—

રહેવું મોજમાં માશૂક—તને આમીન એ બરકત!
હમારી **પાયમાલીમાં હમોને** છે મળી **બરકત**! × × × ×
ફકીરોની **ફકીરીમાં** ફકીરોને **ખરી બરકત**. (પા. ૧૫).

ઉપલોજ કવિ બીજે ઠેકાણે શૃંગારની બાબતમાં લખે છે :—

પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
તે ભોકતાનું જિગર કુમળું ભોજ્ય તે કેમ બાળે?
કાંઇ **મીઠું સુખ** નકી હશે પ્રેમીને **આળવામાં**,
ને કૈં તેથી **વધુ સુખ** હશે પ્રેમીને **દાઝવામાં**.

(તેજ પુસ્તક પા. ૭૧).

અગવડથી સગવડ મળે, દુ:ખ વેઠેચ સુખ હોય,
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય.

(મલબારી—કાવ્ય રત્નો પા. ૧૦૧).

કેટલીક વખતે શબ્દો એકમેકની સામેના અર્થવાળા સાથે સાથે આવે છે, તેને **સ્પષ્ટ વિરોધ** (Epigram) નામ આપવું યોગ્ય છે. જેમ કે

**જીવતો મૂવો** બેય, પ્રજાને તું છે સરખો,
બાંધ્યો કે છોડેલ, ગામનો કુતરો હડખ્યો.

(ઉપલુંજ પુ. પા. ૭૧).

જ. ન. પીટીટ "મારી મજેહ" માં (પા. ૪૨૭) કહે છે :—

જેમ જેમ હું **ઘડપણના બચપણમાં** જાઉં છું.

કલાપી કેકારવમાં કવે છે (પા. ૧૦૭) :—

**નિરાશા આશાની** સૂઇ ગઇ હતી પીડ દિલમાં.

અખેગીતામાં કહ્યું છે :—

જીવની આદ્ય (=આગળ) વિચારો રે પંડિતો,
**સાદ્ય** જોતાં તે **અનાદ્ય** દીસે. (બૃહત્ કાવ્ય દોહન પા. ૨૯૩).

---

* તળાવ ઓવારા તથા પાળ વગરનું છે છતાં તેમાં પાણી સ્થીર છે. ત્યાં વનસ્પતિ છે તોપણ વેલ સ્થીર છે. પશુઓ પગ વગરના છે તોપણ ચાલે છે વગર તીરે તથા વગર હાથે બાણ છૂટી જાય છે.

પ્રેમાનંદ કૃત નળાખ્યાનમાં લખે છે :—
"છતે બાપે નબાપાં થયાં" (પા. ૭૫).

બેરામજી મલબારી સંસારિકામાં લખે છે :—

**સ્વર્ગવાણી** તું **મૌન!** વીર ઋષિ મુનિની ભાષા,
વાક્ય ચાતુરી પૂરી આશહીનકેરી આશા.
અંધાની અહો આંખ, કાન બ્હેરાના સાચા,
કર લૂલાના કુશળ, વિમળ મુંગાની વાચા.
(કાવ્ય રત્નો પા. ૧૫૪).

(૨૦) **અનુક્રમ**—આ અલંકારમાં એક વસ્તુક્રમને લગતી સઘળી બાબતો એક એકથી ચઢયાતા જોશમાં ગોઠવેલી હોય છે. જેમકે :—

જો ન અરીને, ચોર હરીને, મારૂં ધરીને, નાવું ફરીને.

(૨૧) **સમુચ્ચય** અથવા **ઉત્તરોત્તર વૃદ્ધિ** (Climax)—આ અલંકારમાં અનેક ક્રિયાઓ એકજ વખતે થાય છે અને તે ક્રિયાઓ એકએકથી ચઢયાતા જોશવાલી હોય છે. દાખલા :—

હે રાજા, તારા શત્રુ **હારો, નાસો, ફિટફિટ થાઓ, દુર્દશામાં આવી પડો, મરો** અને તેઓનાં **મુડદાં ચુંથાઓ,** અને **રઝળો.**

પાછળ એક શિવાલય હતું તેમાં દર્શન સારૂં આવેલી સ્ત્રીઓને **ફોસલાવી, ધમકાવી, છેતરી, અને ઉંચકી આણી** આ ગલીઓમાં ગુંચવવામાં આવતી.

(ગોવર્ધનરામ-સરસ્વતીચંદ્ર ભા. ૧ પા. ૧૧૩).

જોને વૃક્ષ સૂખડ ઉપર હથિયાર પેલા, ક્રૂર કઠિયારા કેરૂં કૂદે કેવા તોરથી?
કિંવા આ સુથાર બેઠો ચંદન અજાર માંહી, **ઘસે, ફાડે, રેંપે,**
**કાપે, બાળે તોરથી,**
તોય ન તજે સુગંધ ચંદન સૂખડ કદી, એ એની ભલાઇ ભાળું, ગર્ભ સુધી કોરથી,
(મલબારી-સંસારિકા કાવ્યરત્ન પા. ૧૨૨).

કવિ પ્રેમાનંદના એક કાવ્યમાં નીચલો દાખલો જડે છે :—

સેવક સખિયો સઉકો કહે છે, એણીએ માળા લીધી રે,
**બાંધો, ટાંગો, મારો, પછાડો,** અબળા આકળી કીધી રે.

ઉપલાથી ઉલટા અલંકારને **અધોગત્યલંકાર** અથવા **નિઃસારાલંકાર** (Anticlimax) નામ આપવું ખોટું નથી. જેમકે કવિ તુલશી "ધ્રુવાખ્યાન" માં જંગલના ભયંકર દેખાવ વિષે કહે છે:—

વિપરીત જ્યાં વિચરે **જમદૂત** વિવિધ પેરના ત્યાં હોય **ભૂત**,
**ચિત્રા સિંહ વિછુ** વિકરાળ, **સાબર રોઝ** ને **ભેંસા શિયાળ**
**નાહાર શશા** જંગલમોઝાર **વાનર** સેન ન લાગે પાર.

કાળા કીધેલા શબ્દો ઉપરથી જણાશે કે વિક્રાળ પ્રાણીઓ ઉપરથી ઉતરતા પ્રકારનાં પ્રાણીઓની બીના આવેલી છે.

કલાપીના કેકારવમાં નીચલું ઉદાહરણ જડે છે:—

**મર્યું, ખોવાયું**, વા **ઢળી ગયું** કહો કે **ઉડી ગયું**
ભળ્યાં ભૂતે ભૂતો, લય નથી થયું એ કણુતરૂં.

(૨૨) **સાર***—જ્યાં એકએકથી ચઢતો સરસ અર્થ હોય છે, જેમકે:—

મીઠું મધ, વધારે મીઠું અમૃત, અને સૌથી મીઠી કવિતા,

(૨૩) **કારણમાળા**—આ અલંકારમાં જે ફળ હોય છે તે કારણ બને છે; અને આમ એક પછી એક થયા કરે છે. દાખલા:—

નીતિથી ધન, ધનથી દાન, ને દાનથી યશ. (નર્મદાશંકર–અલંકાર પ્રવેશ)

> અધમ સંગતિ થવા દીધી તો અધમ કલ્પના થવા વખત આવ્યો; કલ્પનામાંથી અધમ મનોવિકાર થયો; મનના વિકારમાંથી શરીરને વિકાર થયો......વિકારવશ શરીરે અગ્રાહ્ય પરપુરૂષસ્પર્શ થવા દીધો. (સરસ્વતીચંદ્ર ભા. ૧ પા. ૧૭૭).

શો. મં. દેસાઇના "દુઃખીને દિલાસો" ભાગ ૨૪ માં (પા. ૨૮-૨૯) આ અલંકારનું નીચલું ઉદાહરણ છે.

> એકવાર થેમીસ્ટોક્લિસે કહ્યું કે મ્હારૂં બાળક આખી જગત ઉપર હાકમી કરે છે. વડા વજીરે પુછ્યું કે તે કેમ? તેણે ઉત્તર આપ્યો કે મારો બાળક છોકરો તેની મા ઉપર હાકમી ચલાવે છે.† તેની મા મારા ઉપર અમલ ને સત્તા ચલાવે છે. હું એથેન્યનો ઉપર હકુમત કરૂં છું. એથેન્યનો ગ્રીકોની ઉપર સત્તા

---

* આ તથા ઉપરના બે અલંકારો ઇંગ્રેજી Climax ને મળતા આવે છે.

† પેલું મારૂં બાળક છે તે કારણથી તેની મા ઉપર હાકમી છે; તેની મા છે તે કારણથી મારા ઉપર હાકમી છે, વગેરે.

ચલાવે છે. ગ્રીકો યુરોપ ઉપર અમલ કરે છે, અને યુરોપ આખી દુનિયા ઉપર હાકમી કરે છે. માટે મારૂં બાળક બચ્ચું સર્વ ઉપર હાકમી કરે છે, કેમ નહીં? વડા વજીરે નમીને કહ્યું હા, બંદે નવાજ, તે બચ્ચું સર્વ ઉપર હાકમી કરે છે તે ખરૂં! પણ તેની ઉપર પરમકૃપાળુ ઇશ્વર અધિકાર રાખે છેની? માટે તેજ સાહેબ સૃષ્ટિ ઉપર હાકમી કરતો છે.

(૨૪) **હોદ્દાલંકાર** (Antonomasia). આમાં કોઇ ચોકકસ પુરૂષનાં નામને અમુક વર્ગના માણસ અથવા માણસો માટે વાપરવામાં આવે છે. ઉદાહરણ:—

આ પુરૂષ હાતમતાઇને ભુલાવે એવો છે.

ઉપલા ફકરામાં 'હાતમતાઇ" શબ્દ "સખી દીલના માણસ" સારૂં છે. જશોદા, ભવાની, કાહારૂન આદિ શબ્દો ખરાબ સ્ત્રીપુરૂષને માટે વપરાય છે.

કેટલીક વખતે ચોકકસ ગુણ ધરાવનાર જાણીતા પુરૂષનું નામ તેવા ગુણ ધરાવનાર સામાન્ય વર્ગને માટે અથવા કોઇક વ્યકિતને માટે વપરાય છે; જેમકે:—

રામ કંઇ એમાં નથી; દીલમાં વસ્યો છે રાવણો. (=આ શખશ રામના જેવો ભલો નથી, પણ રાવણના જેવો દુર્ગુણવાળો છે).

(૨૫) **ઉદ્‌ગાર** Exclamation). આ અલંકારમાં જોસ્સાવાળી લાગણી સાથે બોલાવવામાં આવે છે. જેમકે:—

રે દોસ્તી! તું બાજી વંધ્ર કેવી ખફા!
કહે ઇનસાફને-શું તારી દીલની જફા!
(મલબારી–સરોદે ઇત્તેફાક કાવ્ય રત્નો પા. ૨૫૭).

અજબ ખોદાએ ખેલ કીધો, પ્યાર કેવો મોતેબર!
જે પ્યારની પ્યારી યાદની હરદમ અસર જિગર ઉપર.
ઉપલુંજ પુસ્તક પા. ૨૩૮).

(૨૬) **વિસ્મયાલંકાર**—આમાં લાગણી તથા જોસ્સા એટલા મજબૂત હોય છે કે વાંચનાર વિસ્મય પામે છે. કવિ પ્રેમાનંદના નળાખ્યાનમાંનો નીચલો ફકરો આ અલંકારનો દાખલો પૂરો પાડે છે:

'તેજે કરીને જેવો ભાન, એ નળ આવ્યો રે!
શીતળતાએ સોમ સમાન, એ નળ આવ્યો રે!
ગતે કેસરી જેવો કહેવાય, એ નળ આવ્યો!
મહિમાયે શંક રાય, એ નળ આવ્યો રે!

(૨૭) **સુસ્વરોચ્ચારણ—Euphimism)**—કઠોર અથવા સુગ લાગે એવાં વાક્યને નરમ શબ્દોમાં લખવામાં આવે છે, ત્યારે આ અલંકાર હોય છે. શૈલીની બાબતમાં આ વિષે દાખલા આપ્યા છે. કોઇની બાયડી અથવા મુખ્ય સગું મરણ પામે છે તો કહેવામાં આવે છે, કે "ફલાણાનું ઘર ભાગ્યું." એજ પ્રમાણે "મરણ પામ્યો" ને બદલે "તાકો ઘડી કીધો" આમ બોલવામાં આવે છે. એક કવિ કહે છે:—

ઉત્તરા ઉત્તરા શું કરે, ઘેલી થઇ મુજ માત,
**દેવનું તેડું આવશે,** નહિ આવે ઉત્તરા સાથ.

ઉપલા ફકરામાં "દેવનું તેડું આવશે" નો અર્થ "મરણ પામશે" થાય છે.

જાં. એ. મર્ઝબાન કૃત "જીલુ ગોરાણી" માં નીચલા ફકરા છે:—

મંચેરદારૂ ખાલીપીલી ધાંધલ કરે છે—**બાકી બુધવારના વાંધા છે.** (પા. ૮૩).

મેહેરનોશજી ગરીબ અવસ્થામાં સુખી રહેતા હતા, પણ **રોકડામાં તો દાદાર હોરમજદનું નામ.** (પા. ૧૮૭).

ઉપલા ફકરાઓમાં "અક્કલ નથી" આમ કહેવાને બદલે "બુધવારના વાંધા છે," તથા "રોકડામાં તો કાંઇ નહિ" આમ કહેવાને બદલે "રોકડામાં તો દાદાર હોરમજદનું (યાને પરમેશ્વરનું) નામ" આમ કહ્યું છે.

ઉપલીજ નવલકથામાં બીજે ઠેકાણે (પા. ૨૯૦) માં કહ્યું છે:—

વારૂં ડોસાં, એ માણેક સોવામણી છે કે? **જીલુ તો સમજ્યા જેવી છે.**

ઉપલા ફકરામાં "જીલુ સોવામણી નથી" આમ કહેવાને બદલે "જીલુ તો સમજ્યા જેવી છે" આમ કહ્યું છે.

નીચલું ઉદાહરણ ઇચ્છારામ દેસાઇ કૃત "ગંગા" માંથી ટાંકીશું:—

રમાએ મોટી ચીચીઆરી પાડીને ગભરાટ ન કીધો હોત તો **મોતીનું આવીજ બન્યું હતું.**

ઉપલા ફકરામાં "મોતી મરણ પામ્યો હતે" આમ કહેવાને બદલે "મોતીનું આવીજ બન્યું હતું" આવા નરમ શબ્દો વાપર્યા છે.

(૨૮) **અસત્યાભાસ** (Paradox). આ અલંકારમાં સત્ય ચીજ અસત્ય જેવી લાગે છે અથવા અસત્ય ચીજ સત્ય જેવી દીશે છે. શો. મ. દેશાઇ નીચલો દાખલો આપે છે:—

પીઓ શરાબે જામ, પીઓ શરાબે જામ,
તનમાં થાય તકવો, દીલમાં આરામ,
જૈફ પીએ જુવાન થાય, જુવાન પીએ થાય બાહદર,
ઠુંઠો પીએ દસ્ત લંબાવે, લંગડો ભાંગે દાદર.
ઓરત પીએ મરદ બની જાય, મરદ પીએ નર શેર,
હદમાં પીએ ભલે ભલું, નહિ તો કાતેલ ઝેર.

કવિ અખો પોતાના છપ્પામાં કહે છે :—

શશશૃંગનું વહાણજ કર્યું, મૃગતૃષ્ણામાં જઇને તર્યું,
વંઝયાસુત બે વહાણે ચડયા, ખપુષ્પનાં વસાણાં ભર્યાં,
જેવી શેખશલીની કથા, અખા હમણાં આગળ એવા હતા.

[ અર્થ—સસલાંને શીંગડાં હોતાં નથી તેનું વહાણ બનેજ કયાંથી ? મૃગતૃષ્ણા (mirage) ને માત્ર ભ્રમથી પાણી તરીકે ગણવામાં આવે છે; તેમાં પાણી કશું હોતું નથી, માટે તેમાં વહાણ તરેજ કેમ ? વાંઝણી સ્ત્રીને પુત્રો હોયજ નહિ ત્યારે તેઓ વહાણે ચઢેજ કેમ ? ખપુષ્પ યાને આકાશમાં ફૂલ હોતાં નથી ત્યારે તેનાં વશાણાં બનેજ કયાંથી ? ] આ ફકરામાં કવિએ અસત્ય વસ્તુઓને સત્ય તરીકે જણાવી છે.

સ્વર્ગનું વર્ણન કવિ પ્રીતમદાસ નીચે પ્રમાણે આપે છે :—

ઝળઝળા ઝાંખી જોને જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઉઠે ગુંજાર,
વિના અર્ક અજવાળું જેહ, ઝળઝળા ઝાંખી જોને જેહ.

( બૃ. કા. દો. ભાગ ૧ પા. ૭૦૨ ).

(૨૯) **લક્ષણાલંકાર** (Synecdoche)—આ અલંકારના ઘણાક પ્રકાર છે.

(ક) જ્યાં આખી ચીજને બદલે તેના ભાગનું નામ આવે છે. જેમકે "હલકા માણસોનાં **પેટમાં** વાત રહેતી નથી." અહિં "પેટ" શબ્દ "આખાં શરીર" અથવા "માણસ" ને માટે છે.

(ખ) જ્યાં ભાગને બદલે આખી ચીજનું નામ વપરાય છે. જેમકે

કવિ શામળદાસકૃત "વિદ્યાવિલાસિનીની વાર્તા" માં સરોવર ઉપરનો એક ચોક્કસ લેખ વાંચવા કોઇ વિદ્વાન જોઇતો હતો. અંતે મહા મુશ્કેલીથી એક જણ જડી આવ્યો. આ કોણ શખ્સ છે તે જોવા રાજ્યના લોકો તેને જોવા આવ્યાં તે વિષે કવિ કહે છે :—

સૌને સાંભળવાનું મન, શું વાંચે જોઇએ આ દન,
**સર્વ જગત** જોવાને જાય, તલ નાંખે તો ત્યાં પીલાય.

(બૃ૦ કા૦ દો. ભાગ ૩ પા. ૨૭૩).

ઉપલા ફકરામાં "સર્વ જગત્" નો અર્થ "રાજ્યનાં સઘળાં લોકો" થાય છે. જગત્ શબ્દ શેહેર, ગામ, અથવા રાજ્યને માટે છે.

ઉમેદ! અએ ઉમેદ!! મ્હારા જિવતરની જ્યોત!
બધું જાય પણ તું ન જાતી મૂકી.
તું જિંદગી સદાની, પછી ત્હારી મ્હોત;
ચૂકી જેણે તું, **બહેસ્ત બાજી** મૂકી
(મલબારી–કાવ્ય રત્નો પા. ૨૩૮).

ઉપલા ફકરામાં "બહેસ્ત" નો અર્થ "બહેસ્તમાં જે સારી ચીજો છે તેમાં **સુખ** પણ એક ચીજ છે તે" છે.

(ગ) જ્યાં એક ચીજને બદલે જેમાં તે મૂકી હોય તેનું નામ વપરાય છે:—

મિષ્ટાન્ન નિહાળી પાડોશીનાં, નિજ **થાળી** ઉંધી કરશો,
દુષ્કાળ આવવે દાળભાતનો, ભૂખબારસ ભટકી મરશો.

ઉપલા ફકરામાં "થાળી" શબ્દ "થાળીમાંનું ભોજન" સારૂં વપરાયલો છે. (ઉપલુંજ પુસ્તક પા. ૩૮).

જ્યારે **બેવડાની બાટલી** પેટમાં જાય ત્યારે તેમને......ગાળો ભાંડતો હતો. (જાં. મર્ઝબાન—જીલુ ગોરાણી પા. ૪૦).

ઉપલા ફકરામાં "બાટલી" નો અર્થ બાટલીમાંનો દારૂ થાય છે.

(ઘ) જ્યાં સાધારણ શબ્દ વાપરવાને બદલે કોઇક ખાસ શબ્દ અથવા વિશેષ નામ વાપરવામાં આવે છે. જેમકે

વધુ વધુ ફરી **સરસ્વતી**સીમા વધારશો,
પડયાં ત્યહાં પડી રહી, ન જ્ઞાન કો સુધારશો;
(ઉપલુંજ પુસ્તક પા. ૧૫૦).

આ ફકરામાં "સરસ્વતી" નો અર્થ "સરસ્વતી અથવા વિદ્યાની દેવી" નથી, પણ ફકત "વિદ્યા" થાય છે.

(ઙ) જ્યાં ચોકકસ ચીજને બદલે જે ધાતુની તે બનેલી હોય છે, તે શબ્દ વપરાય છે. શો. મ. દેશાઈ નીચલો દાખલો આપે છે:—

જેની **પોલાદો** પડે તે ચરાચરની રે લોલ,
જેની **લોખંડો** છુટે તે ધરાધરની રે લોલ.

ઉપલા ફકરામાં "પોલાદો" નો અર્થ "તરવારો" તથા "લોખંડો" નો અર્થ "બંદુકો" થાય છે.

(૩૦) **કટૂપહાસ** અથવા **મેહેણું** (Sarcasm)—આ નામની શૈલીનું વિવેચન કરતાં આપણે ઘણાંક ઉદાહરણો આપ્યાં છે. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે "ભદ્રંભદ્ર" નામની નવલકથામાં આ અલંકારનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. આ અલંકારમાં શાલમાં લપેટી ખાસડાં મારવામાં આવે છે. પણ અન્યોકિત–અલંકારમાં વ્યાજસ્તુતિ અથવા વ્યાજનિંદા હોય છે.

(૩૧) **દ્વિ–અર્થી–અલંકાર**—આમાં શબ્દો એવી રીતે વાપરવામાં આવે છે કે જેથી શબ્દોને તેઓના કટકા પાડી વાંચતાં જુદા અર્થો નિકળે છે. જેમકે

> રૂપે રંભા લાજે, અધિક વળિ લાજે **ઉરવશી,**
> પ્રિયા પ્યારી તારી ઉચિત ચિત આભા ઉર **વશી.**
> નિતિ રીતી શીખી, અનિ સતિ સ્ત્રીઓની **શિરમણી,**
> ખુબી પતિ તારી, વરણિ શકું સરવે **શિ રમણી.**

ઉપલા ફકરામાં "ઉરૂવશી" નો અર્થ "ઇંદ્રની સ્ત્રી" છે. આજ શબ્દને કટકા પાડી "ઉર વશી" આમ વાંચતાં "દિલમાં વસી" આવો અર્થ થાય છે. એજ પ્રમાણે "શિરમણી"=માથાંનું ભૂષણ તથા "શિ રમણી"=કેવી સ્ત્રી આમ અર્થ થાય છે.

બેરામજી મલબારી "અનુભવિકા" નામનાં કાવ્યમાં (પા. ૨) લખે છે :—

> અનુભવ રાજા ! નામે અનુભવ, પણ સો ભવથી છો તમ મોટા,
> સો ભવના સરદાર, નથી કો ભવના દાસ કહિયે.

આ ફકરામાં અનુભવ શબ્દને બે કટકામાં ("અનુ" તથા "ભવ" આમ) વેહેંચી નાંખી કવિએ રમત કરી છે, કે ઓ "અનુભવ" નામના રાજા, તું નામે તો "અનુ–ભવ" યાને "ભવની (જીંદગીની) પછી આવનાર," હોવાથી ભવથી નાનો છે; પણ ખરી રીતે તો સો ભવથી મોટો છે.

(૩૨) **શ્લેશ** (Pun)—આ અલંકારમાં શબ્દોની ઉપર રમત કરી તેમાંથી જુદા જુદા અર્થ કાઢવામાં આવે છે. અનેક વાકયોના જુદા જુદા શબ્દો બે અર્થવાળા હોય છે તે એવી રીતે કે લેખક જે બે ચીજનું વર્ણન કરતો હોય, તે બંનેને જુદે જુદે અર્થે તે શબ્દો લાગુ પડે છે. કવિ અરદેશર ખબરદાર કવિતા તથા સ્ત્રીના રૂપગુણની તુલના કરતાં લખે છે :—

રૂપાળી સકળ જોય, સુંદર વદન હોય,
ઠાઠમાઠ ઠીક રચી શોભા લે તમામની,
સુંદર શૃંગાર સજે કઠોરતા સર્વ તજે,
માળા કુંડળિયે થકી દીપે છે દમામની,
ઝડ સાથે ઝમક તો રાખે લટકાથી બહુ,
નિરખતાં આંજી નાંખે એ તો નારી નામની,
અદલ સરસ સર્વ શૃંગાર છતાં જે હોય,
ગુણવાલી તોજ દીપે કવિતા કે કામની.

(કાવ્યરસિકા પા. ૪-૫).

ઉપલા ફકરામાં શૃંગાર=શણગાર, શૃંગાર રસ; માળા=હાર, એ નામનો છંદ; કુંડળી=ઘરેણું, એ નામનો છંદ; ઝડ=ખૂબસુરતી, છેકાનુપ્રાસ; ઝમક= નખરાં, એક જાતનો અલંકાર: આમ બેવડા અર્થો થાય છે. ઉપલી કવિતાના સઘળા શબ્દો જેમ કવિતાને લાગુ પડે છે તેમ કામની ( કામિની યાને સ્ત્રી ) ને પણ લાગુ પડે છે.

કેટલીક વખતે એક અર્થના પદ વડે અનેક અર્થનું વર્ણન કરવામાં આવે છે. જેમકે

ફૂંકે શંખ પણ નવ કંઠ ઉતરે તેનો નાદ,
કરનાટકમાં કવિ ઘણા મંત્રજંત્રના વાદ.

આ ફકરાનો એક અર્થ આ છે, કે "પેલો શખશ શંખ ફૂંકે છે, પણ તેનો અવાજ શંખમાં ઉતરતો નથી, યાને શંખ વગાડી શકાતો નથી. ઓ કવિ, તું નાટકમાં મંત્રજંત્રના ઘણા અવાજ કરજે." બીજો અર્થ આ છે કે "તેણે દેવાળું કાઢ્યું, તોપણ તેનો મીજાસ ઉતરતો નથી; કરનાટક દેશમાં કવિઓ ઘણા હોય છે, તથા મંત્રજંત્રના અવાજ ઘણા હોય છે," ઉપલો દાખલો નર્મદાશંકરે આપ્યો છે. બીજો દાખલો નીચે પ્રમાણે છે :—

જળજ હંસ ધર્મથિ વળી, તેજસ્વી સહુ સોય.

યાને—જળજ (કમળ) હંસના (સૂર્યના) ઘર્મથી (પ્રકાશથી) વધુ તેજસ્વી બને છે.

બીજો અર્થ—જળજ (શંખ) અને હંસ (જીવાત્મા) ધર્મથી તેજસ્વી બને છે.

રણછોડભાઇ ઉદયરામ નાટ્યપ્રકાશમાં (પા. ૧૪૩) નીચલો દાખલો આપે છે :—

સદ્‌વંશસંભવજ છે શુદ્ધ અને કોટિદ ગુણાન્વિત,
એ ગુણથી યુકત છતાં ક્રૂર તો તજવો ધનુષ સમ ખચિત.

ઉપલા ફકરાનો અર્થ આ છે, કે સારાં વંશમાં જન્મેલો શુદ્ધ (પવિત્ર) અને કરોડો રૂપીઆ આપનાર તથા પુષ્કળ ગુણવાળો માણસ આ સઘળા ગુણો ધરાવતો હોય, છતાં જો તે ક્રૂર હોય, તો તેને ખચિત તજવો જોઇએ—ધનુષની માફક. ધનુષ કેવું તે વિષે કહ્યું છે, કે અગરજો તે સદ્વંશસંભવજ (સારા વાંસમાંથી બનાવેલું હોય), શુદ્ધ (ગાંઠ વગરનું) હોય, કોટિદ (અણીવાળું) હોય, ગુણાન્વિત (દોરી સહિત) હોય, છતાં ક્રૂર (કઠણ) હોય, તો તે તજવું જોઇએ; તેમ ઉપલા માણસને પણ તજવો જોઇએ.

કવિ દયારામ કૃત "સતસૈયા" માં નીચલી કળી હિંદિ ભાષામાં છે, તે આપણે ગુજરાતીમાં ટાંકીશું :—

મોંપર મારા પ્રાણપતિ અતરાજી જો આપ,
તો ન પાપ પરતાપ સર્વ, પુણ્ય થાય રે પાપ.
(દયારામ કાવ્ય સંગ્રહ પા. ૨૮૩).

આનો પહેલો અર્થ:—ઓ મારા પ્રાણપતિ (ભગવાન્), અગરજો આપના મોં ઉપર અતરાજી (ઇતરાજી, ગુસ્સો) હોય, તો મારે માટે મારાં સર્વ પાપનો પરતાપ (પરિતાપ અથવા પશ્ચાત્તાપ) નથી કારણ મારાં સર્વ પુણ્ય પાપ તરીકે થશે.

બીજો અર્થ—ઓ પ્રાણપતિ (ભગવાન્), અગરજો આપ મારાં મોં ઉપર અતરાજી (અતિરાજી) થાઓ, તો મારાં સઘલાં પાપનો પરતાપ (પ્રતાપ) (પ્રબળ) નથી. કારણ મારાં સઘળાં પાપ પુણ્ય થશે.

ઉપલા ફકરામાં કવિએ પોતાનું ચાતુર્ય દાખવી એવી રીતે શ્લેશ કર્યો છે, કે જેથી એકજ ફકરામાંથી સામસામા અર્થો નિપજે. એવોજ બીજો દાખલો ઉપલાંજ પુસ્તકને ૩૫૩ મે પાને જડે છે.

કેટલીક વખતે એકજ શબ્દ અનેક ઠેકાણે જુદે જુદે અર્થે વપરાય છે, જો કે તે શબ્દ એકજ વાક્યમાં આવેલો હોય છે, જેમકે કવિ રેવાશંકર "બાળલીલા" નામનાં કાવ્યમાં રાધાની સીફતમાં કહે છે :—

હરિનું મન હરિને હરિનેણી હળવે કરતી હાસ.

ઉપલા ફકરાનો અર્થ આ છે, કે હરિનું (શિવનું) મન હરીને (ખેંચી લેઇને) હરિનેણી (લીલી આંખવાળી) રાધા હળવે હસ્તી હતી.

કવિ દલપતરામે એક કવિતામાં શ્લેષનો બહુજ ઉત્તમ દાખલો આપ્યો છે, એ કવિતાને એક રીતે વાંચતાં તેમાંથી "ભોજનશાળા" નો

અર્થ નિકળે છે. તેના શબ્દોને (કટકા પાડી) જુદી રીતે વાંચતાં તેમાંથી "નિશાળ" નો અર્થ નિકળે છે. કવિતા નીચે પ્રમાણે છે :—

**લીપી ધારા દિલ ધરી,*** ભૂમી ભલી ચિત્રેલ,
ગણે નામ જણુ ગામનાં, કોણુ દિશેં આવેલ.
બેઠી પંગત **પાટલે,†** ધરી અબોટીઆં અંગ,
બાંધે શોળે સમજીને, શિરવાળો બહુ સંગ.
પોળી કીધી ચોપડી, **સાકર‡** ધરીને સાર,
પત્રાળી પૂરી સરસ, **પડી આ§** હારોહાર.
કેક ભલી વિધિ કરી ભરે ગોળે **બે શીખંડ,$**
બોય તપેલી તાપ ત્યાં છે બરફે જયાં થંડ.
કેક શીખે **શુધ રાઇતાં,¶** કેક ભલી રીતભાત,
દીઠા **લાડવા યાર મેં,**** શાક શીખે પ્રખ્યાત.
વળી જેમ વરસે વડાં, તે ભણી દહી પણુ જાય,
**તેલ ખાય††** છે કંઇ વડાં, શિશુ કર**ગણી તલ ખાય.‡‡**
**તેલ ખાય** નહીં તેહને, આ ઘી ઓરડી પાસ,
**સો ટીપાં ચમચે§§** પછી, આપે **તજેક ચાશ.$$**
ઉઠે તે ભણી ઉપરી, **માન પત્ર¶¶** પણુ એક,
આપે બીડી વાળી વળિ, હેતુ ધરાય અનેક.

ઉપલી કવિતા બહુજ કઠણુ છે; છતાં તેનો અર્થ જે નીચે આપ્યો છે, તે ઘટતા સુધારા સાથે વાંચક વર્ગ સમજી લેશે એવી આશા છે. કવિતા જેમ લખી છે, તેમ વાંચતાં ભોજનશાળાનો અર્થ નિકળે છે; ફુટનોટમાં જેમ શબ્દો લખ્યા છે તેમ વાંચતાં "નિશાળ" નો અર્થ નિકળે છે.

**અર્થ—ભોજનશાળાનું વર્ણન.** (જ્યાં જમીનની) ધારો લીપીને દીલ ધરી (ખરાં દીલથી) ભલી (સારી) ભૂમી (જમીન) ચિત્રેલી છે; (અને જ્યાં) ગામનાં જણુનાં (માણુસોનાં) નામ તથા (તેઓ) કોણુ દિશે (કઇ દિશાથી) આવેલા છે તે ગણે છે (ગણુવામાં આવે છે). પંગત અંગમાં અબોટીઆં ધરી પાટલે બેઠી (છે). બહુ (જણુ) સંગ (સાથે)

* લીપીધારા દિલધરી. † પાટ લે. ‡ સા કર. § પડીઆ, પડયા. $ બેશી ખંડ. ¶ સુધરાઇ ત્યાં. ** લાડવાયા રમે. †† તે લખાય. ‡‡ ગણિત લખાય. §§ સોટી પાંચ મચે. $$ તજે ક્યારા. ¶¶ માનપત્ર. ઉપર પ્રમાણે શબ્દો તોડીને અથવા જોડીને લખતાં બીજો અર્થ નિકળે છે.

શિરવાળો (માથાંના બાલો) સમજીને (સમારીને ?) શોળે (સૂત્રથી ?) બાંધે છે. (દાળ ઘઉંની) પોળી ચોપડી (ઘીથી ચિકાશવાળી) કીધી (છે); (અને) સાકર ધરીને (મેળાને) સાર (સારી) (બનાવેલી છે). પત્રાળા (પાત્રાં જેવી પાતળી) પૂરી સરસ (છે). (તેની) આ હારોહાર પડી છે. કેક (કોઇક જણો) ભલી વિધિ (હાથની ક્રિયા) કરી શીખંડની બે ભોંય-તપેલી (માટીની તપેલીઓ) ગોળે (ગોળથી) ભરે છે. ત્યાં તાપ છે તથા બરફથી થંડક છે. કેક (જણો) તાં (ત્યાં) શુધ (સારાં) રાઇતાં ભલી રીત-ભાતથી (કરતાં) શીખે (છે). (ઓ) યાર, મેં (ત્યાં) લાડવા દીઠા. કેક (જણા) પ્રખ્યાત (જાણીતી) શાકભાજી રાંધતાં શીખે છે. વળી જેમ (જ્યાં) વડાં વરશે (પિરસાય છે ?) તે ભણી દહી પણ જાય છે. કંઇક લોકો વડાં તેલ (સાથે) ખાય છે. શિશુ (બચ્ચાંઓ) કર (હાથે) ગણી તલ ખાય છે. (જે) તેલ ખાય નહિ તેની પાસે ઘી ઓરડી (મેલી) સો ટીપાં આપે છે. પછી તજ એક તથા ચાશ (શીરો) આપે છે. (લોકો જમી) ઉઠે તે તરફ એક માનપત્ર (માણુની પૂરી) પણ વાળીને બીડી આપે છે. (અને. તેથી) અનેક (જણના) હેતુ ધરાય છે (પાર પડે છે).

**નિશાળનું વર્ણન**—લિપિના ધારાઓ દિલ (મનમાં) ધરીને ભલી ભૂમી (નકશો) ચિત્રેલો છે. જણુ (છોકરા) ગામનાં નામ ગણે છે તથા કઇ દિશાએ આવેલાં છે (તે જાણે છે). (છોકરાંની) પંગત બેઠી છે. પાઠ લે (લેવાય છે); અંગે અબોટીઆં ધરી (રાખેલાં છે). બહુ સંગ (ધ્યાનથી ?) સમજીને શિરવાળો (સરવાળો) બાંધે છે (ગણે છે). ચોપડી પહોળી કીધી છે—સારી રીતે કરે (હાથથી) ધરીને. (ચોપડી) પત્રાળી (પાત્રાંવાળી) તથા પૂરી (તદ્દન) સરસ છે. (સઘળા) હારોહાર પડયા છે. કેક (છોકરા) ભલી વિધિ (ક્રિયાઓ) કરી ગોળે ખંડ (ગોળ ખંડમાં) બેશી ભરે (છે). ત્યાં ભોંય તપેલી (ગરમ) છે; તથા જ્યાં બરફથી ઠંડક (મળે છે). કેક (છોકરા) ભલી રીતભાત (શીખે છે). લાડવાયા (લાડકા) દીઠા (દેખાય એવા છોકરા) ત્યાં રમે (છે); (કેટલાક) પ્રખ્યાત શાક (વિદ્યાની શાખાઓ) શીખે છે. વળી જેમ છોકરાં વર્ષે વડાં (હોય છે) તેમ તે (ઓ) ડહાપણ (?) ભણી જાય છે (ડાહ્યા થાય છે). (અથવા ભણીને કાંઇક પૈસા દઇ પણ જાય છે) કંઇક વડાં શિશુ (છોકરાં) ના કર (હાથથી) તે (લખાણો) લખાય છે; તથા અણિન લખાય છે. તે લખાય નહિ તેને આવી (ફરતી) ઓરડીની પાસે સોટી પાંચ મચે (મળે છે); પછી આપે (પોતાની મેળે) કચાશ (સેહેજ આળસ) તજે છે; ભણી

રહીને ઉપરી છૂટે છે (ત્યારે) તેને એક માનપત્ર પણ વાળીને બીડી આપે છે તેથી અનેક હેતુ ધરાય છે (પાર પડે છે).

કેટલીક વખતે શ્લેશ સાથે સંદેહ દર્શાવવામાં આવે છે ત્યારે તે અલંકારને **શ્લેષાંતર સંદેહ–અલંકાર** કહે છે. જેમકે અરદેશર ખબરદાર કવિતા તથા કેરીની તુલના નીચે પ્રમાણે કરે છે:—

મૂખમાં મિઠાસ ભરી મિષ્ટ રસ આપે બહુ,
અમૃત સમાન આરંભમાં ગણી દેખાય છે,
અલંકાર અંગમાં તો સજે બહુ રંગ થકી,
જે જોતામાં જનતણું હૈયું હારી જાય છે.
વૃદ્ધ કે બાળાને ગમે, દુઃખી કે સુખીને ગમે,
આનંદ સમાન આપે સૌને સુખદાય છે.
મનને શીતળ અરદેશર એ બહુ કરે,
એ કેરી કે કવિકેરી કવિતા જણાય છે?

(૩૩) **કહેવત રૂપાલંકાર**—આ અલંકારમાં કહેવતને કાવ્યનાં આકારમાં અથવા બીજા કોઇ સારાં રૂપમાં લખવામાં આવે છે. કહેવતરૂપ શૈલીના આપણે જે દાખલાઓ આપ્યા છે, તે આ અલંકાર છે. અત્રે એક દાખલો કવિ બુલાખીનાં કાવ્યમાંથી નીચે આપીશું:—

હશે કુવે તો ભરશે હવાડો, ભર્યા કુવા વીણ થશે ભવાડો,
એ આપના અંતરમાં ઉતારો, સ્વરાજ્ય ભક્તિ સજનો સ્વિકારો.
જે મેઘમાં તે મહિ મધ્ય આવે, જે ખેતર તેહ ખળે સુહાવે,
જે રાજ્યમાં તે રૈયતમાં વધારો, સ્વરાજ્ય ભક્તિ સજનો સ્વિકારો.

ઉપલા ફકરામાં ચાર કહેવતો છે—(૧) કુવે હશે તે હવાડે આવશે. (૨) ભરે કુવે ભવાડો, (૩) મેઘમાં હોય તે મહિમાં આવે, (૪) જે ખેડે તે ખાય.

બીજો એક દાખલો કવિ શામળભટના "રાવણ મંદોદરી સંવાદ" નામના કાવ્યમાં આ પ્રમાણે છે:—

હારીને જો હીંમત મૂકો, તો નામોશીનું નરનો છે,
ધોબી કેરો કુતરો નહિ ઘાટ તણો, નહિ ઘરનો છે.
(બૃ. કા. દો. ભાગ ૧ પાને ૫૧૪).

ત્રીજો દાખલો કવિ દેવીદાસના એક કાવ્યમાં નીચે પ્રમાણે છે:—

જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોય,
પાણી પીને ઘર પૂછ્યું, તેની જાત ભાત શી જોય.
(તેજ પુસ્તક પા. ૭૬૮).

ચોથો દાખલો શામળભટની "વિદ્યાવિલાસિનીની વાર્તા" માં નીચે પ્રમાણે છે :—

બાંધી મૂઠી લાખની, સામળ મન સમજી રહો,
ડાહ્યા પુરૂષ દીલમાં ગ્રહી, રખે બારે કોને કહો.

(બૃ. કા. દો. ભાગ ૩ પા. ૨૭૬).

(૩૪) **કાળગણનાલંકાર—(Chronograms).** આ અલંકારમાં કોઈક પુરૂષનો અથવા બીનાનો સને અંકમાં ન આપતાં, ચોક્કસ અંક-સૂચક શબ્દોથી આપવામાં આવે છે. જેમકે કવિ તુલશીદાસ પોતાનો સંવત્ આ પ્રમાણે આપે છે :—

ખોડ ન દેશો કવિજન કોય, સત્ય વચન હું બોલું સોય (=તે)
સંવત્ નારીનો શણગાર, આદ્ય અંક ને વેદ વિચાર.

(કાવ્ય દોહન પા. ૫).

આ ફકરામાં "નારીનો શણાગાર" શબ્દો ૧૬ અંક સૂચવે છે; કારણ નારીના શણગાર ૧૬ છે. આદ્ય અંક=૧; તથા વેદ=૪ થાય છે. માટે સંવત્ ૧૬૧૪ છે.

કવિ કાળીદાસ પોતાનાં કાવ્ય "પ્રલ્હાદાખ્યાન" માં સંવત્ આમ આપે છે :—

પુરાણ સંખ્યા સંવતે, શૃંગાર ઉપર એક,
ચૈત્ર શુદી એકાદશી, ગ્રંથ થયો સવિવેક.

અત્રે પુરાણો=૧૮; તથા શૃંગાર ઉપર એક=૧૬+૧=૧૭; માટે સંવત્ ૧૮૧૭ છે.

કવિ નર્મદાશંકર મહારાણી વીકટોર્યાના સને નીચે પ્રમાણે આપે છે :—

ધન્ય રાણી પદ પામી સન મુનિ વિક્રમ વસુ ચંદ્ર,
ધન્ય જૂનની વીસમી બેઠી આસન ઇંદ્ર.
ધન્ય. મુહૂર્ત તે લાભનું રાજ્ય પદાભિષેક,
ધન્ય વસુ બળિ વસુ ભુમિ જૂન આઠ વીશ નેક.

મુનિ=૭, વિક્રમ=૩, વસુ=૮, ચંદ્ર=૧. માટે તા૦ ૨૦ મી જુન ૧૮૩૭ ને દિવસે રાણી ગાદીએ આવી આમ અર્થ ઉઠે છે. અહિં સને પાછળથી આગળ વાંચતા જવું જોઇએ છે.

વસુ=૮, બળિ=૩, વસુ=૮, ભૂમી=૧. માટે રાણીનો અભિષેક તા૦ ૨૮ મી જુન ૧૮૩૮ ને દિને થયો આમ અર્થ નિકળે છે.

(૩૪) **નિરર્થાલંકાર**—આ અલંકારમાં બહારથી સારી ફીલસુરી દીશે છે, પણ અંદરથી વગર અર્થનું હોય છે. કવિ ફીરૌજ લખે છે:—

સાકરડી રે સાકરડી, સાગ સીસમની લાકરડી,
તેમાં આવી બેઠો બાઉ, ભર્યા ત્યારે બાર ગાઉ.
દરિયા જેવું જેનું પેટ, બે આંખો જાણે બે બેટ,
પરવત જેવું તેનું નાક, ખાએ જલેબી ને દુધપાક....
બે કાનોમાં છે બે ગામ, કાલે કહેવશ તેનાં નામ,
તાડ ઝાડથી દાંતન ન થાય, એક ફુલંગે ચીન જવાય.

(૩૫) **અખ્યાણાંલંકાર***—જ્યારે અખ્યાણું સુંદર શબ્દોમાં અપાય છે, ત્યારે આ અલંકાર છે. કવિ વિનળરાજ પોતાનાં એક કાવ્યમાં નીચલું અખ્યાણું આપે છે:—

આદિ અક્ષર વિણુ જેહ છે રે, જગ જીવાડણહાર,
તેજ મધ્ય અક્ષર વિના રે, જગ સંહારણહાર રે.
અંત અક્ષર વિણા આપણો રે, લાગે સહુને મીઠ,
મયણા કહે સુણજો પિતા રે, તે મેં નયણે દીઠ રે.
(કાવ્ય દોહન પા. ૧૫૫).

ઉપલાં અખ્યાણાંનો જવાબ "કાજળ" છે.

કવિ શામળભટ કૃત "પદ્માવતી" માં બાપના હોકમને તાબે થઇ રાજકુમાર પુષ્પસેન વનમાં જાય છે, તે વખતે તેની પ્રિયા સુલોચના નીચે પ્રમાણે બોલે છે,

(જોવો બૃહત્ કાવ્ય દોહન પા. ૩૮૯-૯૦):

આઠ કટકે નીપજે, બે નર નારી નર ચાર, તેમાં નપુંસક બેવરો,
તે મેં તજ્યો આ વાર. (જવાબ-પલંગ).
મુખડું મંડન સરવથી, જેથી વાધે કામ, તેહ તજ્યું મેં આજથી
નિમળ જેનું નામ. (=પાન).
સુંદર સરોવર જળે ભર્યું જ્યાં ઝુડે સૌ કોય, તેને પીઇ કોઇ નવ શકે,
તમવિણ તજીશ સોય. (=દર્પણ).
સોળ સખીશું રંગે રમે, વાહલા ત્રણ્ય કુમાર, તે તજ્યું મેં આજથી
વા'લા અપરંપાર. (=સોગટાં).
શત આઠ બાંધ્યા સામટાં, નાર કહેવાણી જેહ, તુજ સરિખાને
કારણે, હાથ ગ્રહી મેં તેહ. (=જપવાની માળા).
ચતુર નર ચીતે ધરે, દુરથી મેળવે દેહ, વિજોગનો સંજોગ કરે,
પાઠવજો પતિ તેહ. (=કાગળ).

* "ઉખાણું" અથવા "ઉખ્યાણું" જોડણી સાધારણ રીતે વપરાય છે.)

નારીએ નારી ગળી, જેથી શોભે કાય, એ મુને આપી પરવરો,
મહિપત મેળાવો થાય. (=વીંટી).
જેને ખાધે વીખ ચઢે, તેનો શત્રુ થાય, તે ઉપર વાહન કરે, કરજો
તમ રક્ષાય. (=સર્પને ગળનાર ગરૂડ).†

નીચલાં ઉદાહરણમાં પ્રશ્ન તથા ઉત્તર બંને કવિતાના આકારમાં છે:—

પ્રશ્ન—એક નારી આ વિશ્વમાં પાડે સઉને ત્રાસ,
આઠ માસ છાની રહે, મહાલે ચારે માસ.
ઉત્તર—સહિયર મારી સુલક્ષણી, તને હજો કલ્યાણ,
પદ્માવતી કહે પુછિયું, ટાઢ તેહ તું જાણ.
પ્રશ્ન—એક નારી સંસારમાં, રાય રંક ઘેર જાય,
જે ઉપર કરુણા કરે, મૃતકતુલ્ય તે થાય.
ઉત્તર—સુલોચના કહે ધન્ય તું, કોઇ નહિ તુજ તોલ,
નિદ્રા તેનું નામ છે, બોલી તું જે બોલ.
પ્રશ્ન—નારી એક નવ ખંડમાં લાગે સઉને અંગ,
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.
ઉત્તર—સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુઃખ,
શ્યામા જે શમસ્યા કહી, ભૂંડી તે તો ભૂખ.
(બૃ. કા. દો. ભાગ ૨ પાને ૩૯૬).

(૩૬) **અનુકરણકાવ્યાલંકાર** (Parody)— અસલ કાવ્યમાં ફેરફાર કરી નવું હાસ્યકારક કાવ્ય બનાવવું તે. કવિ દલપતરામના કાવ્ય ઉપરથી હિંદી પંચે એક વેળાએ નીચે પ્રમાણે હાસ્યજનક અનુકરણ કીધું હતું:—

| **કવિ દલપતરામ** | **હિંદી પંચ** |
|---|---|
| ગુણવંતી શીંગાળી ગાય, | ચામડાં માટે મારી જાય, |
| કેવો છે એનો આકાર, | ચામડાંનો મોટો વેપાર. |
| ફરીને પગ જો ખરીમાં ફાટ, | કરે હિંદુઓ લાંબી વાત, |
| પછવાડે પુછડે છે વાળ, | પઇસા આપતાં આવે કાળ, |
| હોઠ હળાવે બેઠી હોય, | હાથ ઓળીને બેઠા રોય, |
| દોહતાં દુધ ભલું દેખાય, | પરાઇ આસપર જીવડો જાય, |
| પેંડા બરફી ને દુધપાક, | મદદ માંગતાં કપાય નાક, |
| બાસુદી ને બને શીખંડ, | આપબળ તો પડ્યું થંડ. |

† વધુ અખ્યાણનું સારૂં જુઓ બૃહત્ કાવ્ય દોહન પા. ૪૭૨ તથા ૪૩૪.

(૩૭) **અતિતર્કાલંકાર**—આમાં લેખક મોટો તર્ક કરે છે. જેમકે બાગમાં વિશ્વામિત્રની પાસે ખૂબસુરત રામ તથા લક્ષ્મણને જોઇને સીતાની સહીઓ તેણીને કહે છે:-

હે પ્રાજ્ઞે તન્વિ જો, સુંદર ચંદ્રની સમીપ બે અત્ર
પુષ્ય અને પુનર્વસુ એવાં કલ્યાણકારી નક્ષત્ર
(રણછોડભાઇ ઉદયરામ—નાટ્ય પ્રકાશ પા-૧૫૨)

ઉપલા ફકરામાં પૃથ્વીની ઉપર ચંદ્ર નક્ષત્રો વગેરેની કલ્પના કરી છે તે અતિતર્ક છે.

(૩૮) **પરિહાસ**—(Burlesque) આ અલંકારમાં કાંઇક ગંભીર બાબતને ઉતારી પાડી અથવા હલકી બાબતને ચઢાવી દઈ હસવું ઉત્પન્ન કરવામાં આવે છે. રજપૂતો શૂરા પહેલાનો તરીકે જાણીતા છે, તેમની મશ્કરી કરવા નીચલી કવિતા જોડી કાઢેલી છે:—

માચીતણા માકડ સમા, નીકતથી નવ નીસરે,
શીકાર સસલાંનો કરી, ધિક્કારથી નવ ઓસરે.
શેં નવ સૃજ્યા સૃષ્ટીપતી, કંગાળ કુસકા ખાંડવા*
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા,
ડરિને ધસે, પાછો ખસે, ખડખડ હસે ખુશીવડે,
કુળને લજાવે, શેર આવે, શૂર નાવે સીંધુડે.†
પાવઇ પ્રગટતો તો ભલે તાળી લાગત પાડવા,
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા.

(૩૯) **પ્રતિષેધ**—સંસ્કૃત ગ્રંથકારો પ્રમાણે આ અલંકાર ઉપમાનો એક ભાગ છે. જેમકે ઓ પ્રિયા, તારા મુખ સાથે હરીફાઇ કરવા ચંદ્ર શકિતવાન નથી.

ઉપલા ફકરામાં મુખની ચંદ્ર સાથે સરખામણી કરી છે, છતાં ચંદ્રને મુખની પંકિત ઉપર મેલવા કવિએ ના પાડી પ્રતિષેધ (અસ્વીકાર) જણાવ્યો છે.

અરદેશર ખબરદારે નીચલો દાખલો આપ્યો છે, પણ તેમાં ઉપમા જેવું કશું નથી —

ગરીબોને ઠગવાને નહિ ચતુરાઇ દીધી,
ચતુરાઇ દીધી ચિત્ત નવિન વિચારવા,

---

* ઓ ઇશ્વર, તેઓને ખાંડનાર કાં નહિ સરજ્યા.
† સિંધુ નામનો રાગ ગાવાથી

જુલમ ગુજરવાને હાકમી દીધી ન જાણો,
હાકમી દીધી છે પ્રજા સંકટ સંહારવા,
રંગરાગે ઉડાવવા કાજે ન દોલત દીધી,
દોલત દીધી છે દીન દુઃખને વિદારવા,

(૪૦) **મિશ્ર–અલંકાર**—આમાં એકથી વધુ અલંકારો સાથે આવે છે. શો. મ. દેશાઇ નીચલો દાખલો આપે છે તેમાં વર્ણાનુપ્રાસ, શ્લેશ વગેરે અલંકારો છેઃ—

મામા મરી ગયા ને મામીને મન મોજ,
કાકા તો કલકતા ગયા ને કાકી કૅાટે રોજ.

આ ફકરામાં મરી=મરી શેહેર, ગુજરી ગયા; કલકતા=કાલે કપાઇ ગયા; કલકતા શહેર; કૅાટે=કવેટા શેહેર, કુટે; આમ બેવડા અર્થો છે.

(૪૧) **પુનરુકિત**—(Tautology) આ અલંકારમાં તેજ અર્થવાળા એકથી વધુ શબ્દો સાથે આવે છે; જેમકે

કવિ પ્રેમાનંદ કહે છેઃ—

**છળ ભેદના** બે ત્રાજવાં, તાજો **પ્રપંચ** વાણોતર
**કુડકપેટ** બે કાટલાં, મોટી માયા દાંડી બરાબર

કવિ પ્રીતમદાસ ગુરૂમહિમા નામનાં કાવ્યમાં કહે છેઃ—
અમૃતરસને ઢોલી દેઇને, **ઝેર હળાહળ** પીધું (કાવ્ય દોહન પા-૧૦)

કવિ શામળભટ પાનની વાર્તામાં લખે છેઃ—

**કોલ વચન** તે કયમ પળે, જે બોલ્યા સહુ સાથ.
(બૃ. કા. દો. ભાગ ૩ પા. ૩૩૧)

કવિ જીવન એક ઠેકાણે લખે છેઃ—
રાજા ને રંક ને જોગી ને ભોગી, **આશા ઉમેદ** સૌને લાગી,
કોઇ તન દુઃખિયા, કોઇ ધન દુઃખિયા, અન દુઃખિયા રહે અભાગી.

કેટલીક વખતે તેજ અર્થવાળું વાકય પાછું નરમ શબ્દોમાં લખાય છે; તેનો દાખલો નીચે આપ્યો છેઃ—

હૃદય ન પડે ફાટી દુઃખે, દબાઇ પીડાય છે,
શરીર સઘળું બહેરું મોહે ન શુદ્ધિ તથા તજે,
અગન મનની બાળે અંગો, ન ભસ્મ કરી મૂકે,
મરણ હણતો દૈવે મારું, ન જીવિત કાપી લે.
( રણછોડભાઇ ઉદયરામ–માલતી માધવ )

કોઇક વખતે તેજ શબ્દો બીજા આકારમાં આવે છે:—

થયું થાવાનું તે થઇ ગયું "થયું ના" નહિ થશે.

( કલાપી–કેકારવ પા. ૩૬ )

(૪૨) **સંદેહાલંકાર**—આ અલંકારમાં સંદેહ દેખાડવામાં આવે છે જેમકે અરદેશર ખબરદાર કાવ્ય રસિકામાં નીચલો આપે છે:—

સુકવિતા શોહન મનમોહન બાગ છે કે?
સુકવિતા હીરામોતીનો અમૂલ્ય હાર છે કે?
સુકવિતા અંગને શોભાવે એવું નંગ છે કે?
સુકવિતા જગ જર બોધનું બજાર છે કે?

કલાપીના કેકારવમાં નીચલો ફકરો જડે છે:—

મેં સ્નાન સરજલમાં કર્યું, મુજ ગાત્ર ભીનાં કંપતાં,
આ મોતીડાં કે બિંદુડાં જલનાં ભર્યાં મમ કેશમાં ? (પા. ૨૫)

**શબ્દાલંકાર**

હવે આપણે શબ્દાલંકાર ઉપર આવીએ છીએ. આ અલંકાર શબ્દોના અર્થમાં સમાયલો હોતો નથી, પણ ફકત શબ્દોની ઉપરજ આધાર રાખે છે. એના જુદાજુદા પ્રકારો નીચે પ્રમાણે છે.

(૧) **અનુપ્રાસ**, અથવા **પ્રાસાનુપ્રાસ**. આ બાબતનું કેટલુંક વિવેચન આપણે પ્રાસયુકત શૈલીના વિષયમાં કીધું છે. આ અલંકારના જુદાજુદા પ્રકારો નીચે આપીશું.

(અ) **છેકાનુપ્રાસ**—આમાં વ્યંજનોનું સરખાપણું અનુક્રમે અથવા વ્યુત્ક્રમે આવે છે, જેમકે

છળ બળ કળથી સકળ રહી, કરવું છે એક કાજ.

પ્રમાદી પિતા પ્રીતથી પુત્રી પાળો,
સુણી શિખ શિક્ષાથી શૃંગાર આલો,
વિના નીતિની નાર તો નામની છે,
ભણેલી ભુમીમાં ભલી ભામની છે.
છબી છો છબીલી અને છોગવાલી,
રીઝાવે રીસે એવી રૂડી રૂપાળી,
કદી કુશીળા તો ક્રિયા કામની છે?
ભણેલી ભુમીમાં ભલી ભામની છે.

(મલબારી–નીતિવિનોદ પા. ૫૯–૬૦)

સહસ્ર શિર્ષા બ્રહ્મ શ્રીશેષશાયી,
જેમાં સર્વ સામર્થ્ય છે સુખદાયી.
(પ્રેમાનંદ-કાવ્યદોહન પા. ૯)

છેલ છબીલી જોઈ છબીને, છકક બની હું છકેલ,
છળ ભેદે મને છેતરી છોડો, છેક છત્રપતિ છેલ !...
સાલસ શીયલ સાચવિયું મેં, સ્વામી સત્વ સમાન,
સંસારી સુખસાધન શોધું, શ્યામા સ્વામીવાન,
( મલબારી-નીતિવિનોદ પા. ૧૬૩ )

છેલ છબીલા ! મનમોજીલા ! સુરતી લાલા રહેલાણી!
વાડી, ગાડી, લાડીમાં તેં જીંદગી કીધી ધુળધાણી.
(મલબારી કાવ્યરત્નો પા. ૭૪)

કાળની ચાલ વિકાળ તે ભાળતાં,
હાલ તો કાળનો ખ્યાલ આવે ઘણો.
( ઉપલુંજ પુસ્તક પા. ૧૪૬ ).

ઉપલા સઘળા દાખલા અનુક્રમના છે. વ્યુતક્રમનો દાખલી નીચે પ્રમાણે:

મિષ્ટાન્ન નિહાળી પાડોશીનાં નિજ થાળી ઊંધી કરશો,
દુષ્કાળ આવવે દાળભાતનો, ભૂખબારસ ભટકી મરશો.
(તેજ પા. ૩૮).

(બ) **શ્રુત્યનુપ્રાસ**—આમાં અક્ષરો એકજ સ્થાનના હોય છે. નીચલા દાખલામાં દંતસ્થાની શબ્દો છે:—

નવલ લલિત લીલા થાપિને તું ઉથાપે.

**લીલા રાસ વિલાસની રમતાં,** ગોપી શ્રી ભગવંત
( કવિ રણછોડ બૃ. કા. દો ભા. ૭ પા. ૭૫૧૭)

(ક) **લાટાનુપ્રાસ**—આ અલંકારમાં શબ્દોની અથવા તેના ભાગોની પુનરુકિત થાય છે. જેમકે

**ભભક ભભક** ભપકાથકી ભટકતી તું,
**છલક છલક છલકાતી** અવિકારી બાળ !
( મલબારી નીતિવિનોદ-કાવ્યરત્નો પા. ૨૧ ).

**વાદ વિવાદથી દાદ** મળે નહિ, **વાદ** કરો મુબઇના હાલ,
( ઉપલુંજ પુ. પા. ૧૪૩ ).

કવિ પ્રીતમદાસ એક કાવ્યમાં લખે છે:—

**સ્વતંતર, અંતર** નહી બાહ્યા**અંતર** બ્રહ્મ,
એમ જાણે તે ઉપાસના, એ વિના મોટો ભ્રમ.
(કાવ્યદોહન પા.-૧૭૦)

શામળભટ કૃત અંગદવિષ્ટિમાં રાવણ કહે છે:—

આભલાં ઓઢવા ઉબરાં વીણતાં, લાવિયો વાનરાં વેર લેવા !
**માંકડાં રાંકડાં રીછડાં પીછડાં,** સિદ્ધ જાણી કરે એહ સેવા !
**હુકતાં કુદતાં હુકતાં કુદતાં,** જિતવા આવિયા જોધ જેવા !
નરપતિ છત્રપતિ ઈંદ્રપતિ પાસથી, સીતને પામશો તર્ત તેવા !

( બૃ. કા. દો. ભાગ ૧ પા. ૪૬૦ )

કવિ રણછોડ રાધા વિવાહમાં કહે છે:—

**અલકની** (રાધાના બાલની) **ઝલકમાં પલક** ન ઠરે (મન)

કવિ પ્રીતમદાસ જ્ઞાન તથા ભકિત પ્રકાશમાં કહે છે:—

**દુષ્ટ પાપીષ્ટ** ઇષ્ટ નહીં એહને, જેહને દુરમત્ય ઝાઝી રે.

(૨) **કટાવ**—આ અલંકારમાં પ્રાસો તાલવાળા હોય છે. જેમકે શો. મ. દેશાઈએ નીચલો દાખલો ટાંકયો છે

ઘોડાને પુછ નહીં, મોઢાંને મુછ નહીં,
ઝાડાને નુંછ નહીં, કેવા વેલાતી !
જોડાને ચુંછ નહીં, બાલોને ગુંછ નહીં,
ઘટમથી તુછ નહીં, જેવા વેલાતી.
વેહવારે કુચ નહીં, શીશાને ભુચ નહીં,
સનાને ઉચ નહીં, એવા વેલાતી.
જીબીને દુચ નહી,* જુબાને લુચ નહીં,
મીઠાંની રૂચ † નહીં, તેવા વેલાતી.

(૩) **ચિત્રાલંકાર**—આમાં શબ્દોના જે અક્ષરોથી. પ્રશ્ન થયો હોય તેથીજ ઉત્તર મળે છે. નર્મદાશંકરે નીચલું ઉદાહરણ આપ્યું છે:-

કોઠારે અન્ન રહે, આ તે મુરતી **શિકોતરી** ભાઈ ?

ઉપલા ફકરામાં કોઠારે=કયે ઠેકાણે તથા કોઠારમાં. તથા શિકોતરી= તેં શી કોતરી, તથા માતાની. પ્રશ્ન પૂછયો છે, કે **કો** ( કયે ) **ઠારે** (ઠેકાણે) અન્ન રહે છે. તેનો જવાબ **કોઠારે** (કોઠારમાં) તેજ શબ્દ ઉપથી મળે છે. તેમજ વળી પૂછયું છે, કે આ તે મૂર્તિ તેં **શી કોતરી** ભાઇ; તેનો જવાબ આપ્યો છે કે **શિકોતરી** યાને માતાની.

---

* જીભને ડુચો નહિ. † રૂચી.

ચિત્રાલંકારના અનેક પ્રકારો છે, બેરામજી મલબારીનાં નીતિવિનોદમાં (પા. ૧૦૫) નીચલી યમક કવિતા છે તેની દરેક લીટીના પેહેલા શબ્દો બેવડાયલા દીસે છે, પણ બરાબર વાંચતાં જુદા અર્થ નીકળે છે,

જીવડા જીવ ડહાપણે જડી, જગતેજે જમતે રહે અડી;
જીવિકા જીવિ કાઢ સંપથી જનમારો જન માર જંપથી;
હૃદય રદ રંગ મોજરે, રમણાશુ રમના તું રોજરે;
રસિઆ રસિ આપથી રડે, રસના લે રસના રતિ વડે.
કર તું કર તુલ્ય ના જરી, કરજે જો કરશે જશે મરી.
કરેલા કર તારી તું કળા, કરજી ના કરજી મને ભલા.× × ×
મહિમા મહિમાં ભરેલ છે, મુખ તારી મુખત્યારી મેલજે.
મમતા મમતાથી મા'લ ના, મરયાદા મરયાથી માન ક્યાં?
બદલો બદ લોક બાંધશે, બદીને બેદિન બાઝી જો જશે.
બળિયા બળિયા કુકામથી, બહિરામે મન માયું હામથી.

કેટલીક વખતે તેજ શબ્દ લીટીની શરૂઆતમાં તથા અંતે આવે છે, જેમકે:—

રતી પૂરે સારી ખુબી નથી વિસારી વિસરતી,
રતી જેવી રૂપે સરસ્વતિ શિ વાણી ઉચરતી,
રતી જેની રૂડી, અનિતિ રસતે ના વિચરતી,
રતી રૂડી ભાગ્ય સકલ ગુણ જિબ્હા સમરતી,

ઉપલા ફકરામાં "રતી" ના અર્થો જુદા જુદા છે—ભાર, પ્રિયા, પ્રીતિ તથા રેખા.

નીચલી યમક કવિતા મોઢે કરવા યોગ્ય છે:—

કુવિષયો વિષયોગ સદા તજો,
સરસ તે રસતે પ્રભુને ભજો.
નિગમ આગમ આધિ તજી ભણો,
કનકથી ન કથીર વધુ ગણો.
(આર્ય સમુદાય સંવત્ ૧૯૩૨ અંક ૫મો પા. ૧૦૫)

(૪) ન્યુનપદાલંકાર—( Ellipsis )—આમાં કેટલાક શબ્દો ઓછા હોય છે.

વાજે વેણુ વાંસળી સારંગી ને સાજ,
તાળ કાંસિ ને તંબુરો જંત્રો ને પખાજ.

ઉપલા ફકરામાં જુદાજુદા પ્રકારનાં વાજિંત્રોનાં નામો છે, પરંતુ ક્રિયાપદ ફક્ત એકજ "વાજે" છે.

(૫) **પ્રપુનરુચ્ચારણ**—આ અલંકારમાં શબ્દ પાછો વાપરી સુધારો કરવામાં આવે છે. જેમકે

સઘળા સાથમાં હું એક **ભુંડા–ભુંડાથી** વળી **ભુંડારે.**
(નરસિંહ મેહેતો)

કેટલીક વખતે તેજ શબ્દો અથવા વાકય પાછા ઉચ્ચારવામાં આવે છે ઉદાહરણો:—

સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણી માત્ર કરે **પ્રણામ**
**પરણામી** પરમાત્મા શ્રી હરિ સારંગપાણી હોય,
અદ્ભુત શકિત આપની તારો **પાર ન જાણે કોય,**
**પાર ન જાણે** કોઇ લગાર, હું કેમ પામીશ તારો પાર.
એવું સુણિ હરખ્યા નરહર, કુંવર કંઇએક માગતું **વર.**
**વર** કેમ માગું વિઠલા હું તો કરિશ તમારી સેવા,
વિષય ભોગ સંસાર છે, એ તો **સુપનાના** સુખ **જેવા.**
**સુપના** જેવી કાચી કાયા, સંસારની ધરવી શી **માયા,**
**માયામાં** ન મને મોકલો, વાહીને ન કરો વેગળો.
(કવિ કાળિદાસ–ધ્રુવાખ્યાન–બૃ. કા. દો. ભાગ ૧ પાને ૬૦૪)

કવિ રેવાશંકરનાં "બાળલીલા"ની પ્રથમ કડી આ પ્રમાણે છે:—

**મહા મંગળમાં મુખ્ય મનાયે,** ગુણનિધિ ગણપતિ દેવ
**સિદ્ધિ બુદ્ધિ** દાયક **સિદ્ધિ બુદ્ધિ** નાયક **ઉત્તમ સર્વ અવેવ**
**ઉત્તમ સર્વ અવેવ** તે એના, જશ પ્રસિદ્ધ જગતમાં જેના,
પગરણમાંહી પ્રથમ પુજાયે, **મહા મંગળમાં મુખ્ય મનાયે***
(બૃ. કા. દો. ભાગ ૧ પાને ૭૩૭)

ઉપલાં કાવ્યનાં બાકીનાં સઘળાં પદો ઉપર પ્રમાણેજ લખાયલાં છે.

નીચલો દાખલો ભવાનીશંકર નૃસિંહરામની નવલકથા "કુંવારી કન્યા"માં (પા. ૮૭) જડે છે:—

આ લાખોપતિ ભાટીઆનું મકાન સુંદરજી શેઠના ઝુંપડા આગળ હતું અને તેને લીધે વહાણવટી વેપારીના મનમાં **કરૂણા વસી હતી.** એકલી **કરૂણા વસીને** ન રહી પરંતુ કરૂણા સાથે સુંદરજી શેઠની **ચિકિત્સા પણ પસંદ પડી હતી. ચિકિત્સા પસંદ પડે એવુંજ હતું.**

---

* વધુ દાખલા માટે જુવો બૃ. કા. દો ભાગ ૨ પા. ૮૧૯–૬૩૧

(૬) **વિપર્યાલંકાર (Hypallage)**—આમાં શબ્દોનો એકમેક સાથનો સંબંધ ફેરવી નાંખવામાં આવે છે બીજા બોલોમાં બોલીએ તો વિભક્તિ યોગ્ય શબ્દને બદલે બીજા શબ્દને લાગુ પાડવામાં આવે છે. શો. મ. દેશાઇ ગંજેશાયરાનમાં (પા. ૪૭) નીચલો દાખલો આપે છે:-

પગમાં ઘાલીને પેટાવા, આંસુનો હર્ષ લાવ્યોરે.
નેહેરની આંસુ છળછળીને, સ્નાને શરીરે કર્યોરે.

ઉપલો ફકરો આમ લખાવો જોઇ તો હતો "પેટાવામાં પગ ઘાલીને હર્ષનાં આંસુ લાવ્યોરે; આંસુની નેહેર છળછળીને, શરીરે સ્નાન કર્યું રે."

કેટલીક વખતે યોગ્યશબ્દને વિશેષણ લગાડવાને બદલે બીજા શબ્દને લગાડવામાં આવે છે. જેમકે "તેણે મરણતોલ ફટકો માર્યો" સારાંશ આ છે કે "ફટકાથી માણસ મરણતોલ બન્યો છે"

(૭) **શબ્દાતિષય-અલંકાર (Pleonasm)** આમાં ફાલતું શબ્દો વાપરવામાં આવે છે. દાખલા તરીકે કવિ શામળ ભટના એક કાવ્યમાં લખ્યું છે કે:—

વીશ વસા નહિ વણિક, **જિભે** જે જુઠું બોલે.

કવિ લજ્જારામ લખે છે:—

અભિમન્યુ **મુખથી** બોલિયો, તું સાંભળ મારી માયરે !

કવિ કૃષ્ણરામ કળિકાળના વર્ણનમાં લખે છે:—

**સજ્જન જનનું** શરણ ઓળખિ નવ આચરતા.
(કાવ્યદોહન પા. ૧૧૧)

વનરાજ ચાવડામાં નીચલો ફકરો છે. (પા. ૧૨૨):—

તમારી અવસ્થા **જાણવાની** મારી **જીજ્ઞાસા** પુરી પાડો.

બ. ન. કાબ્રાજીકૃત "બેદીલ કે બેવફા" માં (પા. ૧૫૧, ૨૬૦) નીચે પ્રમાણે વાંચીએ છીએ:—

તેણી **ધ્યાન બેધ્યાન** બની ગઇ.
તે **મગજથી બેમગજ** બની.

ઉપલા ફકરાઓમાં "જિભે," "મુખથી," "જન," "જાણવાની," "ધ્યાન," "મગજથી" શબ્દો ફાલતુ છે.

(૮) **સંયોગાતિશયિક-અલંકાર—(Polysyndeton)**— આમાં સંબંધ દર્શક અવ્યયો જેવાકે "અને," "અથવા," "તથા," વગેરે વારંવાર વપરાય છે. દાખલો:—

સ્નાન ને દાન ને માન ને જ્ઞાન ને ધ્યાન સહિત એ પાંચે કહિયે,
કુળવંત હોય તેનું કુળ જાતું રહે, કામની કેરે જો સંગ રહિયે.
(કવિ જીવનરામ—કાવ્ય દોહન પા. ૧૬૫).

(૯) **સંયોગાભાવ** અથવા **સંયોગલોપ અલંકાર** (Asyndeton)—આમાં સંબંધદર્શક અવ્યયો બિલકુલ આવતા નથી. જેમકે:—

પારકી સ્ત્રીનો સંગ નવ કીજીએ, નામ લેતાં નર નરકે જાય,
જોગ, જજ્ઞ, જપ, તપ, બહુ આચરે, તોય તેથિ મુક્તિ ન થાય.
(ઉપલુંજ પુસ્તક પા. ૧૬૫).

ઋષિ, મુનિ, કવિ, રણવીર, દેવ, દાનવ મરી ફીટે,
અજિત જપી તપીતણી પ્રતિજ્ઞા ચૂકવી જીતે.
(મલબારી-સંસારિકા—કાવ્ય રત્નો પા. ૧૫૩).

દેવ, દેવી, સુર, અસુરતણાં પણ કરણી કોરે કાળજાં,
ઋષિ, મુનિ, યોગી વશ કરણીને, ત્હારી મ્હારી શી ગજા.
(ઉપલુંજ પુસ્તક પા. ૧૬૩).

(૧૦) **ઐક્યોચ્ચાર અલંકાર** (Tautophony)—આ અલંકારમાં એકનો એક ઉચ્ચાર આવે છે. ઉદાહરણો:—કવિ નર્મદાશંકર લખે છે:—

ખટપટ સગરી દુરહી કીજે, ઝટપટ જાના જાન,
અટપટ કીની લટપટ અટપટ, ખટપટ અંતે માન.

કવિ બુલાખીદાસનાં એક કાવ્યમાં નીચે પ્રમાણે છે:—

નિભાવતી ભાવતી ભાવ પ્યારી; સલામતિ માલતી કાંતિ તારી,
બતાવતી તાવતી બાળને તું, જગાવતી ગાવતી ગીત રે તું.

(૧૧) **શબ્દાનુકરણ** (Onomatopœia)—આમાં શબ્દો એવી રીતે વાપરવામાં આવે છે, કે જેથી ધારેલા અર્થનો પ્રતિધ્વનિ તેમાંથી નિકળે છે. જેમકે નીચલાં ઉદાહરણમાં વંટોળ્યાના ધ્વનિનો ભાસ થાય છે:—

એ ભયંકર ભમર બહુ વાદળ કાળું રે સહુ,
ઝટ ઝટ ઝટ થયૂં શું કહું, દશ દિશ અંધાર છે.
સરરર સપાટાબંદ, ધરરરરર નાશકંદ,
વળ વમળ વંટોળ ઝંડ, નૂકસાનકાર છે.
(નર્મદાશંકર—નર્મકાવ્ય પા. ૧૨).

નીચલા ફકરા મધ્યે જુદાંજુદાં પ્રાણીઓના અવાજના પ્રતિધ્વનિ છે:-

કુહુકુહુહુ કરે છે પીક કોએલ ટૂંકી,
ગુનુનુનુનુનુ ભૃંગો ને કપોતો ઘુઘૂંણી.
(ઉપલુંજ પુસ્તક પા. ૮૯).

પહાડ ઉપરથી ઝરતાં ઝરણો વિષે અરદેશર ખબરદાર લખે છેઃ—

ઝરણુ બહુ ઝરે છે, પહાડની આસે પાસે,
ખળખળ કરતાં તે સૌ ધસે પૂર શ્વાસે,
ધસી ધસી ધસી દોડે લ્હેર જુદી લઇને;
પરવત ઉતરે છે, એક બીજે થઇને;
સરપ સમ શરીરે, વક્રતાથી વળેલાં,
સર સર સરતાં તે, વાટ લેતાંજ વ્હેલાં,
નમી નમી નમી નીચાં, ડોક નાખે ઢળીને,
કઢણુ પર કૂદી તે ઉતરે ઉછળીને,
ચળક ચળક થાતાં વારિ બિંદુ વહે છે,
છલક મલક છૂટી રાહ લેતાં રહે છે,
અધિક ઉર ઉમંગે ટેકરા કૂદતાં તે,
ધરણી જનુનીને તો ભેટતાં ભાત ભાતે.

(કાવ્યરસિકા પા. ૬૧).

એક કવિએ મૃત્યુદેવનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છેઃ—

તડતડીત સણુગાર સજી, ખડખડીત આયુધ ધરી,
હણુણુણુણુણુ શબ્દ કરી, મુખથકી ઝેર ઝરે.
ભડ ભડ ભડ નેણુ ઝાળ, ચકરરર ચક્ર ફાળ,
કારમો કરૂર કાળ, ધ્રાણ ભારી ભરે.
હું હું વિકરાળ અંત, ગરરરરર ધં ગજંત,
કરરરર કરડી દંત, ચીરી ચકચૂર કરે.
મ રરરર મચેડી દેહ, અરરરર સર્વ કેહ,
ત્રાહિ ત્રાહિ લાહે લેહ, ઝટ્ટ જીવને ધરે.

કવિ પ્રેમાનંદનાં ઓખાહરણમાંનો નીચલો ફકરો નાચના પ્રતિધ્વનિનો ખ્યાલ આપે છેઃ—

થૈ થૈકાર ધમકાર ઘુઘરાના, અબલા પગમાં ઠમઠમતા,
મંદિરમાંથી મહાદેવ નિકળ્યા, રામાની સંગે રમતા.
અસુર ઇશ્વર ને અપ્સરા નાચે, તે ઇન્દ્રાદિક જોય
ચંગ મૃદંગ ને વીણા રસના, શબ્દ એકઠા હોય.

(બૃહત્કાવ્ય દોહન ભાગ ૧ પા. ૩૬).

(૧૨) **આદ્યશબ્દ પુનરુકિત (Epanaphora)**—જ્યારે વાકયની શરૂઆતમાં તેજ (શબ્દો પાછા પાછા વપરાય છે, ત્યારે આ અલંકાર હોય છે.) જેમકેઃ—

હસિયો તે નર ખરે, હસે જે સૌથી છેલો,
હસિયો તે નર ખરે, ધરાવે વિશાળ વેલો,
હસિયો તે નર ખરે, સદા સંતોષે વસિયો,
હસિયો તે નર ખરે, જગત જાળે નવ ફસિયો.

(મલબારી–નીતિવિનોદ પા. ૧૮૧).

મંદિર જાતાં રોય, જેહ મારગમાં લૂટયો,
મંદિર જાતાં રોય, જેહ પર રાજા રૂઠયો,
મંદિર જાતાં રોય, જે ઘર કન્યા કુંવારી,
મંદિર જાતાં રોય, જ્યાં શિર ઋણ બહુ ભારી.
મંદિર જાતાં રોય તે, જે નર હોય કુલક્ષણા.
કહે શામળ મંદિર જતાં, સુખ પામે તે સુલક્ષણા.

(શામળભટ–ભદ્રાભામની બૃ. કા. દો.
ભાગ ૨ પા. ૪૦૮).

પંડિત જોય વિદેશ, તોય જશથી જાણીતો,
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો,
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે,
પંડિતને સન્માન, માન અનમીના મોડે.

(શામળભટ–રત્નમાળા તેજ ગ્રંથ પા. ૪૭૬).

નમાજ તમોને અએ પહાડો બુલંદ,
નમાજ તમોને જે પોંહતા ગગન.
નમાજ તમોને જે વાદળની બહાર,
ડોકયાંઓ તાણીને ઉભા ટટાર.

(જ. ન. પીટીટ મારી મજેહ પા. ૫૦).

દિવ્ય ભોમિ દિવ્ય મંદિર, દિવ્ય દેહધારી ત્યાં જન રહે,
દિવ્ય પદારથ દિવ્ય વસ્તુ, દિવ્ય સુખ તે સહુ લહે.
દિવ્ય વસન દિવ્ય ભૂષણ દિવ્ય સર્વે સાજ સમાજ,
દિવ્ય સિંહાસન ઉપરે આપે, બેઠા શ્રી મહારાજ.

(કવિ નિષ્કુળાનંદ–ધીરજાખ્યાન બૃ. કા. દો. ભાગ ૨ પા. ૫૯૪).

મા તું પાવાની પટરાણી, કે કાળી કાળિકા રે'
મા તારો ડુંગરડે છે વાસ કે ચઢવું દોહેલું રે,
મા તારા મંડપની શોભાય કે મુખથી શી કહું રે,
મા ત્યાં તપ કરતા બેઠા કે વિશ્વામિત્ર ઋષિ રે.

(વલ્લભભટ–મહાકાળીનો ગરબો. ઉપલુંજ પુ. પા. ૬૮૮).

(૧૩) **અન્ત્યશબ્દપુનરુક્તિ**—( Epistrophe ) જ્યારે વાક્યને અન્તે તેજ શબ્દો પાછા પાછા વપરાય છે, ત્યારે આ અલંકાર છે. ઉદાહરણો :—

રાતી સલીપર પારબતીને જોઉં
વાંકી મરોડમાં ગુલછરીને જોઉં,
દમામમાં ઓવલીને ઉભેલી જોઉં,
ખીચોખીચ બેઠેલી ચંપેલી જોઉં,
ઠારેઠાર ગોલાબને વેરાતો જોઉં,
આવે ત્યારે વ્હાલું વતન મહને યાદ,
એકવાર જે દિપતું તે આજે ખુવાર.
(જ. ન. પીટીટ મારી મજેહ પા. ૯).

હું તો દીન દાસી છું તારી રે, મારા મનમોહન,
તું તો કરને ચિંતા મારી રે, પ્યારા મનમોહન,
તેં તો કરુણા મુજપર આણી રે, વિઠલા મનમોહન,
મેં તો નગુણીએ કાંઇ નવ જાણી રે, શ્યામળા મનમોહન,
તેં તો નાનપણેથી પોખી રે, વહાલા મનમોહન,
તેં તો સઘળી પેરે સંતોખી રે, નંદના મનમોહન,
હું તો હીંડી તે ભોળે ભાવે રે, છોગળા મનમોહન,
હું તો હાથ ઘસું છું હાવે રે, વાલમા મનમોહન,
મારા અવગુણ હોય તે ખમીએ રે, મીઠડા મનમોહન,
પ્રભુ રામકૃષ્ણ રંગે રમીએ રે, દીઠડા મનમોહન.
( કવિ રામકૃષ્ણ–શૃંગાર પદો બૃ. કા. દો ભાગ ૨ પાને ૭૮૯).

ચાલ ચાલ ચતુર એ નાર, હોળી રમવાને,
શ્રી વૃંદાવન મોઝાર, હોળી રમવાને,
ત્યાં ઉભા તે નંદકુમાર, હોળી રમવાને,
સૌ સજ્યા સોળ શણગાર, હોળી રમવાને,
કીજીએ નહીં કંઇ વાર, હોળી રમવાને,
લીજે રંગ અપાર, હોળી રમવાને.
( કવિ રઘુનાથ–વસંતના પદો– બૃ. કા. દો ભાગ ૩ પાને ૬૪૫).

(૧૪) **આદ્ય-અંત્યશબ્દપુનરુક્તિ**—જ્યારે વાક્યની શરૂઆતમાં તેમજ તેને છેડે તેજ શબ્દો પાછા વપરાય છે, ત્યારે આ અલંકાર જાણવો. જેમકે :—

સ્થૂલ સૂક્ષ્મનો અનુભવ, હવો હરીનામ રૂપ,
સ્થૂલ સૂક્ષ્મ ટળતું કહ્યું, તે શ્રીછવોજી સ્વરૂપ.
( કવિ ગોપાળદાસકૃત ગોપાળગીતા કા. દો.
ભાગ ૩ પા. ૫૨૦ ).

## અક્ષરાલંકાર.

આ અલંકાર અક્ષરોમાં સમાયલો હોય છે. તેના જુદાજુદા પ્રકારો નીચે પ્રમાણે છે.

(૧) **પ્રવર્ણલોપ-અલંકાર** (Apheresis)—આમાં શબ્દના પહેલા અક્ષરનો લોપ થાય છે. જેમકે "અફજલખાં" ને બદલે "ફજલ-ખાં;', "સ્પર્શે" ને બદલે "પરશે" "આદિતવાર" ને બદલે "દિતવાર" કવિ રણછોડ એક ઠેકાણે લખે છે :—

લટપટ ઘુંઘટ રાધિકા રે, લટપટ બાળે વેશ;
લટપટ રાધેના નાથને, **ત્રિયા** આવે છુટે કેશ.
( બૃ. કા. દોહન. ભા. ૭ પા. ૭૬૫ ).

અત્રે "ત્રિયા" શબ્દ "સ્ત્રિઓ" ને માટે છે.

જળ જમના ભરવાને **ગયાં'તાં** ( મીરાંબાઇ–કૃષ્ણકીર્તન
બૃ. કા. દો. ભા. ૭ પા. ૭૧૬ ).

અહિં ગયાં'તાં=ગયાં હતાં

(૨) **અંત્યવર્ણલોપ-અલંકાર** ( Apocope ) આમાં છેલ્લો અક્ષર લુપ્ત થાય છે. જેમકે "કોઈ વેળા"ને બદલે "કો'વેળા," "અખંડ રે' છે સહેજે સમાધીરે." અત્રે રે'=રેહ (બૃ. કા. દો ભા ૭ પા. ૫૭).

(૩) **મધ્યવર્ણલોપ-અલંકાર** ( Syncope ), આમાં મધ્ય અક્ષર ગુમ થાય છે, જેમકે

"રેહતી" ને બદલે "રે'તી," "કાહાડો"ને બદલે "કા'ડો," "કહેવત"ને બદલે "કે'વત" વપરાય છે, ઉપલા ત્રણે અલંકારો મુખ્ય કરીને કવિતામાં વપરાય છે.

(૪) **અક્ષરાભાવી-અલંકાર.** આમાં અક્ષરો ઉપર રમત કરવામાં આવે છે. કોઇવાર કવિઓ કક્કાવારી કવિતા રચે છે. કોઈવાર દરેક લીટીના પહેલા અક્ષરોમાંથી કાવ્યનું અથવા કવિનું અથવા બીજા કોઇનું નામ નિકળે છે. કોઇક ફકરાનો દરેક અક્ષર કાનામાત્રા વગરનો અથવા કાના-માત્રાવાળોજ હોય છે. શો. મ. દેશાઇએ આના ઘણાક દાખલા ગંજેશા-યરાનમાં આપ્યા છે. નીચલા દાખલામાં અક્ષરો કાનામાત્રા વિનાનાછે :—

વદન શશધર, મદન મદ મરદન,
રદન કમન કમલનયન ઘન તન,
તનક હસન કરત, કરત હરષ બરસન,
રસન નગન ચરન અજ હર વદન.

ઉપલો ફકરો કઠણ હોવાથી તેનો અર્થ આપીશું:—

"જેનું મોઢું ચંદ્રમા જેવું, તથા કામદેવના મદને તોડનારૂં છે. જેના દાંત મનોહર, જેની આંખ કમળ જેવી, તથા જેનું શરીર કાળું છે. જે થોડું હસે છે, જેનો હરખ વર્ષે છે, જેના કમરપટામાં જવાહીર છે, જેના પગને બ્રહ્મા તથા મહાદેવ નમે છે–તે ભગવાનને હું નમું છું"

## અર્થશબ્દાલંકાર.

અર્થશબ્દાલંકારમાં શબ્દો તથા અર્થ બંને ઉપર આધાર રહે છે. એના જુદાજુદા પ્રકારો નીચે આપ્યા છે.

(૧) **સમુચ્ચાર** (Homonyms). આમાં શબ્દો ઉચ્ચારમાં સરખા પણ અર્થે જુદા હોય છે. કવિ નર્મદાશંકરના લખાણોમાંથી એના પુષ્કળ દાખલા મળે છે. જેમકે

બાળક રાંડી હૂં છૂં, વિધવા પિડમાં પડી બહુ **કસાઈ** (=અનુભવ પામી)
વીતે તે તો જાણે, વિધવાપણું તે ખરેખરૂં **કસાઇ**. (=ઘાત કરનાર)
(નર્મ કવિતા. પા. ૩૫).

સખ્ત મજૂરી કરતી **કેદી કેદી** હૂં છૂટીશ રામ (ઉપલુંજ પુ. પા. ૩૭)
આ ફકરામાં કેદી=બંદીવાન, તથા કયે દિવસે આમ અર્થ થાય છે.

રૂઝવ ઘા **જડી**(=જડીબુટ્ટી), તૂં મને **જડી** (=મળી) (તેજ પા. ૪૦)
નિત્ય તું મનાવતી બનાવી ગોર **માટિની** (=માટોડીની),
માંગતી થઇ અધીર રહોડ કૃષ્ણ **માટિની** (=ધણીની) (તેજ પા. ૬૦)
છોડી (મૂકી) છોડી (=છોકરી) હૂં વાટ વિવેકની. (તેજ. પા. ૬૧).

નીચલા ફકરામાં "પાણી" શબ્દના ચાર અર્થો છે:—

હિંમત રાખી મળી સાથ સહુ કરો રંગપાણી, (=ખુશ કેફ)
ઉલટ ઉલટથી વધારિ દો ઝટ ખરૂં નીજ પાણી, (=શૌર્યનું નૂર)
જનાની વાતો કરવાનૂં તો હાલ મૂકો પાણી, (=ન કરો).
અજ થઈ રહો કે ઉસંકરાંયા શોભે પદ **પાણી**. (=હાથ).
(નર્મ કવિતા પા. ૧૩૬).

સુરત ( શેહેર, શિકલ ), આજે (આ જે, આજદીને), આલો (આ લો, આપો ), કર ( કરો, હાથ ), સંહાર (ઢંગ, નાશકારક) આદિ શબ્દોને ઉપર પ્રમાણેજ કવિ નર્મદાશંકરે જુદેજુદે ઠેકાણે વાપર્યા છે.

(૨) **વર્ણવિપર્યય**—( Metonymy ) આના અનેક પ્રકારો છે.

( ક ) એક શબ્દને બદલે તેના ભાગનું નામ વપરાય છે. જેમકે "કાળા **માથાંનો** માનવી." અત્રે શરીરને બદલે માથું શબ્દ વાપર્યો છે.

( ખ ) કોઇક ચીજ ધરાવનારનું નામ વાપરવાને બદલે તે ચીજનું નામ વપરાય છે. જેમકે હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળાની નવલકથા "અંધેરી નગરીના ગર્ધવસેન" માં લખ્યું છે, કે "**અર્થ**ને દોષ નહિ જે ગરજને અક્કલ નહિ" આ વાકયમાં "અર્થ" શબ્દ અર્થવાળા માટે, તથા "ગરજ" શબ્દ ગરજવાળા માટે વપરાયા છે.

( ગ ) જેમાં જે ચીજ સમાયલી હોય તે ચીજને બદલે તેને સમાવી રાખનારનું નામ લખાય છે. જેમકે કવિ પ્રેમાનંદના એક કાવ્યમાં લખ્યું છે :—"**સભા** ન સમજી ઋતુપરણની" અત્રે સભાનો અર્થ સભામાં બેઠેલા સભાસદો થાય છે.

( ઘ ) કેટલીક વખતે કોઇ પુરૂષના ગુણનું અથવા કામનું નામ ન દેતાં ફકત તે પુરૂષનું નામ આવે છે. કવિ દયારામનાં એક કાવ્યમાં કહ્યું છે :—"ઘરધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહિ **જગપાલ.**" અત્રે જગપાલની કીર્તિને બદલે ફકત જગપાલ શબ્દ વાપર્યો છે. "મેં મિલ્ટન વાંચ્યું." અહિં મિલ્ટનનું પુસ્તક વાંચ્યું આમ અર્થ છે.

( ૩ ) **વિરૂદ્ધ વિશેષણ** (oxymoron) આ અલંકારમાં વિશેષણ તેના વિશેષ્યથી તદનજ ઉલટા અર્થવાળું હોય છે. જેમકે—શાહુ ચોર. લુચ્ચો પીર ( નર્મ કવિતા પા. ૧૮૮ ).

કવિ મનોહરદાસનાં કાવ્યમાં નીચલો ફકરો છે.

**નિરાધાર આધાર*** સર્વનો તે હરિનો વિશ્વાસ.

( કાવ્ય દોહન પા. ૧૭૯. )

બ. ન. કાબરાજી "દીલસોજ કે દીલબર" માં લખે છે :—

તે **સુધરેલા જંગલીઓ**એ એકમેકનું લોહી રેડવા નકકી કરેલું ચોગાનુ એજ છે. ( બ. ન. કાબરાજી—દીલસોજ કે દીલબર પા. ૨. )

* હરિનો વિશ્વાસ તે સર્વનો નિરાધાર (=આધાર વગરના અને કામમનો) આધાર છે.

શો. મ. દેશાઇ પોતાનાં એક કાવ્યમાં કહે છે :—

**મીઠા લીમ** ખોરાક આપી ગુરૂજી, મને મારતો **ઘાતકી પ્રેમથી** તું,
**નરમ પાહાણ** સુવા પથારી ન બીજી, પુરી **ગોળ ચોખંડ** કોડી મહિં તું.

નીચે આપેલો દાખલો બહુજ યોગ્ય છે :—

બહુજ હઠીલા રાયના બાળક મરજીને આધીન રહેવું,
**દુધ કાળું** ને **ધોળા કોયલા,** હાજી હા કરતા રહેવું.

(૪) **મુરજબંધ** (Palindrome)—આમાં શબ્દ અથવા વાક્ય આગળથી કે પાછળથી વાંચતાં સરખાં વંચાય છે. જેમકે નીચલા શબ્દો :—

ચમચ, મર્મ, કર્ક, મડમ, કડક.

નીચલો દાખલો કવિતાનો છે :—

જાશે દેવી વીદેશે જન, શેજ તેર રતે જશે,
દે તે ખાશી શીખા તે દે, વીર શીશ શશી રવી.

(૫) **વ્યસ્તાલંકાર**—આમાં વાક્યનો પાછલો ભાગ, બીજાં વાક્યની શરૂઆત બને છે. જેમકે :—

હા લાજ તજી સુખ કાજ, ખા દાઝ તજી પતરાજ,
ખા દાઝ તજી પતરાજ, નહિ રાજ ટકે મિજાજ.
નહિ રાજ ટકે મિજાજ, નહિ ટકે આજનું તાજ.
નહિ ટકે આજનું તાજ, કાલે નવો રેવાજ.
(મલબારી—નીતિવિનોદ પા. ૩૦).

સુવાવડ વાવડ સમી, વસમી વનિતા તેજ,
પીડા કરે કે પ્રાણ લે, સમજો મા તે સેજ.
સમજો મા તે સેજ, તેજ ને લોહી તજાવે.
અવળી આંટી એહ, કારમી ઘાંટી કાંવે.
(હરગોવિંદદાસ કાંટાવાળા—બે બેહેનો પા. ૬૭).

## વાક્યાલંકાર.

(૧) **અર્ધવાક્ય**—આમાં અરધું વાક્ય બોલી અટકી જવામાં આવે છે. શો. મ. દેશાઇ નીચલું ઉદાહરણ ટાંકે છે :—

વહું ચાલ પાપી, કહું ચાલ સેજ,
અરે પણ જવા દીએ, બસ હાલ એજ.

(૨) **વાક્યાવરોધ**—(Aposiopesis) આમાં એક વાક્ય પૂરો થાય તે આગમચ અટકી જવાય છે, અને તેનો બાકીનો ભાગ ચાળા, અવાજ કે અન્વય ઉપરથી સમજાય છે. બેરામજી મલબારી "સરોદે ઇત્તેફાક"માં લખે છે :—

જા, રાજાને કહે કે, આ તારો જલાલ,
તે ચળકે સડી ગયલા બળાતણુ મિસાલ;
જા, દસ્તુરને કહે—તારી વાઅજ ખુશાલ,
મગર તેથી ઉલટીજ છે તારી ચાલ;
ને રાજા કે દસ્તુરને લાગે જો દુ:ખ,
તો રાજા ને દસ્તુરના મ્હોંપર તું——
(કાવ્ય રત્નો પા. ૨૫૫).

અન્વય ઉપરથી તથા બીજી કડીઓ ઉપરથી માલમ પડે છે કે "થૂંક" શબ્દ કવિએ વાપર્યો નથી.

ઉત્તર રામ ચરિત્ નામના ભવભૂતિના સંસ્કૃત નાટકમાં સખી વાસન્તી રામને ટાણો મારી કહે છે, કે એક વખતે તું સીતાને મારાં જીગર, મારાં હૃદય આદિ ગળ્યા ગળ્યા શબ્દો કહી પંપાળતો હતો, અને હવે તેનેજ તજી દેવા માંગે છે. વાસન્તી "તજી દેવા માંગે છે" આ શબ્દો બોલવા અગાઉ અચકી પડે છે. રણછોડભાઇ ઉદયરામે કવિના સંસ્કૃત શ્લોકનો તરજુમો નાટ્ય પ્રવેશ (પા. ૧૭૦) માં નીચે પ્રમાણે આપ્યો છે:—

તું જીવ, તું હૃદય છે મમ પ્યારી, બીજું
તું કૌમુદી નયનની, તું સુધા મમાંગે,
એવાં હજાર વચને રીઝવી સુમુગ્ધા,
તેનેજ—શાંત, અથવા વદું શું વધારે.*

(૨) **બહુવાક્ય** અથવા **બહુપદ અલંકાર** (Periphrasis)—થોડાક શબ્દોમાં અથવા થોડાંક વાક્યોમાં પતી જાય તેને બદલે ઘણા શબ્દો અથવા પુષ્કળ વાક્યો વાપરવામાં આવે છે; જેમકે

અલખ લખું, અલખમાં લખું, લખું નિરંજન તોય,
મેં કબીર સબકો લખું, મેરી ન લખે કોય.
આવ નહીં, આદર નહીં, નહીં નયનમેં નેહ,
તુલશી વા ઘર ન જાઇએ, ભર કંચન વરસે મેહ;
આવ હય, આદર હય, હય નયનમેં નેહ.
તુલશી વા ઘર જાઇએ, ભર ભાલા વરસે મેહ.

---

* આ શ્લોક ડાકટર સર રામકૃષ્ણ ભંડારકર કોલેજમાં બહુ રસ લઇ વાંચતા તે નીચે પ્રમાણે છે:

त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं । त्वं कौमुदी नयनयोरमृतं त्वमंगे ।
इत्यादिभिः प्रियशतैरनुरुध्य मुग्धां । तामेव—शांतमथवा किमिहोत्तरेण ॥

(૩) **અપદ્યાલંકાર**—આમાં કવિતા હોવા છતાં ગદ્ય જેવું લાગે છે. કવિ દલપતરામ, હરિદાસનાં મરણ વિષે લખે છે :—

માયાળુપણાથી અતિ મોટું માન મેળવીને,
દેસાઇ આ દેશિયોને દીલગીરી દૈ ગયો.
દોષવાન હોય તેજ અંત સમે દુઃખ પામે,
સ્વરગમાં આ તો નર સુખથી શનૈ (=ધીરેથી) ગયો.
રૂડું કરે રાજનું ને પ્રજાને ન પીડા કરે,
એવો તો દિવાન ડાહ્યો એકજ એ થૈ ગયો....

સૂર્યવંશી ક્ષત્રિયોના સંતાન રૂપની એક
મલ્લીમાલામાંના ગોટા કરમાયા જેહ છે,
તેમાંના ભ્રમર જેવા ચાર રાજપુત્રો થયા,
તેમાંનો આ જ્યેષ્ટ રામ સમીપમાં એહ છે.
(રણછોડભાઇ ઉદયરામ—નાટય પ્રવેશ પા. ૮૩).

પ્રિયજને ભોગવેલું વસ્ત્ર ધારણ કરીને.
નાથ મારા આંગણામાં ભલે તો પધાર્યા છે.
પણ આપે કહ્યું હતું "તુંજ મારી પ્રિયા છે" તે,
આ ટાણે એ બોલ આપે સ્નેહથી સંભાર્યા છે?
કાહો મારા નાથ, આપ સત્ય એ વદ્યા હતા કે?
ખુલાસો કરો, નહિ તો પણ (=વચન) બધું જાય છે.
(ઉપલુંજ પુસ્તક પા. ૧૦૪).

———:०:———

## પ્રકરણ ૭ મું.

## રસ.

આપણે ઉપર જોયું કે वाक्यं रसात्मकं काव्यं "કાવ્ય એ રસવાળું વાક્ય અથવા લખાણ છે." અને કાવ્યમાં ગદ્ય પણ સમાઇ જાય છે. માટે લેખન પદ્ધતિ વિષે વિચાર કરતાં **રસ*** ઉપર વિવેચન કરવાની જરૂર છે. જેમ રસ વિના ખાવાની વાણિ રૂચીકર લાગતી નથી, તેમ રસ વિના ગદ્ય અથવા પદ્ય લખાણ પસંદ પડતું નથી. જ્યારે લખાણ ચોક્કસ લાગણીઓથી પેદા થયલું હોય છે, ત્યારે તે લખાણમાં ચોકકસ પ્રકારના રસો છે, એમ કહેવામાં આવે છે. રસોની સંખ્યા સાધારણ રીતે ૯) ની જણાયલી છે અને તે આ છે:—(૧) શૃંગાર, (૨) હાસ્ય, (૩) કરૂણા, (૪) રુદ્ર, (૫) વીર, (૬) ભયાનક, (૭) બીભત્સ, (૮) અદ્ભુત, અને (૯) શાંત. જે જે લાગણીઓ આ રસોને ઉત્પન્ન કરે છે તેને **સ્થાયીભાવ** કહે છે. દરેક રસનો સ્થાયી ભાવ જુદો છે. ઉપલા રસોના સ્થાયી ભાવો નીચે પ્રમાણે અનુક્રમે છે:—(૧) રતિ, (૨) હસવું, (૩) શોક, (૪) ક્રોધ, (૫) ઉત્સાહ, (૬) ભય, (૭) જુગુપ્સા અથવા કચવાટ, (૮) આશ્ચર્ય તથા (૯) શાંતિ.

ઉપલા નવ રસનું વર્ણન કવિ અરદેશર ખબરદારે કવિતામાં નીચે પ્રમાણે કર્યું છે:—

નવી નવી નવાઇમાં નિપુણતા નાખી દીયે, (=અદ્દ્ભૂત રસ)
રડતાંને રીઝાવીને રંગમાં રમાડશે, (=હાસ્ય રસ)
દિલમાં ઉદાસ કરી દયા તો કદાપિ ખેંચે, (=કરૂણારસ)
શાંત રાખી શિક્ષા દઈ શઠને શિખાડશે. (=શાંત રસ)
ભયનાં આબે ડરાવી બીત્તરમાં બીતિ આપે, (=ભયાનક રસ)
કદી કરે ક્રોધી (=રૈદ્ર રસ), કદી કંટાળામાં કાડશે, (=બીભત્સ રસ)
જોગીને ભોગી કરે (=શૃંગાર રસ), કાયરને શૂર કરે (=વીર રસ)
એ તો ખરો કવિ અરદેશર વગાડશે.

(કાવ્ય રસિકા પા. ૨૧.)

---

* ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદમાં અતિસુખશંકર ત્રિવેદીએ કહ્યું હતું કે "દલીલો જે સિદ્ધ ન કરી શકે તે **હાસ્યરસની શૈલીથી** ઘણી સચોટ રીતે થઇ શકે છે." એમાંગે રસને શૈલીનો ભાગ ગણ્યો છે તે બરાબર છે.

(૧) **શૃંગાર રસ**—આમાં પ્યારનું વર્ણન આવે છે. કવિ દયારામ કૃત ગરબી સંગ્રહમાં નીચે પ્રમાણે વાંચીએ છીએ :—

ચકોર ચંદ્રને રે ઇચ્છે ત્યમ તમને મુજ નેણ,
કેહેવા વ્હાલા છોરે, કેહતાં આવડતું નથી વેણ.
રસિયા રૂપાળા રે નટવર નાગર નંદ કિશોર,
સદગુણ સાગર છો રે, મીઠડા બોલા ચિતના ચોર......
સુણો હું દેખું રે, પિયુજી તમ વણ સઉ સંસાર,
પ્યાલો ઝેરનો રે પાઓ તોએ તમથી ન ખસે પ્યાર,
હરખું છું ધણી રે, માહરો હરજી ઝાલો હાથ.
પ્રીત નિભાવજો રે, ન માંગુ બિજૂં નાથ,
ટહાડક અંતની રે, માહરા પ્રાણજીવન આધાર,
પ્રીતમ દયા તણા રે, માહરા લોચનના શણગાર.

(દયારામનું કાવ્ય પા. ૧૮૯).

તાહરા સમ જો તારૂણી, તું મને સહુથી લાગે વાહાલી રે,
વણ તેડયો તાહરા મંદિરમાં જો હું આવું ચાલી રે.
વાહાલ વિના વિખાણ કરૂં, ગમે નહીં મુને દીઠું રે,
પ્રીતલડીનું વાંકું વચન તે લાગે મુજને મીઠું રે.
પ્રેમને પાશે બંધાયો, કેમ શકું હું નાહાસી રે,
નાચું હું નચાવ્યો તાહરો સહુ વેદની હાંસી રે.
જોગી જનના ઉરમાં હું તો જાઉં ને ના જાઉં રે,
ચિત્ત ચોર્યું તેં પ્રેમદા તે આવ્યો કયાંહાથકી થાઉં રે.
સ્નેહ સરીખું વશીકરણ માને નહી કંઇ બીજું રે,
દાસ દયાનો 'પ્રીતમ કેહે હું એક હેતુથી રીઝું રે.

(ઉપલુંજ પુસ્તક પા. ૨૦૪).

કાનુડો કામણગાળો, રસભર્યો ને રૂપાળો,
આ શું આંખલડીનો ચાળો રે, સાહેલી આ તો કાનુડો.
રંગરાતો, મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો,
નેણાં શૂં કરે છે વાતો રે, સાહેલી આ તો કાનુડો.
ભરવા હૂં ગઇ પાણી, પ્રેમ પીડા ભરી આણી,
ઘેલી થઇ હું આવી શાણી રે, સાહેલી આ તો કાનુડો.

(ઉપલુંજ પુસ્તક પા. ૨૧૦).

બેરામજી મલબારી સરોદે ઇત્તેફાકમાં (પા. ૨૪) નીચલી રસિક કવિતા લખે છે :—

અએ અબલા! અએ દિલની માલેક! અએ પરી! અએ નૂરદાર!
તું જ પ્યારાં ચશ્મોથી મારા દિલને જરા કર કરાર.
ઓ! ક્યારે હું તું પરીને જોઉં માહરી આંખથી,
પંખેરૂના રૂપે પાછળ ઉડું મોહબત પાંખથી......
સેતારો જો થાશે રોશન, મળશે મારા ભાગનું,
ગુલ ગુલાબ ગુલનાર મળશે, ગુલ અનારી બાગનું.
જો પ્યારી! તું મ્હેર ન કરશે, દુનિયા રોશે ફોકફોક,
ઇશ્કની કટારનો હું આશક અંતે થાઉં ભોગ.

(૨) **હાસ્ય રસ**—આમાં માણસને રીઝવી હસવું ઉત્પન્ન કરવામાં આવે છે. કવિ દલપતરામ કૃત વેનચરિત્ર (પા. ૭૪–૭૫) માં લખ્યું છે કે એક ગામનાં લોકો ત્યાંના બ્રાહ્મણ સાથે છેડાઇ પડ્યાં, ત્યારે તેઓને બૂમ પોકરાવવા લોકોએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી:—

વસ્તીના લોક વિપ્ર સાથે પાડયો વાંધો,
કહે કોઇ દ્વિજનૂં કામ ન કરવું, બંધી એની બાંધોરે.
ઘરઘરથી ભેળા થઇને સઉ મુખથી બોલ્યા માળી,
પુષ્પ પત્ર દ્વિજને નહિ દઇએ, અત્રે ગાંઠ એ વાળીરે.
કહે સુતાર અમે કોપ્યા તો ભોગ ભટોના મળશે,
ઘંટીનો ખિલડો ભાગે તો, દાણા શેણે દળશેરે.
ઘાંચી કહે અમે નહિ દઇએ દિવેલ દીવા સારૂં,
દિવા વિના ઘર દેખાશે જેમ અપાશરે અંધારૂં રે.
દરજી કહે કોઇ દ્વિજને માટે થિંગડાં એક ન માંડો,
કાંચળ વિના ઉઘાંચળિ ફરશે, રૂષિ સઘળાની રાંડો રે.
વણકર કહે વસ્ત્ર ન દેવાં એટલે અડચણ મોટી,
ચકલે ચકલે ચિથરાં વિણી, છો વાળે લંગોટી રે.
કડીઆ કહે છે ઘર પડશે તો કોણ હવે ચણિ દેશે,
હાથે રોડાં ગોઠવશે, એનિ રાંડ તગારાં વહેશે રે.
મોચી કહે અમે કોપ્યા તો ઉડશે એના આટા,
ખરે બપોરે જવું પડે તો પગે બાંધશે પાટા રે.
**કહે હજામ હવે બ્રાહ્મણના કદિયે વાળ ન લેવા,**
દાઢાં વધવાથી દેખાશે, બધાય બકરા જેવા રે.......
ધોબી કહે છે વસ્ત્ર ન ધોવાં, પછી કકળશે કેવા,
ગોર બધા મેલા ગંધાશે, જતી ઢુંઢિયા જેવા રે.

"ભદ્રંભદ્ર" નામની નવલકથામાં બ્રાહ્મણોની પંગત શેરીમાં જમતી હતી; તેઓ સ્વસ્થપણે ઉઠી રહે તે આગમચ ઘેડાઓ તથા વાઘરીઓ તેઓની પત્રાવળિઓ ઉપર હલ્લો લાવ્યા. બ્રાહ્મણો અભડાવાની ધાસ્તીથી દોડવા મંડી ગયા. આ જોઇ ભદ્રંભદ્ર ક્રોધથી બોલ્યા :—

> શુદ્રો, ચાંડાલો, અધમજનો, આકાશમાં તપ કરતા તેજસ્વી, સ્વર્ગભ્રષ્ટ થઇ ખરતા તારા રૂપે નીચે પડે છે, ત્યારે જળ, સ્થળ, વાયુ, વ્યોમ, વૃક્ષ, પર્વત, પશુ, પક્ષી, મનુષ્ય સર્વ "શિવ," "શિવ" વચનો કહી શોકોદ્ગાર કરે છે. પરંતુ આજ અહીં ભૂદેવો ભોજન ભ્રષ્ટ થઈ પલાયન કરે છે, છતાં દુષ્ટો, તમે હર્ષથી પ્રફુલ્લ થાઓ છો, તે પુનર્જન્મમાં તમારી શી વલે થશે? પુનર્જન્મમાં આ અન્ન ભૂદેવોને પાછું આપવું નહિ પડે? તો શું કામ હમણાં તે લઇ લ્યો છો, અને વ્યાજ ચઢાવો છો? (રમણભાઇ નીલકંઠ—ભદ્રંભદ્ર પા. ૨૯૮).

પ્રેમાનંદના સુદામા ચરિત્રમાં શ્રીકૃષ્ણને મળ્યા પછી સુદામા પાછો ફરે છે, તે વખતે નવીન ઘરમાં તથા નવા સંજોગોમાં તેની સ્ત્રી તેને મળવા આવે છે, ત્યારે તેને ઓળખી ન શકવાથી તેનેથી દૂર નાસવા લાગે છે, તેનું હાસ્યજનક વર્ણન નીચે પ્રમાણે છે :—

> સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રૂક્મિણી,
> સાવિત્રી કે સરસ્વતી, કે શકિત શિવશંકર તણી.
> સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય,
> પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
> થરથર ધ્રૂજે ને કાંઇ ન સૂજે, છુટી જટા ઉઘાડે શીશ,
> હસ્ત ગ્રહવા જાય સુંદરિ, તવ ઋષિજી પાડે ચીશ.
> હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર,
> હું દ્વિજ વૃદ્ધ ને તમે જોબન નારી, છે કઠણ લોકાચાર.
> ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ,
> જાવા દ્યો મને ક્યાં દમો છો, તમને હજો કલ્યાણ.
> આંગણામાં કોઇ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય,
> તમને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુને કાં આણ્યો છો વાજ્ય.

(૩) **વીર રસ**—આમાં શૂરવીરપણાની લાગણી ઉત્પન્ન થાય છે. જેમકે કવિ નર્મદાશંકર એક ઠેકાણે લખે છે :—

> સૌ ચલો જીતવા જંગ્ય બ્યૂગલો વાગે.
> યાહોમ કરીને પડો ફત્તે છે આગે.

વાગે વાજાં જોરમાં ઉંચે સુરે હો,
ચલો ભૈયા જુદ્ધમાં પૂરે શુરે હોં.
બ્યૂગલ ઓં ઓં ઓં ઓં ચ્હડાવે જોદ્ધાને જોશ અંગે,
ભું પું ભું પું ભું પૂં પૂં રણસિંગ દોડાવે, સંગ્રામમાં તે ઉમંગે.
વીર સિંધૂ ને નટ રણરાગો, મસ્ત ઘુમે આ જાગે,
આપણ પણ રણમાં જઈ ઘુમિયે, શ્રી જય આ રહ્યો આગે.
દુંદુભી ડમકાના ઘોર સુણીને પાછા સજો રજપૂતો,
ઢઢઢં ઢઢઢં ઢેંઢેંઢેંઢેંઢેં રણમાં ધસી રીપૂ લૂટો.
(નર્મ કવિતા પા. ૧૨૯).

પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાનમાં વીરરસનો નીચલો દાખલો જડે છે:—

ગાજે સાગર જલ, એવાં બેહુ દળ, કળ ના પડે કીકિયાડે,
રોધાણુ થયું રણ, વીર વાયુ ને પર્ણ, ધર્ણ ધ્રુજે અભિમંન ત્રાડે.
આચાર્ય ને અભિમંન, આવ્યા વદન, ધન ધન દેવતા એમ બોલે,
ભીમસેન ને શલ્ય, જાણે બેહુ મલ, અટ્લ ઉછળે શેષ ડોલે.
કુંતીભોજ ને કૃપ, ખીજ્યા જેમ સર્પ, દર્પ અન્યોઅન્ય હઠે હણે,
અશ્વત્થામા વીર, સાત્યકી રણધીર, શરીર ભેદાય દુ:ખ નવ ગણે. ......
બહુ બાણ છૂટે, પણછ ન ત્રૂટે, ભાથાં ખુટયાં ભડતણાં,
શર શીઘ્રે મૂકે, ચોટ નવ ચૂકે, હુકે વાઘની પેરે વીર ઘણા.
વીર રણ્યા વરસી, ફરે બહુ ફરસી, આકરષીને તીર ઝાડે,
હઈડે હામ ઘાલી, સામારે ચાલી, ઝાલી કેશ ને શીશ વહાડે.
ગદા મુદ્ગળ, પડે રે મૂશળ, કુળાહળ તાં મોટું રે થાયે,
ધસી મારે ઢીક, હૈયે આવે હીંક, છીંક ખાતાં કોના જીવ જાયે.
રોળાયા રે રોળ્યા, વાયુએ અફાળ્યા, ઝોળીએ ઘાલ્યા વીર જાયે,
ભલા રે ભડ, માથાં વિના ધડ, ફડાફડ ઘણાં શિર કુટાયે.
સાંગ્ય લોહ તણી, બહુ ભાલાં અણી, ઘણા ભોગળના થાય ભડાકા,
રથના ખડખડાટ, શરના સણસણાટ, જળહળ થાય તલવાર ઝડાકા.
(બૃ. કા. દો ભાગ ૨ પા. ૧૯૦–૧૯૧).

(૪) **ભયાનક રસ**—આમાં ભયની લાગણી પેદા કરવામાં આવે છે. જેમકે

સુણીને બોલ્યા શ્રીહરિ, સુણ વિનતાના સુત,
પાપી જનને તેડવા, આવે જમના દૂત.

ભ્રકુટી ભયંકર જેહની, મુશળ સરીખા દંત,
કાળા જેવા કાયલા, એવા દૂત અનંત.
જેને જોતાં જીવને તુરતજ ઉપજે ત્રાસ,
પકડી ચાલે પ્રાણીને યમરાજાની પાસ.
વિઘન કરે બહુ વાટમાં, જમ કિંકર વિકરાળ,
સાંકળ મારે શરીરમાં, જળ હળતી દવઝાળ.
મુદ્દગળ માથાંમાં હણે, ભાલે પાડે ભંગ,
ખાય કુવાડે કાપીને એ પાપીનું અંગ.

(દલપત કાવ્ય, ભાગ ૨, પા. ૬૮).

એ દળ આવ્યું બળવંત દિસે, રીશે રાતારે
એકલડા અસૂરને મુખે, રખે તમે જાતારે.
એ ગજ આવે બળવંત, દંત કેમ સહેશોરે,
અસૂર અર્ણવ ધાયા, તણાયા જાશોરે.

( પ્રેમાનંદ—ઓખાહરણ—બૃહત કા. દો. ભાગ ૧ પા. ૬૯ ).

શીવાજીનાં લશ્કરે લૂટફાટ ચલાવી તેનું વર્ણન "ગંગા" માં ઇચ્છારામ સૂ૦ દેસાઇ નીચે પ્રમાણે કરે છે:—

મરાઠા ઝનુનીઓ જે ઘરમાં જતા ત્યાં વિકાળ દેખાવ કરતા હતા......ઘરમાં જતા સાથ એકદમ એકાદ નાના બાળકને પકડી તેનાં માબાપ આગળ ઘસડી લાવીને કહેતા હતા કે "જે હોય તે બતાવ, નહિ તો તારા બાળકને મારી નાંખીશું." એટલું બોલતાં સાથ બાળકનાં ગળાં આગળ તરવાર ધરતા; અને જો સહજ વિલંબ લાગે તો તુર્ત બાળકને કાપી નાંખવામાં વિલંબ લગાડતા ન હતા. આ દેખાવ જોઇને ઘરનાં માણસો ત્રાહે ત્રાહે પોકારતાં, ને જે હોય તે બતાવી દેતાં હતાં. પુરૂષોના કાનમાં કોકરવું હોય ને તે કહાડતાં વાર લાગી, અથવા સ્ત્રીના હાથના ચુડાને સુનાના પટા હોય, તે ઉખેડી કહાડતાં મુસ્કેલી નડી, કે પગના તોડાના અર્ડુાસિયા સજડ બેસી ગયલા જણાતા, તો કાન હાથ કે પગને કાપી નાંખવો, એ તો એક ચાંચડ કે માકડ મારવા જેવું મરાઠા રાક્ષસો ગણતા હતા. (પા. ૫૯).

(૫) **કરૂણા રસ**—દિલને ઉદાસ કરી દયા પેદા કરે છે, ત્યાં આ રસ હોય છે. જેમકે બેરામજી મલબારી નીતિવિનોદ" માં "પત્નીના મરણથી પતિનો વિલાપ" નામની કવિતામાં લખે છે:—

દુ:ખ હરનારી વા'લીરે, ક્યાં તું મૂકી ચાલી રે?
સુખ સૂર્ય મુજ અસ્ત થયો, ને ભાગ્યું જોબન જોમ.
આશા બગડી, કાયા બગડી, જઇ ગગડી યાહોમ.
રોષ ચઢાવી ક્યાં ચાલી? શા છે મારા દોષ?
પાયા ધ્રુજે, હોસ ઉડે, મુજ પડે ધ્રાંટીમાં શોષ......
મારી મારી કરી ઉધારી, ધારી નહિ મુજ આશ,
સ્નેહ ગગનમાં રાહુ નડિયો તોડી નિકટ રાસ.
ઝાંખુ ઝાંખુ આ જગ સારૂં, નહિ દેખું કંઇ સાર,
ઊંચુ નીચું કશું ન સુઝે, બિઆબાન વિસ્તાર.
મૂકી મ્હેલની સેજ સુંદરી આ, સ્મશાનમાં કાં જાય?
કોમળ તનપર આ શી વિપત્તિ, અરરર જીવ ગભરાય!
પાણી પાણી, પાણી પાણી, આણી, આણો પાછો શ્વાસ.
બળતી ચ્હેમાં મુજને હોમો, કેમ દેખું આ ત્રાસ.
(નીતિવિનોદ પા. ૧૬૭–૮).

પતિના મરણ માટે પત્ની નીચે પ્રમાણે વિલાપ કરે છે:—
વ્હાલા! રહો મુજ પાસે ક્ષેમ, બ્હીલી મૂકી ન્હાસો કેમ?
લીલી સૃષ્ટિમાં બ્હીલી મૂકે એદીલી દેખાય,
કરમ ફૂટી હું મરણજ આણું, આ ભવ ખાવા ધાય.
ગરમ અંગારા આંસુધારા નેવો પેરે જાય,
કાળું કાળું આ અંધારૂં, આ તે શું કહેવાય......
હાથે પાયે સોજા ફોડે, ચડે કાળજે તાણ,
અરરર જમ તેં ગજબ કર્યો રે, લૂટયો મારો પ્રાણ.
કજા કાનમાં બની કંસારી, ભેજું ફોલી ખાય,
રસિક પ્રીતમ મુજ હૃદય વસેલો, હવે કેમ વિસરાય.
શરીર સઘળે બળે બળતરા, દમ ગદ્‌ગદ્ ઘુંટાય,
નબળી નેસો તો કહ્યું ન માને, મરૂં મરૂં જીવ થાય......
રડી રડી હું થાકી વ્હાલા, હવે કંઠ સુકાય,
વધુ બોલવે મુખ નહિ ચાલે, ગળે ગાંઠ બંધાય.
આકુળ વ્યાકુળ કશું ન સુઝે, બુજે કોણ મુજ દાદ,
અર્પણુ આ ભવ તુજને સ્વામી, નહિ તો સુણ ફરિયાદ?
(ઉપલુંજ પુસ્તક પા. ૧૬૯–૭૦).

નર્મદાશંકર નર્મકવિતા (પા. ૧૩) મધ્યે નીચે પ્રમાણે લખે છે:—
દલગિરી તણી હોળિ ફાગિ છે, અરર પેટમાં લાહ્ય લાગિ છે.
સહજમાં કયમે છેતરયો મને, મરણ વેળા મેં ના દિઠી તને.

જોબન ફૂલ ઊગ્યું પૂરું ન રે, ખિલત દેખતાં તે ખરયૂં ખરે.
બહુજ ફારસી બેટિ બાપડી, હિણુ હરામિને તોડવે પડી.
અરર શું અરે સ્વપ્ન કહેર રે, અરર શું કહું દેવ માર રે.
અ અ અ હાય અં અં અ હાય રે, અરર હાય એ......

વેણિસંહાર નાટકમાં કંચુકી મોટેથી રડે છે:—હાયરે! સાર્વભૌમ પાંડુ રાજા! તારા પુત્ર અજાતશત્રુ, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવનો આવો દારૂણ પરિણામ થવો જોઇએ કે? હે દેવિ કુંતિ! ભોજ રાજાના મંદિરની પતાકા! તને શું દુઃખ આ!

(રણુછોડભાઇ ઉદયરામ–નાટય પ્રકાશ પા. ૧૫૨).

ગમે તેવા પરાક્રમથી, ગમે તેવા વીર કર્મથી એક યોદ્ધો મરણ પામે છે, તોપણુ તેનાં સગાંસ્નેહીઓની છાતી રૂંધાઇ જાય છે; તો રણુમાં પોતા સમક્ષ પોતાની પ્રિય સ્ત્રીને મરણ પામતી જોઇ, તે યાદ આવતાં પતિની છાતી કેમ નહિ રુંધાય?

(ઇ. સૂ. દેસાઇ—ગંગા. પા. ૧૫૦).

(૬) **શાંતરસ**—આમાં મનને શાંત બનાવી શિક્ષણુ આપવામાં આવે છે. જેમકે:—

"મીઠ્ઠો કરાર! હા, મીઠ્ઠો કરાર! જેઓ જીંદગીમાં પૂરતાં દુઃખી છે અને જીવવાને માટે નારાજ કે નાસબર છે, તેઓને માટે મોહોત જેવો મીઠ્ઠો કરારજ ક્યાં છે? એવાં જેઓ મરે છે તેઓ જીવે છે; બાકી એવાં જીવેલાંઓ મુવેલાંથીબી બદતર છે."

બ. ન. કાબ્રાજી—નીના પા. ૧૪).

(૭) **બીભત્સ રસ**—આમાં મનમાં કચવાટ ઉત્પન્ન થાય એવું લખાણુ હોય છે. આ રસનું ઉદાહરણુ બેરામજી મલબારીનાં એક કાવ્યમાં નીચે પ્રમાણે જડે છે:—

એક ચંદની રાત ચઢયો હું ચોપાટી ડુંગરવાડી,
આસપાસ દેખાવ દેખતાં. દિલ કંપે, ધબકે નાડી.
શા મિશ્રિત ચિત્રો આ! દારૂણુ દખમાં ઉભાં આ બાજુ,
સ્મશાન કરતાં શોર, કરૂં શું વર્ણન એનું અહિં ઝાઝું?
હાડ, માંસ, સ્નાયુ, રસિકૂપ એ, રક્તકુંડ ફાડે છાતી;
રોમ રોમ કંપારી છુટે, ભયકારક આ દેખાથી.
વળી કલ્પના કલ્પે આ મનડું, અંદર ગીધ ભક્ષણુ કરતાં;
બસ બીજું શું વદું? દુઃખ નહિ એવું સો મોતે મરતાં,

અહિં વ્હાલાં જે અહિં વેરી સહુ, ન્હાનાં મ્હોટાં નાશ શરીર;
સાથે મળતાં નસા બને એ, ભેળમભેળ સુકાય રૂધીર.*
(મલબારી–સંસારિકા–કાવ્ય રત્નો પા. ૧૪૧).

શો. મ. દેશાઇ નીચલો દાખલો ટાંકે છે :—

એક કબ્રસ્તાનમાં એક કોહલું એક મુરદાને ખાય છે. પેહેલાં તે પોતાના દાંત વડે તેની ચામડી ચીરી નાંખે છે. પછી માસાળ ભાગ ખાઇ જાય છે, જેમાંથી નર્ક જેવી ગંધ નિકળે છે. ત્યાર પછી અંગુઠા અને આંગળાંની વચ્ચેના સાંધામાંથી માંસને ફાડી કાઢે છે. તેની આંખ સુજી આવે છે, અને પછી તેના મોંમાંથી લોહી અને લચ વગેરે ગલીચ ચીજો ટપકવા માંડે છે."

**અદ્ભુત રસ**—આમાં અજાએબી પેદા થાય છે. જેમકે એક કવિ રાજાને કહે છે :—

એ રાજા, એક કવિતા તારી આગળ બોલી રહ્યા પછી એક અદ્ભુત પ્રકારની ચિંતા કવિને રહે છે. કારણ કે તારા જુસ્સાના અગ્નિથી સર્વ સમુદ્રો સુકાઇ જાય છે અને તારા શત્રુઓની વિધવાઓનાં ખારાં આંસુઓથી તે સમુદ્રો પાછા ભરાઇ જાય છે."

નળાખ્યાનમાં દમયંતી વનમાં ભટકતી હતી, ત્યારે તેણીનો પગમાં એક અજગરના મુખમાં પડયો તે જોઇ એક પારધીએ તેણીને છેડવી તે વિષે કવિ કવે છે :—

વિષધર માર્યો વ્યાધે આવી, મહીલા મૃત્યુ થકી મૂકાવી,
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો તેડી દમયંતી સાથે.
પારધી હીંડયો જગને જીતી, વૈદર્ભી જાય બીહીતી બીહીતી,
ગયો એક તળાવની તીર, પ્રક્ષાલન કીધું સર્પ શરીર.
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, તે અજગર કીધો ભક્ષ.
મુખનું પાસું રહેવા દીધું, બાકી શરીરનું ભોજન કીધું.
દમયંતી વિસ્મય હવી, આ તો વાર્તા દીઠી નવી.
(બૃ. કા. દો. ભાગ ૧ પા. ૧૭૧).

ખરેજ આ અદ્ભૂત વાર્તા છે, પણ તેનો ખુલાસો આ છે કે કળિયુગ પારધીના વેષમાં આવ્યો હતો.

(૯) **રૌદ્રરસ**—આમાં ક્રોધ દર્શાવવામાં આવે છે. ઉદાહરણ :—

"વિજય સેન, પેલી રાંડ દુષ્ટ કલાવતીને પકડો અને ઘસડીને એને તો નકકી જેલમાં લઇ જાઓ. એનાં ભારે કસબી વસ્ત્ર ધૂળમાં ઘસડાય,

* દખમાંનું જે ચિત્ર મલબારીએ આપ્યું છે, તે માત્ર બીભત્સ રસનાં ઉદાહરણ તરીકે આપ્યું છે એમ દીસે છે. તેઓ દખમાં તરફ અણગમો ધરાવતા હતા નહિ.

એનાં ઘરેણાં વેરણછેરણ થઇ રસ્તામાં પડે અને ભીખારી રંક લોકને જડે—એવું એવું જોવાને મ્હારી મરજી થઇ છે. વિજયસેન, નીચમાં નીચ કાળામાં કાળો કદરૂપામાં કદરૂપો અને ગંગામાં ગંદો કોઇ ગોલો અથવા ઢેડો એ રાંડને આખે શરીરે, મ્હોંપર અને વાળમાં ધૂળ ભરે અને કાજળ ચોપડે તે હું જોઇશ."

(ગોવર્ધનરામ ત્રિપાઠી—સરસ્વતી ચંદ્ર ભાગ ૧ પાને ૧૬૭).

પરશુરામના આગમનનું વર્ણન આ પ્રમાણે છે:—"તેની આંખો તપી ગએલા સૂર્યના જેવી ગણાય છે. તે પોતાનાજ શરીર ઉપરના ઉપસી આવેલા જખમો ઉપરજ પોતાનો કુહાડો ઘસતો આવે છે. થોડે થોડે વારે જંગી ગુસ્સાના હૂહૂ શબ્દો પોકાર્યા કરે છે. તેનો શ્વાસોશ્વાસ એટલા તો જોરમાં ચાલે છે કે પૃથ્વી પણ ઉથલાઇ જાય."

એક હવસી પાદશાહ એક નાજનીને એકાએક મળ્યો. "હવસના જેહેરથી ગરમ થયેલો તે આશક પોતાની નીચ ફતેહનાં ચશમ તેણી ઉપર ફેંકતો હતો." આ જોઇ તેણીએ ક્રોધે બૂમ પાડી:—

અરે! પાક દામન ઉપર શું સેતમ? શું ઈનસાફનો અમ્મલ થયો છે ખતમ?
અરે આભ! તું શું આ દેખે જોલમ? આ ખુબસુરતી બાળી ભલે કર ભસમ?
અરે ધરતી દરિયા! તહમોને શરમ, જો આ વકતે મહારો ન રાખો ભરમ.
જુઓ, ઝાડ પંખી પશુ! આ અધમ, બુડે મહારાં હોરમત વચન ને ધરમ.
ઓ કુદરત ખફા! કર કબજ મહારો દમ, શું આ ફેજ ખાતર દિધો તેં જન્મ?

ઉપલા ફકરામાં ક્રોધ યુકત કરૂણારસ છે. પાદશાહ તેણીને પોતાના એશ્કની જાળમાં ખંચવા માંગે છે, ત્યારે તેણી ધિકકાર તથા ક્રોધ સાથે નીચે પ્રમાણે બોલે છે, ત્યાં રૌદ્રરસનો ભાસ થાય છે:—

બુરા એશ્કની તુંહને લાગી નીશાં, મગર નિચ ફતેહ તું ન પામે હિયાં.
ગમે તે હશે મહારા એકબાલમાં, મગર નહિ ફસું તહારી ચુંગાલમાં.
ભુસાવી હોશન ને બનું બદશિકલ, મરૂં હાથે તાબે થવાની અવલ.
ચલકતી ચશમ આએ અંધી કરૂં, જવાનીમાં ઘડપણનો રસ્તો ધરૂં.
ગોલાબી બદન મેલવું મટ્ટીમાં, સોરખ લોહી ઉકાળું ગમ ભટ્ટીમાં.
ચલકતાં આ જુલ્ફો—જવાનીનું તાજ, તે પીખી હવામાં કરૂં હું હરરાજ.
હજીબી પડે તુજ હવસનું દબાન, તો દાંતોથી કરડી મરૂં મુજ જબાન.
કબુલ કે છે તહારો બેહદ એખતિયાર, મગર મહારૂં મન નેકીથી ઓસ્તવાર.
કબુલ કુલ ખલકનો તું છે સેહેનશાહ, મગર તેથી મોઘી છે મહારી વફા,
કબુલ તુજ હકુમત છે બોહોલી બુલંદ, મગર મહારી હોરતનો હક જોરેમંદ,
કબુલ તુજ પેશાની ખરી પાદશાહી, મગર પાક દામન છે મહારી ખોદાઇ.
કબુલ તહારા હક છે વખત સહહજાર, મગર બિરવા છે મહને નીચ પ્યાર.

(મલબારી—સરોદે ઇત્તેફાક પા. ૧૨, ૨૦—૨૧).

———:०:———

## પ્રકરણ સાતમું.

# લેખન પદ્ધતિ.

હવે આપણે લેખન પદ્ધતિ તથા શબ્દ ને વાકય રચના વિષે થોડુંક વિવેચન કરી તેના નિયમો દર્શાવવાની કોશેશ કરીશું. સાધારણ રીતે જે ભાષા બોલાય છે તે ઘરગત્થુ હોવાથી સરળ સાદી તથા સેહેલાઇથી સમજાય એવી તો હોય છે. પણ આવી ભાષાને જો લખી કાઢીએ, તો તે સાહિત્ય થયું એમ કહેવાય નહિ. સબબ કે તેનો વિષય ગંભીર, ગૌરવવાળો અથવા ચિત્ત–આકર્ષક ન હોવાથી તેમાં કશો રસકસ હોતો નથી. માટે પહેલો નિયમો આ છે, કે **વિષયની પસંદગી ઉંચા પ્રકારની હોવી જોઇએ તથા શૈલી સરળ સાદી શુદ્ધ અને રસવાળી હોવી જોઇએ.** રા. નવલરામ લક્ષ્મીરામે "નિબંધ–રીતિ" માં એક સામાન્ય નિયમ જણાવ્યો છે તે આ છે, કે લખાણમાં "**શુદ્ધિ, રૂઢિ, યથાર્થતા તથા સુવર્ણતા જોઇએ**" (પા. ૩૦). પ્રસિદ્ધ ગ્રંથકારો, સાક્ષરો તથા કેળવાયલા લોકો જે શબ્દો તથા વાકય રચના વાપરે તે **શુદ્ધ** કહેવાય. વ્યાકરણના દોષવાળા, ગામડિયા, પ્રાંતિક કે પરભાષાના શબ્દો બહુધા **અશુદ્ધ** ગણાતા હોવાથી તે વાપરવા યોગ્ય નથી. વ્યાકરણના નિયમો ધ્યાનમાં રાખી વર્ણ, શબ્દ તથા વાક્ય એ ત્રણે દોષ રહિત બનાવવાથી અશુદ્ધિ દૂર થાય છે. જુદાં જુદાં વાકયો એવી રીતે રચવાં જોઇએ કે જેથી અન્વય વાંચનારના ધ્યાનમાં ઝટ ઉતરે. વાકયો અતિ લાંબાં, ગુંચવાળાં કે અશુદ્ધ ન થાય તેની કાળજી રાખવી ઘટે છે. ગામડિયા શબ્દો વાપરવાથી લેખક હાંસીને પાત્ર બને છે; એવા શબ્દો શોધી કાઢવાનું મુશ્કેલ નથી. ગુજરાતી ભાષાના પ્રાંતિક ભેદ ત્રણ છે: કાઠીઆવાડી, ચરોતરી, ને સુરતી. સરકારી વાંચનમાળા લક્ષથી વાંચવાથી આ દોષ દૂર થઇ શકશે. પરભાષાના જે શબ્દો ગુજરાતી ભાષામાં ભળી ગયા હોય તે વાપરવામાં અડચણ નથી. આના સંબંધમાં રા. નવલરામ વાજબી રીતે લખે છે કે "ગુજરાતમાં હાલ કેટલાકનો વિચાર બહુ ભૂલ ભરેલો લાગે છે. તેઓ એમ સમજે છે, કે સંસ્કૃત શબ્દો જેમ વધારે નાંખીએ તેમ ભાષા વધારે શુદ્ધ થાય. આવી સમજથી તેઓ બિચારા રૂઢ ગુજરાતી શબ્દોને પણ તાણી ટીપીને મૂળ સંસ્કૃત રૂપેજ લખે છે; જેમકે પરચુરણને પ્રચૂર્ણ, મ્હેલને મહાલય વગેરે. આરબી શબ્દોની સાથે તો તેઓ હાડવેરજ રાખે છે. તેને દેખે છે ત્યાંથી મારીને કાઢી મૂકે છે......માન્ય વર્ગમાં ન વપરાતા સંસ્કૃત શબ્દો

પણ પરભાષાનાજ ગણાય; અને જે ફારસી આરબી શબ્દો બધાની બોલીમાં પેસી ગયા છે, તેને ગુજરાતી શબ્દજ ગણવા જોઇએ. કેમકે ગુજરાતી ભાષા કાંઇ મૂળની નથી. પણ સંસ્કૃત ફારસી વગેરેનાજ મિશ્રણથી ઉત્પન્ન થયેલી છે."

ઉપર આપણે શબ્દોની વાત કહી તેજ પ્રમાણે વાક્ય રચના વિષે જાણવું. વાક્ય રચના પણ વ્યાકરણના દોષવાળી, ગામડિયા, પ્રાંતિક કે પરભાષા પ્રમાણે ન જોઇએ.

શુદ્ધિને માટે જે વિવેચન આપણે ઉપર કર્યું છે, તે રૂઢિને પણ લાગુ પડે છે. યોગ્ય પ્રસંગે તથા યોગ્ય ઠેકાણે અમુક શબ્દ વાપરવો અથવા અમુક રીતે બોલવું તે રૂઢિ કહેવાય. જેમકે "મેં મારા શેઠને અર્જી કરી અથવા વિજ્ઞપ્તિ કરી," આમ બોલવું બરાબર છે. મેં સરકારમાં વિજ્ઞપ્તિ" કરી આમ લખવું ન જોઇએ. પણ "મેં સરકારમાં અર્જી કરી" આમ લખવું જોઇએ. હિંદુઓનું "દેહેરૂં," પારસીઓનું "આતશબેરામ," તથા ખ્રીસ્તીઓનું "દેવળ" આમ લખવું જોઇએ. આ શબ્દો એટલા તો રૂઢ થયલા છે, કે તે અદલબદલ કરી શકાય નહિ. એજ પ્રમાણે હિદુઓનું સ્મશાન તથા મુસલમાનોનું કબ્રસ્તાન આમ બોલવું જોઇએ. યથાર્થતા તથા સુવર્ણતા વિષે હવે પછી વિવેચન કરીશું. સાદી સરળ શુદ્ધ શૈલીનું ઉદાહરણ નીચે આપ્યું છે:—

"સત્ય વડે જગત ટકી રહ્યું છે. સત્યનો બેલી ઇશ્વર છે. સત્ય વડેજ જય છે. સંસારનો વ્યવહાર સુખરૂપ સત્યથીજ નિવડે છે. વ્યાપાર રોજગાર અને સાર્વજનિક કામો એ વિના ચાલી ન શકે. સત્ય ન હોય તો માણસના વેણ–બોલ–કોલ ઉપર કોઇ વિશ્વાસ ન રાખે......સત્ય શીલતાથી ઉલટો ગુણ–દુર્ગુણ જૂઠ છે. જૂઠ એ સઘળા દુર્ગુણોમાં અધમ છે. જૂઠમાં છેતરપંડી......દ્વયર્થી બોલવું, બોલવામાં મરી મશાલો ભભરાવવો કે કંઇ પણ છાંટ મારવી એનો પણ સમાવેશ થાય છે."

(હરગોવિંદદાસ કાંટાવાળા—સંસાર–સુધારો પા. ૫૬).

શૈલી માત્ર સરળ સાદી તથા શુદ્ધ હોય તો તેટલાથીજ કાંઈ વળ્યું નહિ. જ્યારે શૈલી સરળ સાદી તથા શુદ્ધ હોવા ઉપરાંત રસિક તથા ચિત્ત આકર્ષી લે એવી હોય છે, ત્યારેજ તે રૂચિકર થઇ પડે છે. દાખલા તરીકે જાં. એ. મજબાનની "જીલુ ગોરાણી" નામની નવલકથામાં ધણીધણીઆણી વચ્ચેનો નીચલો સંવાદ રસિક શૈલીનો છે:—

"હું બાઇ માણસ એખલી શું કરૂં? સુલેમાન ગયો જાહાનમમાં; તમને તે સાથે શું કામ છે?"

"ચુપ રેહ—ચુપ રેહ—જે વાતમાં આપણે સમજ્યે નહિ, તેમાં માથું નહિ ઘાલીએ. મારા જેવા ધણીને ખોદાએ ધારા કાયદાની અક્કલ આપી, તે આટલીક દુકાનપર બેસીને ગજે ભરવાની અને તસુએ ફાડવાની?"
"તમારા જેવાની અકકલ? એ વાયરે માય. ખોદાએ તમારૂં માથું કાચનું કીધું હતે તો કેવું મજાનું, કે તેમાંથી કેટલી અકકલ ભરેલી છે, તે હું બી જોઇને ખુશી થતે. કેમકે હમણાં તો કાંઇ નજર આવતું નથી." (પા. ૧૭).

દૈનિક તથા અઠવાડિક છાપાઓમાં તેમજ માસિકોમાં અધિપતિની કલમથી લખાયલા વિષયો અવશ્ય કરીને સરળતા તથા શુદ્ધિના નિયમને અનુસરીને હોવા જોઇએ. પરંતુ મોટે ભાગે આ નિયમ જળવાયલો આપણે જોતા નથી. પરિણામ આ આવે છે કે જનસમૂહને કાંઇક નવી બાતમી મળે છે, કાંઇક નવું જ્ઞાન પ્રાપ્ત થાય છે, કાંઇ વિચાર કરવાને ખોરાક મળે છે, પણ ભાષા સુધરવાને બદલે સાંમી દિનપ્રતિદિન બગડતી રહે છે.

પુસ્તકો ગ્રંથો વગેરેમાં વિષયો વધારે કઠણ પ્રકારના હોય છે. માટે શૈલી તથા લેખન પદ્ધતિ ઉપલા નિયમાનુસાર લખાયલી હોવી જોઇએ એટલુંજ નહિ, પણ ઠેક ઠેકાણે ગંભીર (grave), ઓજસ્વી (vigorous), ગૌરવવાળી (weighty) તથા પ્રૌઢ (dignified) હોય તો તેમાં દોષ જેવું કશું નથી.

બનતાં સુધી યોગ્ય સ્થળે ઘટતા શબ્દો વાપર્યાથી શૈલી અસરકારક થઇ પડે છે. જેમ કે:—"જુવાન પૈસાદાર પોતાના નઠારા છંદમાંથી ફૂરસદ લાવી **ઉનાળે દાઝતા, વરસાદે ભીંજાતા, અને શિયાળે ઠુંઠવાતા** એવા, અને ભોંય જેવું બિછાનું તથા આકાશ જેવું ઓઢણુ...... એવા નિરાશ્રિત સંબંધી વિચાર દોડાવે તો કેટલા પરોપકારનું કામ થાય?" (નર્મગદ્ય. પા. ૯૩).

કોઇ કોઇ લેખકો યોગ્ય વિશેષણ વાપરવાને મિષે પ્રાસવાળા શબ્દો ગોઠવી કાઢી પોતાનું પાંડિત્ય દાખવે છે તેથી લખાણ અરુચિકર બને છે. જેમકે "શું આવી ભવ્ય, સુંદર, મોહક ને કોમળ કુદરતમાં ચિંતાવિહીન વિહરતા ગરવા ગરાસીઆ, કાંટાળા કાઠી, ગાંડા ગઢવી, બહાદૂર બાબરીઆ, આનંદી આયર, રંગીલા રબારી, ચપળ ચારણભાટ, ભોળા ભરવાડ, ખંતીલા ખલાસી, ચાળાક ચાંચીઆના હૃદયમાંથી નિરંકુશ ભાવના મીઠા મનહર જાહોજલાલીથી ઉછળતા ઉદ્ગારો પોતાની દુહા સોરઠાની સરળ ઢબમાં બહાર કુકળી ન નીકળે?"

(ચોથી ગુ. સા. પરિષદ રીપોર્ટ પા. ૩૭૭).

પ્રેમાનંદનાં કાવ્ય "દાણલીલા" ની નીચલી કડીમાં પ્રાસયુક્ત શબ્દો છે પણ તે તદનજ યોગ્ય તથા યથાર્થ છે :—

સાસુ વાઘણ, નણદી નાગણ, જેઠ તે જેવો જમ રે,
સુરભિસુત જેવો સ્વામી, તેને ઉત્તર દીજે કયમ ?

(બૃહત્ કાવ્ય દોહન ભા. ૧ પા. ૧૧૨).

એક સાક્ષર કહે છે તેમ ભાષાનું સાદાપણું એ સર્વ માન્ય ગુણ છે. એવી ભાષામાં લખાયલા ગ્રંથો ઝટ લોકપ્રિય થઇ પડે છે તથા દીર્ઘ આયુષ્ય ભોગવે છે. દિલગીરી ભરેલું છે કે આજ કાલના ઘણાક લેખકોની ભાષા કુદરતી નહિ, પણ કૃત્રિમ હોય છે. પોતાનું પાંડિત્ય દર્શાવવા તેઓ ગ્રંથોમાં અપ્રાસંગિક સંસ્કૃત શબ્દો અથવા કઠણ ફારસી શબ્દો અહિંતહિં ઘુસાડી દે છે. પણ વાંચક વર્ગ આ તેઓનો ખાલી ઠાઠમાઠ સહેલાઇથી પકડી કાઢે છે. શબ્દની સાદાઇ, અર્થની ગંભીરતા તથા કુદરતનું સુંદર ચિત્ર એ ગુણો ગ્રહણ કર્યાથી લખાણ આકર્ષક બને છે એમાં સંદેહ નથી.

(૨) ઉપલાં વિવેચનપરથી જણાશે કે બીજો નિયમ આ છે કે **શબ્દો તથા વાક્ય રચના સ્પષ્ટ જોઇએ.** બનતાં સુધી સારી પેઠે પરિચયમાં આવેલા ખુલ્લા અર્થવાળા શબ્દો પસંદ કરવા જોઇએ. કુદરતી રીતે ઉત્પન્ન થયલા વિચારોને ન સમજાય એવી ભાષામાં દાટી દેવા યોગ્ય નથી. અસ્પષ્ટ વાકયનું ઉદાહરણ નીચે ટાંકીશું. કવિ કોણને કહેવો અથવા તેનું કર્તવ્ય શું છે તેની વ્યાખ્યા આપતાં એક લેખક લખે છે કે :—

"કવિ, વિચારના પ્રકાશમાં છુપાયલો, દુનિયાએ જે આશાઓ અને ભીતિઓની અવગણના કરી છે, તેનીજ અનુકંપામાં તે પ્રવૃત્ત થાય ત્યાંસુધી માગ્યા વગર સ્તોત્રો ઉપર સ્તોત્રો વરસાવતો રહે છે."

ઉપલા ફકરામાં લેખક શું કહેવા માંગે છે તે તદનજ અસ્પષ્ટ છે. તેની મતલબ નીચલા સ્પષ્ટ શબ્દોમાં જણાવી શકાય :—

"દુનિયાએ જે આશાઓ તથા ભીતિઓ તરછોડી કાઢી છે, તેનીજ તરફ પોતાની લાગણી ખીલવી, તેના વિચારમાં ને વિચારમાં કોઇના પણ માગ્યા વિના, કવિ તેની તારીફપર તારીફ કર્યો જાય છે."

શૈલી ક્લિષ્ટ અથવા મહા મહેનતે પેદા કરેલી હોવી ન જોઇએ; તેમજ તે કૃત્રિમ યાને અકુદરતી બનાવટના દોષવાળી ન જોઇએ. દાખલા તરીકે "સત્યને માટે જીવ આપવો," આમ કહેવાને બદલે "સત્યને માટે પ્રાણાર્પણ કરવો," આમ લખવું ઠીક નથી. "તેનો શિરચ્છેદ

કરવામાં આવ્યો," આ કૃત્રિમ ભાષા છે; તેનું "માથું કાપી નાંખવામાં આવ્યું" આ સરળ સ્પષ્ટ ભાષા છે. "લોકોકિત ચાલે છે" આમ બોલનાર પોતાનું ટુંક ભંડોળ દેખાડવા માંગે છે, જ્યારે એક સાદો વિદ્વાન ગૃહસ્થ તો બોલશે કે "કહેવત છે." ખાલી માઠમાઠ દેખાડનાર કહેશે કે "તે પરીક્ષામાં ઉત્તીર્ણ થયો;" ફક્ત "પાસ થયો" આમ બોલવું પૂરતું છે. "તે સંગિતશાસ્ત્રમાં પારંગત ન હતો," આ કિલષ્ટ ભાષા છે. માત્ર આટલુંજ લખીએ કે "તે પ્રવીણ ન હતો" તો શું બસ નથી?

કેટલાક કવિઓ તથા લેખકો કઠણ શબ્દો વાપરી તેના અર્થો પોતેજ ટિપ્પણમાં આપે છે, તે રૂઢિ પસંદ કરવા જોગ નથી. નર્મદાશંકર, દલપતરામ, મહીપતરામ રૂપરામ, અરદેશર ખબરદાર, નારાયણ હેમચંદ્ર આદિ કવિઓ તથા લેખકો આ દોષથી મુકત નથી. તેનું કારણ આ છે, કે તેમણે પોતાને લાગ્યું છે, કે તેમણે વાપરેલા શબ્દો જનસમૂહ સહેલાઇથી સમજી શકશે નહિ. ગોવર્ધનરામ મા. ત્રિપાડી શ્રેષ્ટ લેખકો મધ્યેના એક હતા. તેમના ગ્રંથો જરૂરજ વાંચવા જોઇએ. છતાં તેઓ પણ કેથે કેથે આ નબળાઇને વશ થયા હતા. દાખલા તરીકે "સરસ્વતી ચંદ્ર" માં આપણે વાંચીએ છીએ કે:—

"ઘણાક નિબંધો લખી પારિતોષિકો (ઇનામો), પાંડિત્ય વેતનો (સ્કૅાલરશિપો) ચંદ્રક (ચાંદ) વગેરે તેણે મેળવ્યાં હતાં."

"તે ધારાશાસ્ત્રીની પરીક્ષામાં સફળ થઇ મુંબાઇના વરિષ્ટ ધર્માસનનો (હાઇ કોર્ટનો) પક્ષવાદી (વકીલ) બન્યો હતો, અને પક્ષ મંત્રી (ઍડવોકેટ) થવા અભ્યાસ કરતો હતો."

ઉપલા ગ્રંથકારે કંસમાં અથવા ટિપ્પણમાં જે શબ્દો આપ્યા છે, તેજ વાકય રચનામાં ગોઠવ્યા હત, તો તેથી કિલષ્ટતાનો દોષ લાગુ પડત નહિ. લેખક ગમે તેટલો વિદ્વાન હોય છતાં તેણે પોતાના મનના કલ્પેલા અથવા તત્કાળ ઉપજાવી કાઢેલા શબ્દો વાપરતાં અટકવું જોઇએ.

કેટલાક લેખકો સ્પષ્ટ શબ્દો વાપરી કંસમાં તેજ અર્થવાળા બીજા શબ્દો મૂકે છે, તેમ કરવાની કશી જરૂર નથી. જેમકે:—

"સાર્વજનિક ધર્મમાં......સ્વદેશહિતેચ્છા, કૃતજ્ઞતા, સભ્યતા, પરોપકાર બુદ્ધિ, નિષ્કપટ (સત્યશીલતા), ચોખવટ (પ્રમાણિકપણું), નમ્રતા (સૌમ્યતા), મોટું મન અને ન્યાય એમનો સમાવેશ થાય છે."

(હરગોવિંદદાસ કાંટાવાળા—સંસાર સુધારો પા. ૪૧).

ઉપલા ફકરામાં કૌંસવાળા શબ્દોથી વધુ પ્રકાશ પડતો નથી, માટે તેની જરૂર નથી.

કેટલીક વખતે અન્વય વગેરે ધ્યાનમાં લેતાં શિષ્ટ ભાષાનો ઉપયોગ અવશ્ય કરવો પડે છે. દાખલા તરીકે "કરણઘેલો" નામની નવલકથામાં આપણે વાંચીએ છીએ કે :—

"તેણે વાત **અથથી** ઇતિ **સુધી** કહી......તેનામાં **નખથી શિખા** સુધી ક્રોધની જ્વાળા ઉઠી."

અન્વય ધ્યાનમાં લેતાં ઉપલાં વાકયો ગ્રંથકારે યોગ્ય શૈલીમાંજ લખ્યાં છે.

આપણે ઉપર કહ્યું તેમ શબ્દોના અર્થ સ્પષ્ટ હોવા જોઇએ. પણ કેટલાક શબ્દો ભિન્ન ભિન્ન અર્થે વપરાતા હોવાથી અન્વય ઉપરથી તેનો અર્થ શોધી કાઢી શકાય છે. સંસ્કૃત સાહિત્ય દર્પણમાં કહ્યું છે, કે अर्थो वाच्यश्च लक्ष्यश्च व्यंग्यश्चेति त्रिधा मतः। "અર્થના ત્રણ પ્રકાર છે, વાચ્ય, લક્ષ્ય ને વ્યંગ્ય. **વાચ્યાર્થ** (Primary sense) એટલે ઝટ સમજી શકાય એવો અર્થ; જેમકે "માથું," "હાથ" વગેરે શબ્દોથી શરીરના ભાગોનું ભાન થાય છે. **લક્ષ્યાર્થ** (Secondary sense) એટલે ધ્યાનથી વિચાર કરતાં જે અર્થ સમજાય તે; જેમકે "આ માણસ જ્યાં ત્યાં **માથું** મારે છે;" "આ દગાફટકામાં તેનો **હાથ** છે." અત્રે "માથું મારવું" નો અર્થ "ધ્યાન રોકવું" થાય છે; તથા "તેનો હાથ છે" નો અર્થ "તેનું કામ છે." "માથું," "હાથ" આ શબ્દોથી પહેલાં શરીરના ભાગોનો ખ્યાલ આવે છે, પણ તે ખ્યાલ અન્વય પ્રમાણે યોગ્ય લાગતો નથી, માટે શરીરના આ ભાગો જે કાર્ય કરે છે, તેનો અર્થ લાગુ પાડવો ઘટે છે. **વ્યંગ્યાર્થ** (Suggested sense) એટલે આડકત્રી રીતે જે અર્થ સમજાય છે તે. જેમકે "તેનું માથું ફરી ગયું છે," યાને "તે મૂર્ખ અથવા ઘેલો બન્યો છે." "શેઠના કારભારમાં તેણે ઠીક હાથ માર્યો છે" નો અર્થ આ છે, કે "તેણે અપ્રમાણિકપણે પુષ્કળ નાણું ભેગું કર્યું છે."

**(૩) ભાષા સંસ્કૃતમયી અથવા ફારસીમયી ન જોઇએ.** જડબાંતોડ ભારોભાર સંસ્કૃત શબ્દો અથવા સમાસો વાપર્યાથી, તેમજ અપરિચિત કઠણ ફારસી શબ્દોનો ઉપયોગ કર્યાથી વાંચક વર્ગ કંટાળે છે. અલબત્તાં યોગ્ય સ્થળે ભાષા શિષ્ટ તથા પ્રૌઢ થવીજ જોઇએ. ભાષાને વજનવાળી તથા સામર્થ્યવાન બનાવવા અહિંતહિં કઠણ સંસ્કૃત શબ્દો યોગ્ય કાળજી સાથે વાપર્યા હોય તો ખોટું નથી. નીચલાં ઉદાહરણ ઉપ-

રથી આપણી મતલબ સ્પષ્ટ થશે. ઇચ્છારામ સૂ. દેસાઇની "દિલ્હીપર હલ્લો" નામની નવલકથામાં લખ્યું છે કે :—

"રણક્ષેત્ર ભયાનકથી પણ વધારે ભયાનક થઇ રહ્યું હતું. શિયાળવા ને કુતરાઓને આજે મેજબાની હતી. તેઓની દોડાદોડ મોટી હતી. કાગડાઓ આકાશમાં જણાતા હતા, ને અહિંઆં તહિંઆં નિર્જન ક્ષેત્રમાં ચિંતાતુર મનુષ્યો હતભાગ્ય બની ઉદાસીનતાથી નાશભાગ કરતા હતા. નદીની પડોશમાં એક ચિતા ખડકવામાં આવી હતી. તેમાં પૃથુરાજની રાણી અગ્નિ પ્રવેશ કરવાની હતી અને દેવલોક પહોંચેલા સ્વામીના દર્શનાર્થે જવાને તૈયાર હતા."

ઉપલા ફકરામાં ભાષા પ્રસંગોપાત પ્રૌઢ છે, માટે એમાં કાંઇ દોષ જેવું નથી.

નારાયણ હેમચંદ્રે એકસોથી વધુ ગ્રંથો રચ્યા છે, તેમની ભાષા ઠેકઠેકાણે પ્રસંગ પ્રમાણે પ્રૌઢ છે; તેનો એકજ દાખલો "સીતા વનવાસ" માંથી નીચે પ્રમાણે ટાંકીશું :—

"સીતા ઘણીજ સુશીલા તથા બહુ સરળ હૃદયની હતી; તેના જેવી પતિપરાયણ સ્ત્રી કદિ પણ કોઇના જોવામાં તથા સાંભળવામાં આવી નથી. તે પોતાના વિશુદ્ધ ચરિત્રમાં પતિપરાયણતાના ગુણની એવી તો પરાકાષ્ટા દેખાડી ગઇ છે, કે ઇશ્વરે માનવજાતિને પતિવ્રતા ધર્મનો ઉપદેશ આપવા માટેજ તેને ઉત્પન્ન કરી હતી એવું સ્પષ્ટ જણાય છે. તેના જેવી સર્વગુણસંપન્ન સ્ત્રી કોઇ પણ વેળાએ ભૂમંડળમાં જન્મી નથી, અને કદિ પણ કોઇ સ્ત્રીએ તેના જેવું દુ:ખ વેઠયું નથી." (પા. ૧૨૭).

**(૪) લખાણમાં પદબંધની ઉપર વિશેષ લક્ષ આપવું જોઇએ.** એક પછી એક આવતા શબ્દોની ચુંટણી એવી સીફતથી કરવી જોઇએ કે જેથી આખું વાકય વાંચતાં તે ચોકકસ પ્રકારની તાલવાળું માલૂમ પડે. સરખા વજનવાળા શબ્દો તથા વાકયો સાથે સાથે એકમેક સાથે ભેળાઇને આવ્યાથી શૈલી દીપી નિકળે છે. વાકયો લાબાં હોય તો અડચણ નથી, પણ કાનને કઠોર લાગે એવાં ન જોઇએ. સારાં પુસ્તકો વાંચ્યાથી પદબંધની મુશ્કેલ કળા પ્રાપ્ત કરી શકાય છે. તાલવાળાં એક નાનાં વાકયનો દાખલો નીચે ટાંકીશું :—

ભોળો ભીમ કાનનો કાચો, માથાનો ફરેલ ને રણનો શૂરો હતો.
(નર્મગદ્ય પા. ૮૩)

અંગ્રેજીમાં કહે છે કે Brevity is the soul of wit "સંક્ષેપ એ વિદ્વતાનું કેંદ્ર છે;" અર્થાત્ સંક્ષિપ્ત ભાષાથી લેખકની વિદ્વતા પ્રગટી

નિકળે છે. ટુંકામાં લખી ઘણું સમજાવવું એ કઠણ કામ છે અને તેમાં ઘણાજ થોડા લેખકો ફાવે છે. જેમકે

"એક વચનની હરિશ્ચંદ્ર, દાનેશ્વરી કર્ણ, પરદુઃખભંજક વિક્રમ અને વિદ્યાવિલાસી ભોજ એવા રાજ્યકર્તાઓએ પ્રજાના લક્ષણમાં ભારે અસર કરી હશે." (હરગોવિંદદાસ કાંટાવાળા—સંસાર સુધારો પા. ૭૯).

ઉપલા ફકરામાં દરેક રાજકર્તાના ખાસ ગુણોનું સંક્ષિપ્ત વર્ણન માત્ર એકેક શબ્દમાં સમાયલું છે.

શબ્દો તથા વાક્ય રચનામાં સુવર્ણતા યાને કાનને મધુર લાગે એવા અવાજ હોવા જોઇએ. નાનાં નાનાં પણ વજનદાર વાક્યો વાપર્યાથી શૈલી ભભકદાર બને છે. આવી શૈલી આપણે શામળભટના છપ્પામાં અનેક ઠેકાણે જોઇએ છીએ. જેમકે દુષ્ટ ચાલવાળી સ્ત્રીને માટે તે લખે છે:—

કૈંકે માર્યા કંથ, કૈંકે પરણ્યા પરહરિયા,
કૈંકે ઉંચ અમીર તજી, કિંકર વર કરિયા.
કૈંક કુટુંબ પરિવાર તજી ચિત્ત બીજે ચાલી,
કૈંક મહિપતિને મેલી, માનગી ગમતે મહાલી.
કૈંકે સાસુ નણંદ સંહારિયાં, માતપિતા મર્દન કર્યાં,
એ જીવતી જાત છે જક્ષણી, જોર જોરાવરનાં હર્યાં.

પદબંધની બાબત ધ્યાનમાં લેતાં યાદ રાખવું જોઇએ છે કે વાક્યરચના તથા અન્વયનો ભંગ થાય નહિ. નીચલાં ઉદાહરણમાં અન્વયનો ભંગ એક પ્રખ્યાત ગ્રંથકારે કર્યો છે, તે લગાર દિલગીરીભર્યું છે.

"સીતા સાસરે આવી ત્યારથી તેણે **એક દહાડો પણ માબાપની ખોટ** અનુભવી નહોતી. ખરેખર સીતા સઘળાઓને એવી પ્રિયપાત્ર હતી, અને તેનું અલૌકિક રૂપ તથા પવિત્રતાથી ઘરમાં એવી તો અપૂર્વ શ્રી થતી, કે દીવા સિવાય જેમ ઘરમાં અંધારૂં હોય છે, તેમ સીતાની ખોટ**થી તે મોટું મંદિર પણ શૂન્ય જણાતું હતું.**"

ઉપલા ફકરામાં કહ્યું છે કે સીતા સાસરે આવી ત્યારથી તે **હમેશ** સાસરેજ રહી હતી, સબબ કે સાસરે એક દહાડો પણ એવો ગયો ન હતો કે પોતાનાં માબાપની ખોટ તેને માલૂમ પડી. પછી તરતજ ગ્રંથકાર સીતાની સિફતમાં કહે છે, કે સીતાની ગેરહાજરીથી તે રાજમંદિર શૂન્ય જણાતું હતું. પરંતુ કર્તા ભૂલી ગયો છે, કે અદ્યાપિ એક પણ દિવસ સીતા સાસરેથી ગેરહાજર રહીજ નથી. વનવાસમાં જવાનો વખત તો હવે પછી આવવાનો છે. માટે સ્પષ્ટ દેખાય છે કે ગ્રંથકારે અન્વય ઉપર લક્ષ આપ્યું નથી.

અન્વયને અનુકૂળ ન થાય એવા શબ્દ વાપરવા નહિ. જેમકે સુવર્ણ મૃગ જોઇ સીતા રામને કહે છે કે :—

"આ અપૂર્વ મૃગ મારા મનને ખેંચી લે છે. તમે જો એને જીવતો પકડી આણી શકો તો હું ઘણીજ **આશ્ચર્ય** થઇશ......સ્વાર્થની ખાતર સ્વામીને લગાડવો એ સ્ત્રીઓને ખરાબ છે, પણ કહું છું કે એ જંતુનું શરીર જોઇને હું ઘણીજ આશ્ચર્ય પામી છું."

સુવર્ણ મૃગને જોઇનેજ સીતા આશ્ચર્ય પામી હતી, ત્યારે તેને પકડી આણવાથી તેણી "ઘણીજ ખુશી" થશે આમ લખવું જોઇએ; ગ્રંથકારે "આશ્ચર્ય થઇશ" શબ્દો વાપર્યાં છે તેનો અર્થ તો આ થાય કે રામ તે મૃગને આણવા અશક્ત હોવાથી જો તેને તે આણે તો સીતા આશ્ચર્ય પામે. રામને માટે સીતા આવો વિચાર ધરાવે એ યોગ્ય નથી.

(૫) **વાક્યરચનામાં પુનરુક્તિ** (tautology) **અથવા શબ્દાતિશય** (pleonasm) **કોઇભી રીતે ઇચ્છવાજોગ નથી.** તેજ વિચાર અથવા તેજ શબ્દો પાછા પાછા બોલવાથી અથવા લખવાથી ભાષણ કે લખાણ નબળું પડી જાય છે.

બીનજરૂરના શબ્દો પણ વાપરવા નહિ; જેમકે "મેં આંખે જોયું." અત્રે "આંખે" શબ્દની જરૂર નથી. પણ અગરજો ભાર મેલી બોલવું હોય તો આમ કહેવું ખોટું નથી કે "મેં મારી પોતાની આંખે જોયું; મને ખોટા શું પાડો છો?"

જાં. એ. મરજબાન કૃત "જીલુ ગોરાણી" નામની નવલકથામાં લખ્યું છે કે :—"મારા દોસ્ત મધનલાલ વકીલ જે આપણા સરકારી વકીલ છે, તેમને **મોહોડે મોહોડું બોલતાં** મેં મારે **કાનેકાન સાંભળ્યા.**" (પા. ૧૫).

"મુવો તું, બેસ અહિં ને તારે **મોહતે મર**" (તેજ પા. ૩૨).

છેલ્લા બે ફકરામાં પુનરુક્તિ દોષ નથી; ઉલટું તેથી ભાષણ વજનદાર બન્યું છે.

અલબતાં લખાણને વજનવાળું બનાવવા તેજ અર્થવાળા પણ જુદા શબ્દો લખ્યા હોય તો કાંઇ અડચણ નથી. દાખલા તરીકે કરસનદાસ મુલજી "નીતિવચન" માં કહે છે :—"ઇશ્વરે આ જગત્ ચલાવવાને **ચોક્કસ નિયમો** તથા **મુકરર કાયદા** બાંધ્યા છે." એજ પ્રમાણે કેખશરૂ કાબ્રાજી લખે છે—"છોકરાં સંબંધી તેની, સઘળી **ચોંપ** અને **ચોકાશી, તકેદારી** અને **ખબરદારી, સંભાળ** અને **જતન** એટલામાંજ અટકી હતી." (દીનો અહીં પા. ૬૪). ઈ. સ. દેસાઇના "દિલ્લી-

પર હલ્લો" માં ગાંદ્રી ઓ રોષમાં મહારાજાને કહે છે :—"જરાતો લજ્જા કરો, જરાતો શરમાવો." (પા. ૭).

કેટલીક વખતે પુનરુકિત ઉપરાંત ખોટા શબ્દો પણ વપરાય છે. જેમકે :—

"પેલા ગદાધરે જોશીનાં અંગ ઉપરજ હાથ ઉઠાવ્યો, **વગર મફતમાં,** **કાંઈજ કારણ વિના.**"

ઉપલા ફકરામાં "વગર" શબ્દ ખોટી રીતે દાખલ થયલો છે.

ઘણેક ઠેકાણે એક શબ્દની પછી ઉપસર્ગ સાથનો તેજ શબ્દ પાછો આવે છે ત્યાં પુનરુકિતનો દોષ નથી. જેમકે—ચિત્રવિચિત્ર, ગતિ—અવગતિ, શાખા પ્રતિશાખા, રૂપસુરૂપ, ન્યાય—અન્યાય. આ દરેક સમાસોમાં બન્ને શબ્દો છે અને તેના અર્થો જુદા છે. "પ્રસંગ પ્રસંગ પ્રમાણે," "ઠેકઠેકાણે," "રોજ રોજ" આદિ શબ્દો જુદાપણું બતાવે છે માટે પુનરુકિત નથી.

કેટલીક જગ્યાએ વાકય રચનામાં જોર, જોમ, તથા જોસ લાવવા કાજે તેજ શબ્દ ચોકકસ અંતરે વાપરવામાં આવે છે. જેમકે :—

કોઇ તનદુ**:ખિયા,** કોઇ ધનદુ**:ખિયા,** અન્નદુ**:ખિયા** રહે અભાગી.
**પર**મૂલક, **પર**દેશ કે **પર**ધરતી **પર**ધામ,
જ્યાં દેખે મુજ જેવડી, ત્યાં ન ઘાલીશ હામ.
(શામળભટ—બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ પા. ૩૯૧)

હાવાં તો હરિને **ભજોરે ભજોરે,** મન હાવાં તો હરીને ભજો,
ચાવીને કુચો કર્યો તે સંસાર સુખ હાવાં, એહમાં નથીરે **મઝોરે મઝોરે** !
(દયારામ—નીતિ ભકિત પા. ૨૫૫).

કોઇક વખતે તેજ શબ્દ બે વખત વપરાય છે, પણ જુદા જુદા વાકયોને લાગુ પડવાથી પુનરુકિત થતી નથી. જેમકે :—

એક **નહીં, નહીં** ઉપાય કોઇ બીજા. (દયારામ—નીતિભકિત પા. ૨૬૬).
જેમ દીપક તે **વન્હિ, વન્હિ** દીપક નહિં દોએ (=બે).
(અખાકૃત અનુભવ બિંદુ—બૃહત્ કાવ્ય દોહન ભાગ ૨ પા. ૩૩૧).

જ્યારે શબ્દો પાછા આવ્યાને લીધે "ખરો," "ખચિત," આદિ અર્થ ઉઠે છે, ત્યારે પણ પુનરુકિત ગણાય નહિ. જેમકે :—

કુલક્ષણથી શીથળ પડ્યો **પુરૂષ પુરૂષ** થાય,
પણ ષંદલ (=નામર્દ) મરદ હોય ન કદા, સોમણુ પારો ખાય.
(દયારામ—નીતિભકિત પા. ૨૬૬).

હકેથી લઇએ ને હકેથી દઇએ, હકનું હજમે થાય,
અણહકનો આનો આવે તો ઉલટી બરકત જાય.
ઉલટી બરકત જાય તે કમાણી, દુધનું દુધ ને પાણીનું પાણી.
(કવિ ગોવિંદરામકૃત ઉપદેશ વિષે કાવ્ય બૃ. કા. દો. ભાગ ૨ પા. ૮૨૩).

કેટલાક લેખકો એકજ શબ્દ ત્રણ અથવા ચાર વખત વાપરે છે, ત્યાં તેઓની મકસદ મજબૂત અસર કરવાની હોય છે, અથવા ચોકકસ પ્રકારના અવાજનો ખ્યાલ આપવાની હોય છે. દાખલા તરીકે:—

ઉદ્યમ, ઉદ્યમ, ઉદ્યમ અતી, ઉદ્યમ શ્રેષ્ટ ને કર્મજ રતી.
(સામળભટ--ઉદ્યમકર્મસંવાદ—બૃહત્ કાવ્ય દોહન પા. ૩૬૮).
નાચે કંચની **થન થન થન થન**, ગાતી મનહર મધુરા રાગ.
(મલબારી—સંસારિકા પા. ૬૩).

**(૬) ગુજરાતી, સંસ્કૃત, ફારસી, ઇંગ્રેજી આદિ પુસ્તકોમાંના ઉતારા (Quotations) યોગ્ય તથા બાબતને લાગુ પડે એવા હોવા જોઇએ.** લેખકે યાદ રાખવું કે આવા ઉતારા આપવાની મકસદ પોતાના વિચારોને ટેકો આપવાની છે; નહિ કે પોતાનાં ઓહોળાં વાંચનનું ભંડોળ દેખાડી આપવાની અથવા પારકાં લખાણોથી પોતાનાં ગ્રંથનું ભરણું ભરવાની. "મૅકૉલે" જેવો વિદ્વાન કહી ગયો છે કે બીજાનાં પુસ્તકોમાંથી અવતરણો ઉતારી લેવાં, એ અલ્પજ્ઞાનની આગાહી છે. અલ્પજ્ઞાની લેખકોજ બીજાના ઉતારાઓ ઉપર આધાર રાખે છે. અલબત પોતાના મતને પુષ્ટિ આપવા પ્રસંગોપાત ઉતારા આપવામાં અડચણ નથી. પરંતુ ડગલે ને પગલે અવતરણ કર્યાથી લેખકમાં રામ નથી એમ સહજ સમજાઇ આવે છે. નર્મદાશંકર, દલપતરામ, ગોવર્ધનરામ ત્રિપાઠી, રણછોડભાઇ દયારામ, મહીપતરામ રૂપરામ, હરગોવિંદદાસ કાંટાવાળા નારાયણ હેમચંદ્ર, શોરાબજી દેશાઇ આદિ લેખકોએ ઘણેક ઠેકાણે સંસ્કૃત પુસ્તકોમાંથી યોગ્ય ઉતારાઓ ટાંકયા છે, તેથી તેમનું લખાણ તેજી તથા વજનદાર બન્યું છે, એમાં શક નથી. કવિ દલપતરામ ડાહ્યાભાઇ "દૈવત દર્પણ" માં ઠગારા જોશીઓ લોકોને ધૂતે છે તે વિષે નીચલો શ્લોક ટાંકે છે:—

गणिकागणकौ समानशीलौ, निजपंचांगनिदर्शकावुभौ ।
अधमोत्तमयोः प्रकाशतुल्यौर्विधिना वित्तहरौ विनिर्मितौ ॥

અર્થ—વેશ્યા અને જોશી એ બંને સરખા સ્વભાવનાં હોય છે. તેઓ બંને પંચાંગ દેખાડે છે.....વેશ્યા તરસા માણસોની કામના પૂરી

કરીને તેમનું ધન ધૂતે છે, અને જોશી સારા માણસોની કામના પૂરી કરીને તેમનું ધન ધૂતે છે. એ બંનેને દૈવે ધન ધૂતવા સરજેલાં છે.

અવતરણનો તરજુમો આપતી વેળા સાધારણ નિયમ આ રાખવો જોઇએ છે કે શબ્દશઃ અર્થ આપવાની જરૂર નથી; પણ ઝટ સમજી શકાય એવી રીતે અર્થ અથવા સાર આપવો. જેમકે સંતોષ વિષે મહીપતરામ રૂપરામ "સિદ્ધરાજ જયસિંહમાં" નીચલો શ્લોક ટાંકે છે :—

सर्पाः पिबन्ति पवनं न च दुर्बलास्ते शुष्कैस्तृणैर्वनगजा बलिनो भवन्ति।
कन्दैः फलैर्मुनिवराः क्षपयन्ति कालं संतोष एव पुरुषस्य परं निधानं॥

"સાપ વાયુ ભક્ષણ કરીને રહે છે, તોપણ દુર્બળ થતો નથી. અરણ્યમાં હાથી શુષ્ક તૃણપર જીવી બલાઢ્ય થાય છે. મુનીજન કંદમૂળ ને ફળ જમીને સુખમાં દિવસ કાઢે છે. માટે સંતોષ એજ પુરૂષને પરમ સુખનું કારણ છે."

હરગોવિંદદાસ કાંટાવાળા પોતાનાં પુસ્તક "સંસાર સુધારા" માં (પા. ૨૩) એક વાકય નર્મદાશંકરનાં કાવ્ય ઉપરથી યોગ્ય સ્થાને ઉતારી લે છે તે નીચલા ફકરા ઉપરથી જણાશે :—

"જે સુધારકો વધારે આગળ પડતા હિંમતવાન અને સાહસિક હતા, તેમણે **યાહોમ કરીને પડો, ફતેહ છે આગે,** એ ધોરણે સુધારાનો ઝુંડો પકડી જે જે ખરાબ લાગ્યું તેને એકદમ તોડી પાડવાનો પ્રયત્ન કર્યો."

(૭) આપણે ઉપર **સ્પષ્ટતા**ના નિયમ વિષે વિવેચન કર્યું છે, તેના વધારા તરીકેનો એક નિયમ આ છે, કે **હરેક માણસ કે વસ્તુનાં જાણીતાં નામો આપવાં; આસપાસના સંજોગો ઉપરથી કલ્પી કાઢેલાં નામો બહુધા વાપરવાં નહિ.** જેમકે "જામે જમશેદ" ને બદલે "જમશેદનું પ્યાલું" આમ લખવું બરાબર નથી; કેમકે તેનો **અર્થ** ઝટ સમજાઇ શકાતો નથી. એજ પ્રમાણે "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" ને "**એશીઆનો** નેતા," અથવા જ. ન. પીટીટને "મારી મજેહના **કર્તા**" **આમ કહેવું** ગુંચવણકારક છે.

શેહેરો વગેરેનાં પુરાતન નામો આપી સાથે સાથે હાલનાં નામો કંસમાં કે ટિપ્પણમાં આપવાં, એ ઉપલા નિયમને અનુસરતું જ છે. નર્મદાશંકર તથા બીજા ગ્રંથકારોએ આ નિયમ બરાબર પાળ્યો છે. જેમકે, સ્તંભતીર્થ (ખંભાત), શ્રીનગર (અમદાવાદ), મગધ (બહાર પ્રાંત). (નર્મગદ્ય પા. ૪૪, ૪૭, ૭૩).

સૂર્યપુર (સુરત), ભૃગુકચ્છ (ભરૂચ). (કરણઘેલો પા. ૧૦, ૧૨, ૧૩).

(૮) **સ્પષ્ટતાના** નિયમનો બીજો વધારો આ છે કે **શબ્દો તથા શબ્દરચના યથાર્થ જોઇએ, યાને લેખકે જે અર્થ પોતાના મનમાં ધાર્યો હોય તેજ રજુ થવો જોઇએ.** દાખલા તરીકે "રામો ગોવિંદને મળવા આવ્યો, કારણ કે તે બહારગામ જવાનો હતો;" આ વાકયમાં "તે" તે કોણ, રામો કે ગોવિંદ, એ સ્પષ્ટ જણાતું નથી. માટે આમ લખવું "રામો જે બહારગામ જવાનો હતો તે ગોવિંદને મળવા આવ્યો," અથવા "ગોવિંદ જે બહારગામ જવાનો હતો તેને મળવા રામો આવ્યો."

"તેણે ઝાડો લીધો," આ વાકયના બે અર્થ થાય છે, એક આ કે તેણે ઝાડુવાળા અથવા મેહેતરનું કામ કીધું, અને બીજો આ કે તેની પાસે કાંઇ છે કે તેની શોધ કીધી.

ઘણીક વખતે રમુજી ટુચકાઓમાં અસ્પષ્ટ ભાષાનો લાભ લઇ ગમત આપવામાં આવે છે. જેમકે માળ ઉપર રહેનાર શેઠે પોતાના નોકરને કહ્યું કે "કચરો જોઇને નાંખજે." આ સાંભળી એક રાહદારીને આવતો જોઇ નોકરે કચરો પેલા રાહદારીના શરીરપરજ નાંખ્યો. રાહદારીએ બૂમ પાડી, તેથી શેઠ નોકર ઉપર ગુસ્સે થયા. આ ઉપરથી નોકરે પોતાના બચાવમાં કહ્યું "શેઠજી, તમેજ કહ્યું હતું, કે કચરો જોઇને નાંખજે. તેથી પેલા રાહદારીને આવતો જોઇનેજ મેં કચરો નાંખ્યો. એમાં ખોટું મેં શું કીધું?"

જોશીઓ તથા ભવિષ્યવાદિઓ મુખ્યત્વે કરીને દ્વિ-અર્થી ભાષા વાપરે છે, કે જેથી ખોટા પડવાનો સંભવ રહે નહિ. કવિ દલપતરામનાં દૈવજ્ઞદર્પણમાં (પા. ૨૨) નીચલું ઉદાહરણ જડે છે:—

"એક રાણીને પ્રસવ થવાનો હતો; ત્યારે જોશીને પુછ્યું કે આને પુત્ર અવતરશે કે પુત્રી? જોશીએ પ્રશ્ન જોઇને એક ચીઠી લખી ગુંદરે બીડીને આપી અને કહ્યું કે પ્રસવ થયા પછી આ ચીઠી ઉઘાડીને વાંચજો; અમારૂં લખેલું કદી જૂઠું પડે નહિ. પછી તે રાજાએ ચીઠી રાખી મૂકી: અને રાણીને પુત્રીનો પ્રસવ થયો તે પછી ચીઠી ઉઘાડીને વાંચી, તો તેમાં લખ્યું હતું કે पुत्रो न पुत्री. તેમાંથી એવો અર્થ નિકળ્યો કે દીકરો નહિ, પણ દીકરી અવતરશે. પણ જો દીકરો અવતર્યો હોત તો જોશી તેમાંથી એવો અર્થ કાઢત કે દીકરો અવતરશે, દીકરી નહિ."

(૯) **લાંબા કઠણ સમાસો વાપરવા નહિ.** રણછોડભાઇ ઉદયરામ, નારાયણ હેમચંદ્ર, અરદેશર ખબરદાર આદિ ગ્રંથકારોની ભાષા

સરળ નકલ કરવા જોગ છે. પરંતુ કેથે કેથે એમણે હશ્ચરા સમાસો બનાવી દીધા છે, તે દોષમુકત ગણાય નહિ. ખબરદારે નીચલા લાંબા સમાસો વાપર્યા છે :—"જગસિંધુતટ, નિત્યવસંતસુગંધ, પુણ્યપ્રભાભર, પુણ્યવિલાસગૃહ, જગધમસાણુ, દિવ્યમધુગાન, નવલરસહિંડોળે."

રણછોડભાઇએ લાંબા તથા કઠણ સમાસો વાપર્યા છે, તેમાના થોડાક ઉદાહરણાર્થે નીચે આપ્યા છે. "સંધ્યામંગળદીપિકા, વિઘ્નિતસુખસમાગમ; કટિપશ્ચાતભાગ, સબાહ્યાન્તરાત્મા, આયુધકવચધર, રંગભોગસ્થાન, મનોરથલબ્ધપ્રિયસમાગમસુખ." (વિક્રમોવર્શી પા. ૫૯...).

નારાયણ હેમચંદ્રે કઠણ સમાસો વાપર્યા છે, તેમાંના કેટલાક નીચે આપ્યા છે :—"નીલાંબરસંચારી, કૃષ્ણોજવલભુજંગ, આંતરવિસ્તારનીલાંબુમંડલ, સુવર્ણખચિતવસનભૂષિત, સાગરવારિબિંદુસંસ્પૃષ્ટમલયાનિલ, ભવાનીભકિતભાવવિમોહિતા, નવકાદંબિનીસન્નિભસ્વરૂપ."

નરસિંહભાઇ પટેલકૃત "જીવન પ્રભાત" માં નીચલા શબ્દો છે :—"રાજવિદ્રોહાચરણ, કિંકર્તવ્યમૂઢ, વિસ્મયોત્ફુલ્લલોચન, ઉદ્વેગગદ્ગદ્સ્વરે, ભ્રમરવિનિંદિતનયન."

આવા સમાસોથી ભાષા ક્લિષ્ટ તથા ગર્વા બને છે; તથા સાધારણ સમજશકિતવાળા વાચક વર્ગને ભડકાવી મેળે છે.

(૧૦) **નિબંધ આદિ ગંભીર લખાણોમાં સંલાપોચિતા શૈલી** યાને વાતચિતની ભાષા (colloquial Style) **નો ઉપયોગ કરવો નહિ.** પરંતુ નવલકથા નાટક આદિમાં બોલવાની ભાષાનો ઉપયોગ અવશ્યજ છે. દાખલા તરીકે કોઇક નિબંધમાં આમ લખીએ કે "હદબહાર દારૂ પીવો નુકસાનકારક છે," તો તે દોષરહિત શૈલી છે. પણ જો આમ લખીએ, કે "બાની બાટલીનું માથું ભાંજી ગટાવી દીધાથી સાતરેસાતનો હશાબ સમજવો," તો તે વિચિત્ર તથા નિંદ્ય ગણાય.

(૧૧) **અશ્લીલ** (Slang) **ભાષાનો ઉપયોગ કરવો નહિ.** નીચલા શબ્દો તથા વાકયો અશ્લીલ ભાષાના છે :—

જશોદા; કરસેવજ; હાંડા માસ્તર; તે ગટર બોલ્યો; એ શું ભસી મરે છે; એને ઝાડુ મારો. કેટલાક જાણીતા કવિઓ પણ આ દોષથી મુકત રહ્યા નથી. જેમકે કવિ કૃષ્ણરામ "કળિકાળ" નાં વર્ણનમાં એક ઠેકાણે લખે છે :—"મુખમાંહેથી નિત્ય, મંમો ચચ્ચો ભાખે."

(દલપતરામ કૃત કાવ્ય દોહન પા. ૧૧૧).

**(૧૨) પરભાષાના શબ્દો બનતાં સુધી વાપરવા નહિ, સિવાય કે તે ભાષામાં પરિચિત થઈ ગયા હોય.** * "આગગાડી" ને બદલે "ટ્રેન" બોલવું નહિ; "ખલાસી" ને બદલે "સેલર" લખવાની જરૂર નથી; "છત્રી" ને બદલે "અમબ્રેલા" શબ્દ વાપરવો યોગ્ય નથી. બીજા હાથ ઉપર પરભાષાના શબ્દો જે પરિચયમાં ભળી ગયા હોય અને સહજ સમજી શકાતા હોય તેને બદલે ન સમજી શકાય એવા કૃત્રિમ ગુજરાતી શબ્દો વાપરવા નહિ. "કૉલેજને" બદલે "વિદ્યોત્તેજકાલય" બોલતાં જડબું દુ:ખી આવે છે. "ટેબલ" શબ્દ ઝટ સમજી શકાય છે, પણ તેને બદલે "લેખનપીઠ" બોલીએ, તો અર્થ સમજી શકાતો નથી. "શેરહોલ્ડર" ને બદલે "ભાગસ્વામિ" શબ્દ બહુ કઠણ ગણાય. "સરટીફીકેટને" બદલે "પ્રમાણપત્ર" લખીએ તો મકસદ તુરત સમજાતી નથી.

"ગવર્નમેંટ ગૅઝેટ" ને બદલે "આજ્ઞાપત્રિકા," "યુનિવર્સિટિ" ને બદલે "શારદાપીઠ" અથવા "વિશ્વવિદ્યાલય," "વૉલંનટીઅર" ને બદલે "સ્વયંસેવક," "ટીકૅટ" (ટીકિટ) ને બદલે "મૂલ્યપત્રિકા," "સ્ટૅશન" ને બદલે "અગ્નિરથસ્થાપનસ્થલ," "ટેબલ" ને બદલે "લેખિનીનૃત્યાલય" આદિ સહેલાઈથી ન સમજાય એવા શબ્દો વાપર્યાથી પારસી લેખકો વારંવાર છેડાઈ પડે છે તે ખોટું નથી. વળી "સોલજર," "કોટ," "બુટ," ને બદલે "સીપાઈ," "અંગરખુ," "જોડા" વગેરે લખીએ તો જુદોજ અર્થ થાય છે; માટે તેજ શબ્દો લખવા જોઈએ.

**(૧૩) સંકર સમાસો બનતા સુધી વાપરવા નહિ; તેમજ નહિ સમજાય એવા નવા શબ્દો જોડી કાઢવા નહિ; તથા ખોટી રીતે જોડી કાઢેલા શબ્દો વાપરવા નહિ.**

"એલમ–આલય," "ખાતરીદાયક," "ફરેબકારક," "સેલરગૃહ" આદિ સંકર સમાસો છે: યાને કે જુદી જુદી ભાષાના શબ્દો સાથે આવી સમાસ બને છે, પણ તે કાનને બહુજ કઠોર ભાસે છે. તોપણ "કરજગ્રસ્ત," "લૂણહરામ," "કમભાગ્ય," "અંદાજપત્રક," "હાજરીપત્રક," "આગબોટ," "રેલગાડી," પત્થરપેન," "સીસાપેન," "સત્કારકમિટિ," "મારગેજ ખત" વગેરે સમાસો ભાષામાં ભળી ગયેલા છે.

---

* ફારસી, તુર્કી, પોર્ટુગીઝ તથા ઇંગ્રેજી શબ્દો ગુજરાતી ભાષામાં ભળી ગયા છે, તેનાં ઉદાહરણો હરગોવિંદદાસ કાંટાવાળાએ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદમાં પોતાનાં ભાષણમાં ટાંકયા, છે તેનો હવાલો આપવો બસ છે.)

નીચલા શબ્દો નહિ સમજાય એવા છે, માટે તેનો ઉપયોગ કરવો નહિઃ—દીર્ઘસૂત્રી (=ડાહ્યો), આકલનશક્તિ, દૃષ્ટિદોષ (=નજરનો વેહેમ) વગેરે.

ખોટી રીતે અથવા વ્યાકરણ વિરૂદ્ધ જોડી કાઢેલા શબ્દો અનિષ્ટ ગણાય છે. જેમકે :—

"ગાંભિર્યતા, ચાપલ્યતા, દિલપઝીરતા, ઔદાર્યતા, સાવધગીરી, ભોગદારી, વીરત્વતા, જુદાપો (જુદાઇને બદલે), ગામડયન, શ્રીમંતદાર, ઐક્યત્વતાપણું, વિદ્વાનતા, નિધડક, સ્વસૂઝ, ત્રિનેત્રી, આશ્રયદા, વિચિત્રદર્શી.

(૧૪) **અસત્ય શબ્દપ્રયોગો કરવા નહિ;** યાને શબ્દો વચ્ચેનો સંબંધ વ્યાકરણ વિરૂદ્ધ ન જોઇએ. જેમકે :—

"પ્રાધાન્ય નાયિકા" ("પ્રધાન નાયિકા" ને બદલે); વાણીમય વનિતા ("વાચાળ વનિતા" ને બદલે); તેણે પોતાનું ઉપરીપણું વિસ્તાર કીધું ("તેણે પોતાનાં ઉપરીપણાંનો વિસ્તાર વધાર્યો" ને બદલે); તેનો નાટક નજરને તટસ્થ થશે, ("તેનો આ પ્રકરનો નાટક જોનારને તટસ્થ બનાવશે" ને બદલે); વાએલ તથા અવિચારીપણામાં ("વાએલપણામાં તથા અવિચારીપણામાં" ને બદલે). ઘણાક પારસીઓ "અવારનવાર" શબ્દ વાપરે છે, તે ખરી રીતે તો "વારંવાર" શબ્દનો ભ્રષ્ટ આકાર છે, પણ જરાક જૂદો અર્થ ધરાવે છે. કેટલાક પારસી લેખકો ખોટા ક્રિયાપદો વાપરે છે. જેમકે "વેલાત જઇ તેણે શો કાંદો કાઢયો" (ને બદલે "કાંદો કાપ્યો" લખે છે. "ખરચ કરવામાં તેણે પાછી પાની કાઢી નહિ" (ને બદલે "કીધી નહિ") લખે છે તે બરાબર નથી. (જુઓ હરગોવિંદદાસ કાંટાવાળાની બે બેહેનો પા. ૧૭૦, ૧૭૫). ભવાનીશંકર નૃસિંહરામે એક ઠેકાણે લખ્યું છે કે "ગાંધી, કદીએ પાછીપાની ભરતા નહિ." (કુંવારી કન્યા પા. ૧૫).

(૧૪) **પરભાષામાંથી તરજુમો કરતાં તે ભાષાની રૂઢિને ગુજરાતી ભાષાની રૂઢિ સાથે અયોગ્ય રીતે ભેળી નાંખવી નહિ.** નીચલા તરજુમા બરાબર નથી :—

Twilight sleep=સંધ્યામય જેવી સુષુપ્તિ.

English language=આંગ્લ ભાષા.

નીચલા તરજુમા યોગ્ય છે :—

Full many a flower is born to blush unseen and waste its sweetness in the desert air નો તરજુમો નર્મગદ્યમાં (પા. ૩૩) નીચે પ્રમાણે આપ્યો છે.

ઉગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય,
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખિલી ખરી જાય.

Where there is will there is way=તમે ઇચ્છા દેખાડો એટલે રસ્તા પોતાની મેળેજ સૂજ પડશે. (નર્મગદ્ય પા. ૯૨).

From fire pan into fire=તે હોલામાંથી બચવા જતાં ચુલામાં પડે છે. (કરણઘેલો પા. ૨૦૨).

Fools rush in, where angels fear to tread=
ધસી જાય મુરખ ત્યાં બેધડક, ફરેસ્તા અચકે જ્યાં મેલવાને પગ.
(જ. ન. પીટીટ—મારી મજેહ પા. ૯૭).

(૧૫) **ઘણીક વખતે બે, ત્રણ અથવા વધુ શબ્દો સીલસાબંધ આવે છે, તેનો અનુક્રમ જાળવી રાખવો જોઇએ છે.** જેમકે:— અસ્તવ્યસ્ત, જરાતરા, જળવજળ, કાણુંકુબડું, લલુલંગડુ, નીતિરીતિ, નવોસવો, ચૂર્ણવિચૂર્ણ, કર્તાહર્તા, પૂછપાછ, ભાવેકભાવે, ગટરપટર, પડ્યાપાથર્યા, ઉપરાઉપરી, પરાર્થપરમાર્થ, ઉંચકાઇઉંફણાઇ, ખાનપાન, ગાનતાન, મોજમજાહ, બાધાઆખડી, જપજાપ, છુમંત્ર, દોરાધાગા, નોકરીચાકરી, રહેણીકહેણી, નાતજાત, થાકીપાકી, બળીઝળી, ઠાઠમાઠ, સગાંસહોદર, સગાંસાગવાં, વાતચિત, રીતભાત, ટાણેટચકે, સંકલ્પવિકલ્પ, યુક્તિપ્રયુક્તિ, વારતહેવાર, ભરણપોષણ, કાવાદાવા, પાણીછાણી, તજ્યુંતાવ્યું, ખરચખુટણ, મેહેણાંટૂણાં, કજ્યોકંકાસ, આધિવ્યાધિઉપાધિ, પ્રેમશૌર્ય-ઔદાર્ય, કર્તાભર્તાહર્તા, તનમનધન, ખાનપાનગાન, ગવૈયાભવૈયા બજૈયા, તન મન ધન જીવન, દેશ વિદેશ ગામ ઉપગામ.

ઉપલામાંના થોડાક શબ્દો વાકયોમાં કેવી રીતે વપરાયા છે તે નીચે જણાશે.

દેશની સમૃદ્ધિ અસ્તવ્યસ્ત થઇ ગઇ. (નર્મગદ્ય પા. ૯).
આઠ મહિનાની જરાતરા ઘુંટણીઆં તાણતી છોકરી. (તેજ પા. ૯).
જળવજળ દહાડો રહ્યો હતો (કરણઘેલો પા. ૧૮૨).
શ્રીમંતો પણ ભાવેકભાવે મદદમાં છે. (નર્મગદ્ય પા. ૨૭).
ગટરપટર બોલવું—પડયા પાથર્યા રહેવું. (તેજ ૩૮, ૪૧).
તે છોકરી ઇતરાટમાં ઉંચકાઇ ઉંફણાઈ ગઇ નહિ. (બ. ન. કાબ્રાજી બેદીલ કે બેવફા પા. ૫૬).
ખાન પાન ગાન કરો રંગ રમો ચૂહાઇ. (નર્મકવિતા પા. ૧૩૨).
તન મન ધન જીવન વ્હાલાપરથી વારી નાંખે. (દયારામનું કાવ્ય પા. ૨૨૨).

(૧૬) **એકરીતિસેવન** (mannerism) **સારૂં નથી.** ચોક્કસ પ્રકારનાં વાક્યો અથવા શબ્દો વારંવાર વાપરવાની કેટલાક લેખકોને ટેવ પડેલી હોય છે, તેને એકરીતિ સેવન કહે છે. પણ તેથી વાચકવર્ગ ઉપર માઠી અસર થાય છે. નર્મદાશંકરને "થોડુંક" તથા "હવે" શબ્દો અહિંતહિં વાપરવાની ટેવ હતી. જેમકે નર્મગદ્યમાં—"માટે હવે એ વિષે થોડુંક" (પા. ૮૬); "હવે એમાના (રામાયણના) પાત્રજન સંબંધી થોડુંએક" (પા. ૧૫૭); "છેલ્લું થોડુંએક" (પા. ૧૨૪); "હવે પુનર્જન્મ વિષે" (પા. ૧૦૪).

**સારાંશ**—ઉપલા નિયમોનો સારાંશ આ છે, કે હરેક લખાણમાં **માધુર્ય**, **ઓજસ્ અને પ્રસાદ** એવા ગુણો હોવા જોઇએ. લખાણમાંથી કઠોરપણું નિકળી જઇ મનને આનંદ થાય એવા ગુણને "માધુર્ય" કહે છે. જેથી મનમાં જુસ્સો ઉત્પન્ન થાય તથા દિલમાં જાણે અગ્નિ પ્રદીપ્ત થાય તેને "ઓજો ગુણ" કહે છે. અર્થ સ્પષ્ટ હોઇ તરત સમજાય, એવા ગુણને "પ્રસાદ" કહે છે.

હરેક લખાણ નીચલા દોષોથી મુક્ત રહેવું જોઇએ—(૧) શ્રુતિકટુત્વ-દોષ યાને કાનને કઠોર લાગે એવા શબ્દો, પદો કે વાક્યો લખવાં નહિ. (૨) ચ્યુતસંસ્કૃતિદોષ, એટલે શબ્દશાસ્ત્રના તથા વ્યાકરણના નિયમોનો ભંગ કરવો નહિ. (૩) અશ્લીલતા દોષ, યાને ગ્રામ્ય, પ્રચલિત નહિ એવાં, સંદેહ ઉપજાવે એવાં તથા કેળવાયલા વર્ગને ન રુચે એવાં શબ્દો, વાક્યો કે પદો વાપરવાં નહિ. (૪) ક્રમભંગદોષ યાને જે રચનાથી વર્ણનો, આખ્યાનો વગેરે આરંભ્યાં હોય, તે રચના તજી દઇ બીજીનો આધાર પકડવો નહિ. (૫) ક્લિષ્ટતાદોષ એટલે ગુંચવણભરેલી રચના વાપરવી નહિ. (૬) પુનરુક્તિદોષ—એકના એક શબ્દો વાક્યો વગેરે પ્રયોજન વિના વાપરવાં નહિ. (૭) પુષ્ટિવિરોધ એટલે અર્થને પુષ્ટિ ન મળે એવા શબ્દો વિશેષણો અવ્યયો આદિ વાપરવાં નહિ.

(૧૭) હિંદુ તથા પારસી લેખકોનાં લખાણોમાં કેટલાક શબ્દોની જાતિની બાબતમાં તથા શબ્દોના આકાર વગેરેની બાબતમાં ફરક પડે છે ત્યાં **મોટે ભાગે** હિંદુમત પ્રમાણે ચાલવું, જોકે હિંદુઓમાં પણ અહિં-તહિં ઘણો મતફેર જડી આવે છે. દાખલા :—

મારો મત* એવો છે (સમાલોચક); રાજાઓનો ધર્મમત બદલાયાથી (નર્મગદ્ય પા. ૬૦). કશી વાતનો ખરે ખરો મત (=વિચાર) (ભુખણની

* કરીમઅલી નાનજીઆણી "કવેન્ટીન ડરવાર્ડ" માં લખે છે. "પણ મારૂં મત એવું છે." (પા. ૮૯) અત્રે "મત" શબ્દ નાન્યતર જાતિમાં વાપર્યો છે, તે સંસ્કૃત પ્રમાણે ખોટો નથી.

કવિતા—કાવ્ય દોહન પા. ૧૦૧). સંસારમાં દીઠું સાર (પ્રેમાનંદ—કાવ્ય દોહન પા. ૧૫૦). પોતાનું આવરદા (નર્મગદ્ય પા. ૧૦); મારૂં આવરદા (નર્મદાશંકરકૃત રામજાનકી દર્શક નાટક પા. ૬૪); મારો આવરદા કેટલો છે. (દલપતરામ કૃત દૈવજ્ઞદર્પણ પા. ૨૫); જમાઇની આવરદા લાંબી છે (તેજ પા. ૧૬); ઘણી આવરદા ગાળી હતી (ભવાનીશંકર નૃસિંહ—રામકુંવારી કન્યા પા. ૧૬). દરબાર ભરવા લાગ્યું. (કરણ ઘેલો પા. ૧૩૧); દરબાર ભરાયું (સિદ્ધરાજ જયસિંહ પા. ૪૧). જુનું ઓળખાણ હતું. (સરસ્વતી ચંદ્ર ભા. ૧ પા. ૨૭). ટપાળ આવી (તેજ પા. ૮૩). એમની લાગવગ વધારે છે. (તેજ પા. ૧૪૩). ભૂત ભરાયું (તેજ પા. ૨૭૬). મોટા બજાર (સિદ્ધરાજ જયસિંહ પા. ૪૧). દરિયો ડોળીને (કુંવારી કન્યા પા. ૧૩૭.)

ભુતકૃદંતના બે આકારો જડે છે; જેમકે ભણેલો તથા ભણેલ. પહેલો આકાર ક્રિયાપદ સાથે વાપરવો તથા બીજો આકાર નામ તરીકે અથવા વિશેષણ તરીકે વાપરવો. દાખલા :—

તેણે અભ્યાસ કરેલો નહિ (નર્મગદ્ય પા. ૪૧). એજ પ્રમાણે ભરેલો, લીધેલો, પરણેલો, ગયેલો, પડેલું, (નર્મગદ્ય પા. ૩૭, ૨૨૮, ૪૧, ૧૬૮, ૧૦૨). તેનું શરીર ખાધેલ પીધેલ હતું (કરણ ઘેલો પા. ૫). દીધેલ લાભ; ભણેલ કામ (મલબારી—નીતિવિનોદ પા. ૫૫-૫૬).

નીચલા આકારો લક્ષમાં રાખવા :—

જમીન **ખેડથી** ને તે ઉપર બીજી ક્રિયા **થયેથી** પાક થાય છે (નર્મગદ્ય પા. ૭). થોડું **બોલ્યે** ઘણું કરી માનજો (સરસ્વતી ચંદ્ર ભાગ ૧ પા. ૧૪૫). યુધિષ્ઠિરે **રમ્યાં** કીધું ને **હાર્યાં** કીધું (નર્મગદ્ય પા. ૧૬૬). **નહોતું** (નર્મગદ્ય)—**ન હતું** (કરણ ઘેલો પા. ૨૨). કામને **મિષે** (સરસ્વતીચંદ્ર પા. ૩૧). ઘરખરચ **નભતું** (તેજ પા. ૩૩). **પરભાર્યો** (તેજ પા. ૪૮). **અત્ર** રહો ત્યાં સુધી (તેજ પા. ૮૦); **અત્રે** (સિદ્ધરાજ જયસિંહ પા. ૧૨૬). **ઉપરાચાપરી; ઉપરાછાપરી** (સિદ્ધરાજ જયસિંહ પા. ૨૬, ૩૯). **છતાપટ*** પડેલી છે (કાંટાવાળા—અંધેરી નગરીનો ગર્ધવસેન પા. ૨૭). પરણી **પરવર્યો** (સામળભટ કૃત પદ્માવતી—બૃહત્ કાવ્યદોહન પા. ૩૮૩). **ખટરાગ** (ખટરાટ નહિ) (રણછોડભાઇ

---

* તેઓ ભોંયપર **ચિતાપાટ** પડયા (ભવાનીશંકર નૃસિંહરામ—કુંવારી કન્યા પા. ૮૫).

ઉદયરામ—જયકુમારી વિજય નાટક પા. ૭). **ગણુગાર્યું** (તેજ પા. ૩૫). **આધેર** (અધોર નહિ)—(અંધેરી નગરીનો ગર્ધવસેન પા. ૮૯).

(૧૮) **જોડણીના નિયમો ઉપર ધ્યાન આપવું.** ગુજરાતી ગ્રંથકારો તથા લખકોએ જોડણીના સંબંધમાં પુષ્કળ ગુંચવાડો કર્યો છે. એકજ શબ્દની જોડણી જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે થયેલી છે એટલુંજ નહિ, પણ તેજ શબ્દની જોડણી તેજ પુસ્તકમાં અનેક રીતે થયેલી છે. અનેક સાક્ષરો તથા સંસ્થાઓએ જોડણી વિષે નિયમો સૂચવ્યા છે, પરંતુ ઐકયતા જેવું કશું નથી. જોડણી સંબંધે કેટલુંક વિવેચન આપણે પરિશિષ્ટ **ખ** માં કરીશું.

વિરામ ચિન્હો તથા બીજાં ચિન્હો યોગ્ય ઠેકાણે વાપરવાં; અને તે કેમ વાપરવાં તે વિષે વ્યાકરણની મદદ લેવી.

———:૦:———

## પ્રકરણ આઠમું.

# ગદ્ય લેખનના નિયમો.

સાક્ષરોજ નહિ, પરંતુ સાધારણ શક્તિવાળા શખ્સોની પણ ફરજ છે કે જન વર્ગને રસિક તથા ઉપયોગી થઇ પડે એવું લખાણ કરવું. માટે ગદ્ય લેખનના થોડાક નિયમો અત્રે આપીશું. ગદ્યમાં નવલકથા, વાર્તા, આખ્યાન, નિબંધ તથા સામાન્ય સાહિત્યનો સમાવેશ થાય છે. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં કથાના બે પ્રકાર હતા—આખ્યાન અને વાર્તા. "પ્રેમાનંદના આખ્યાનોમાં દેવકથાના પ્રસંગ હતા. પુરાણોમાં કહેલી અદ્ભુતતાના અંશવાળી કથાઓ એ આખ્યાનોમાં વર્ણવી છે. મનુષ્યના વ્યવહારમાં દેવોના પ્રભાવ વડે અલૌકિક વૃતાંત અને એવી તેમાં રચના છે. સામળભટની વાર્તાઓમાં એવી દેવકથાને બદલે માનવકથા છે: અને પુરાણોમાંના પ્રસંગ તેમાં નથી." રા. રમણભાઇએ આપેલા ઉપલા અહેવાલપરથી જણાશે, કે નવલકથાઓને પ્રાચીન આખ્યાનો કે વાર્તાઓ સાથે ઝાઝો સંબંધ નથી. નવલકથાના સંબંધમાં નીચલો નિયમ સુધારાવધારા સાથે લક્ષમાં રાખવો જોઇએ છે.

(૧) **નવલકથામાં કલ્પિત બાબતો ખરી જેવી દર્શાવવી, અથવા કલ્પિત અને ખરી બાબતોનું એકમેકમાં ભળેલું યોગ્ય મિશ્રણ દાખવી, કાળ, સ્થળ, મનુષ્યો, સંસાર, આચારવિચાર, રહેણીકરણી આદિનું બોધદાયક તથા ફાયદાકારક ચિત્ર વાંચનારની નજર સનમુખ, સાદી સરળ રસિક તથા મનોરંજક શૈલીમાં એવા તોરથી રજુ કરવું, કે જેથી અસંભવિતપણાનો સહેજ પણ ભાસ ન આવે તથા વાંચનારનું મન આરંભથી અંત સુધી આકર્ષાયલું રહે.** નવલકથા મધ્યેની વાર્તા વિષયવાસના વધારનારી હોવી જોઇએ નહિ. વસ્તુસંકલના યાને બાબતોની ગુંથણી અયોગ્ય રીતે ગુંથાયલી હોવી જોઇએ નહિ. કાળ, સ્થાન તથા અવસરની વિરૂદ્ધ જાય એવાં વર્ણનો, વૃત્તાંતો કે વિચારો દાખલ કરવા જોઇએ નહિ. પાત્રો કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલાં હોવાં જોઇએ નહિ તથા તેઓના કાર્યો તથા ભાષણો અયોગ્ય યા કચવાટદાયક હોવાં જોઇએ નહિ. કૃત્રિમ પાત્રનો એક દાખલો નીચે ટાંકીશું :—

તેણે નંદકોરને પુછ્યું "તમને તારૂં કે ડુબાડું ?" અકસ્માત્ નંદકોરના મુખમાંથી નીકળ્યું કે "ડુબાડો." તેથી તે બ્રાહ્મણ વેપીએ હોડી છોડી દીધી. તે વેળાએ હોડી પણ શબ્દવાળી અને તેમાંથી અવાજ

નીકળ્યો, "હું હવે આ બોજો ઉપાડી શકીશ નહિ; હું પાતાળમાં જાઉં છું." આવું કહીને હોડીએ તેને પાણીમાં નાખી દીધી. (નારાયણ હેમચંદ્ર—નંદરકોર પા. ૧૪૦).

ઉપલા ફકરામાં ગ્રંથકારે હોડીનું પાત્ર એકદમ ઉભું કરી, તેનાં મુખે કૃત્રિમ ભાષણ કરાવ્યું છે, તે યોગ્ય લાગતું નથી. પાત્રોનાં અતિ લાંબાં તથા અયોગ્ય ભાષણોનો ખ્યાલ "ભદ્રંભદ્ર" માં તેના લેખકે ઠીક આપ્યો છે.

નવલકથા કેવી રીતે લખાવી જોઇએ તે વિષે મરહુમ ગોવર્ધનરામ ત્રિપાઠીએ કેટલુંક વિવેચન કર્યું છે. તેમની ભાષા લગાર કઠણ હોવાથી તેનો સાર અત્રે આપીશું. તે આ પ્રમાણે છે:—બાળકોમાં તથા સ્ત્રીઓમાં વાર્તાની રચનાનો જિજ્ઞાસારસ ઝાઝો હોય છે, તે રસને વહેતો કરી લેખકે મનોહર વાર્તા ભેગો ઉપદેશ આપવો જોઇએ. શૃંગાર રસ તથા સ્ત્રીની વાર્તાઓથી જેઓનાં ચિત્ત મોહ પામે છે તેઓને સન્માર્ગે ચલાવી, સન્નારીઓની ઉંચ પ્રકારની જાળમાં લપેટી નાંખી સદ્વૃત્તિવાળા બનાવવા જોઇએ. ઘણાક વાંચકોને કથા વાંચવાનું વ્યસન હોય છે તેઓને સુકથાની મદિરા પાઈ સત્કર્મનો માર્ગ દેખાડવો જોઇએ. શાસ્ત્રિય અને કઠણ ગ્રંથો વાંચવાનો શ્રમ વ્હોરી લેવા ઘણાક ભણેલાઓ પણ આળસ દર્શાવે છે, તેઓને આળસુ નિદ્રામાંથી બિદાર કરવા સારાં સારાં ચિત્રો ભેગી શાસ્ત્રિય બાબતોનો સાર સમજાવવો જોઇએ. કામ ઝાઝું ન હોવાથી જેઓને નવરાસ પુષ્કળ હોય છે, તેઓમાં મોહ ઉત્પન્ન થાય એવું લખાણ કરવું જોઇએ. તથા જેઓ અનક્ષર અભણ હોય તેઓને ગજા પ્રમાણે ભણેલા કરવા જોઇએ. આ સઘળું ચાતુર્ય કરી બતાવવાનું કઠણ કામ નવલકથાના લેખકને શીર છે. તેમાં જે ફાવે તેજ ડાહ્યો.

રા. મણીભાઇ નારણજી મંત્રીએ "ગુજરાતી નવલકથાનું સાહિત્ય" નામનું અગત્યનું પુસ્તક લખ્યું છે, તેમાં તેમણે નવલકથાના લખાણના સંબંધમાં કેટલાક નિયમો દરર્શાવ્યા છે. એમનું ધોરણ ઉંચ પ્રકારનું હોવાથી એમણે સૂચવેલા નિયમો એવા છે કે બહુજ થોડા લેખકો તે પ્રમાણે ચાલવાની શક્તિ ધરાવી શકે. એમને અનેક નવલકથાઓનું નિષ્પક્ષપાત અવલોકન કર્યું છે, પણ ઉંચ પ્રકારનું ધોરણ અખત્યાર કીધેલું હોવાથી એમના સપાટા તથા ઝપેટામાંથી બહુજ થોડા ગ્રંથકારો બચવા પામ્યા છે.

નવલકથાની ઉત્પત્તિ બહુ પાછલા વખતની છે. પહેલી નવલકથા રા. બા. નંદશંકર તુલજાશંકર મેહેતાએ ઇ૦ સ૦ ૧૮૬૭ માં

રચી હતી. તે "કરણ ઘેલો" નામે સુપ્રસિદ્ધ છે. બીજી નવલકથા ઈ૦ સ૦ ૧૮૮૧ માં રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠે "વનરાજ ચાવડો" નામની લખી હતી. ત્યાર પછી તેમણેજ "સીદ્ધરાજ જયસિંહ" નામની નવલકથા લખી. આ સઘળી ઐતિહાસિક નવલકથાઓ હતી, યાને તેમાં ઐતિહાસિક બાબતોને તથા નરનારીઓનાં વૃતાંતોને કલ્પિત બાબતો સાથે ભેળી નાંખી ખરૂં દીશે એવું વર્ણન કરવામાં આવ્યું છે. ઉપલી નવલકથાઓની પછી ત્રિવેદીની "રાણકદેવી" તથા રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાની "અંધેરી નગરીનો ગર્ધવસેન" અને "બે બ્હેનો" નામની નવલકથાઓ પ્રગટ થઈ હતી. ઈ૦ સ૦ ૧૮૮૧ માં કરીમઅલી નાનજીઆણીનો સર વૉલ્ટર સ્કૉટનાં "કવૅનટીનડર્વર્ડ" નો તરજુમો પ્રગટ થયો હતો. ત્યાર પછી જાંગીરજી તાલીઆરખાનની "રત્નલક્ષ્મી," તથા "મુદ્રા અને કુલીન," જહાંગીર મર્ઝબાનની "તારાબાઈ," દોલતરામ પંડ્યાની "કુસુમાવલી," ઇચ્છારામ દેશાઈની "ગંગા," તથા નારાયણ હેમચંદ્રની "સન્યાસી" આદિ નવલકથાઓ પ્રગટ થઇ હતી. બાદ કાબ્રાજી ભાઈઓની નવલકથાઓ બહાર પડી હતી. ઉપલા ગ્રંથકારોમાનાં કેટલાકોએ અંગ્રેજી બંગાળી વગેરે સાહિત્યો ઉપર આધાર રાખી નવલકથાઓ રચી હતી. ગઈ પા સદીમાં પુષ્કળ નવલકથાઓ બહાર પડી છે. પણ સાહિત્યની નજરે જોતાં બહુજ થોડાં પુસ્તકો સફળ ઉતર્યાં છે. ઉપર નવલકથાઓમાં આપણે સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ત્રિપાઠીનાં મહાન પુસ્તક "સરસ્વતીચંદ્ર" નું નામ લખ્યું નથી. સબબકે તેમાં નવલકથાના ગુણો ઉપરાંત અન્ય પ્રકારના ગદ્યના ગુણો જોવામાં આવે છે.

આપણે ઉંપર જે નિયમ આપ્યો છે તે સરસ્વતીચંદ્ર, કરણઘેલો, સિદ્ધરાજ જયસિંહ, ગંગા, આદિ ગ્રંથોમાં ઠીક જળવાયો છે. બીજા કેટલાક પેટા–નિયમો નીચે દર્શાવ્યા છે.

(ક) વાર્તા, નવલકથા, નાટક આદિની શરૂઆત કોઇક પાત્રનાં અતિ–આકર્ષક તથા મનોરંજક ભાષણથી થાય છે, ત્યારે વાચકનું લક્ષ ગ્રંથમાં પ્રોવાયલું રહે છે. એવી શરૂઆત ભવાનીશંકર નૃસિંહરામકૃત "કુંવારી કન્યા" માં જોવામાં આવે છે. ત્યાં વાર્તાની શરૂઆત ગ્રંથકાર નીચે પ્રમાણે કરે છે:—

"પિતાજી પિતાજી તમે મને જાણી જોઇને કૂવામાં ન નાંખો. મારૂં જીવતર ખારૂં ન કરાવો. આ અવતાર અકારો ન કરાવો. રાંક બાળકીને સંકટમાં ન રીબાવો. મનુષ્યાવતાર મોંઘો છે, તે એળે ન કઢાવો. મારાપર મહેર કરો. આવો અકરાકેર ન કરો. ઘણું ઘાતકીપણું ન ગુજારો...... પિતાજી! વધારે શું કહું? મારી જીભ ઉપડતી નથી."

પાત્રોનાં ભાષણો જુસ્સાદાર તથા દિલ ઉશ્કેરે એવાં જોઇએ. ઉપલીજ નવલકથામાં વેલો ગાંધી પોતાની દીકરીને એક વૃદ્ધ પણ લક્ષાપતિ વર સાથે લગ્ન કરવાં પટાવે છે ત્યારે કહે છે:

"મારી આગળ એ નાલાયક પોરીઆનું નામ ન લે. તારા મત મુજબ એ ભણેલો ગણેલો છે, પણ તેમાં મારે મન ભાવતું શું છે? ભણેલા ભીખ માગે છે ને ગણેલા ગરીબાઇમાં દીન ગાળે છે......મારે ભણતર ગણતર સાથે કામ નથી, પણ પૈસા સાથે કામ છે. **પૈસો એજ મારો પરમેશ્વર છે.** પુત્રી, દુનિયા દમડાની છે, શ્રીમંતનું સર્વે કોઇ સગું થવા આવે છે, વિત્તથી સર્વે વાનાં મળે છે. ભણે છે પણ પેટ ભરવાને, અને પરદેશ વેઠે છે તે પણ પૈસા પેદા કરવાનેજ. ગરીબનો હાથ ઝાલીને તું શું સુખ પામવાની છે? રોટલાને રૂએ એવા રાંક છોકરાને તારો બાપ જમાઇ ન કરે, એ ખાત્રીથી માનજે. રાંક જમાઈ આંગણે આવેલો ન સોહે; દીકરી, ન સોહે." (પા. ૫).

(ક") નવલકથામાં યોગ્ય સ્થળે પણ કોઇ કોઇ વખતે ચાલુ સંસારિક બાબત ઉપર ટુંકું ને મનોરંજક વિવેચન કર્યાથી લખાણ ભભકદાર બને છે.* "દીની ડાહી" નામની નવલકથામાં (પા. ૧૭૧) લેખશરૂ કાબ્રાજી મિલકતોની કલ્પિત વાત ઉપરથી નીચે પ્રમાણે ચાલુ બાબત ઉપર ઉતરી પડે છે:—

"બહમનશાહ શેઠ બાગાએત જીરાએતનું કામ જાણતા હોત તો પોતાની કિંમતી મિલકત સુધારવાને કાંઇ પણ ખર્ચ કરી શકત; પણ તેવણના હાથમાં આવ્યા પછી આ એકવારની માતબર જાગીરનો નાશ શરૂ થયો તેમાં કાંઇજ નવાઇ નથી. પારસીમાં આજે જમીનનાં કાચાં સોનામાં નાણું રોકવાને બદલે શેરોમાં અને બીજા કાગળ્યાંઓમાં નાણાં રોકવાનું ઘેલું એટલું તો વધ્યું છે, મિલોમાં કમિશન એજંટ થવાનો અને બીજી આઇતી કમાણી કરવાનો ચસ્ટો એટલો તો વધ્યો છે, નફ્ટ નોકરી અને હરામ ધંધાનો લોભ એટલો તો વધ્યો છે કે મોટા મોટા જમીનદારોની પુરાણી જાગીરો વેચાઇ સટાઇ ગઈ છે, અને મોટાં મોટાં ખાનદાનો ખુહાર થયાં છે, તથા તેમની પાછળ મૂકી ગયલાં સગાંવ્હાલાંઓ કરજદારીમાં ભિખારી હાલતે પહોંચ્યાં છે."

---

* હરગોવિંદદાસ કાંટાવાળા "બે બ્હેનો" માં ચાલુ સંસારિક વિષયો ઉપર વારંવાર ઉતરી પડે છે તેમ થયેથી નવલકથાનું સ્વરૂપ નિબંધમાં ફેરવાઇ જવાનો સંભવ રહે છે.

એજ પ્રમાણે "ગંગા" નામની નવલકથામાં તેના લેખક ઇ. સૂ. દેશાઇ કલ્પિત બાબત ઉપરથી ચાલુ બાબત ઉપર નીચે પ્રમાણે ઉતરી પડે છે. (પા. ૬૯).

"આજે જેમ પરદેશી કે દેશી કોઇના પણ હુમલાથી બચવાને માટે એક પણ શસ્ત્ર રાખવામાં આવ્યું નથી, ને કોઇ પિંડારો લુટવાને માટે દોડ કરે તો એકે વારે ઘડીના છઠ્ઠા ભાગમાં ગુજરાતનું કોઇ પણ નગર લુટી લેવામાં વિલંબ લાગે નહિ તેમ તે કાળે ન હતું...શહેરના દરેક બહાદુર* નરના ઘરમાં તરવાર, બરછી, ફરસી કે પટાકડીના ઘાટની બંદુકડી તો ખરીજ...લોકો લટ્ઠાપટ્ઠા, બળિયા ને દશ વીશ સામા મરણિયા થઇને ઘૂમનારા હતા. આજના જેવા માંઇકાંકલા, લપુલપુ થતા "તીન દિને અઢાઇ કોશ" જેવી હાલતના બાયલા ન હતા."

(ખ) નવલકથા વગેરેમાં વેહેમનું ખંડણ કરી જ્ઞાનમાં વધારો થાય એવું વિવેચન કર્યાંથી રસ સારો જામે છે. દાખલા તરીકે જાદુ, નજરબંધી આદિના ખેલોથી ઘણાક ભોળા લોકો ભોળવાય છે; જ્ઞાની પુરૂષો પણ ઘણીક વખતે ખરો ભેદ પારખી શકતા નથી. એવી બાબતોનો ખોલાસો આપ્યાથી રમુજ સાથે જ્ઞાન પ્રાપ્ત થાય છે. "સિદ્ધરાજ જયસિંહ" માં નજરબંધીના એક ખેલનું બ્યાન વાંચવાજોગ છે. એક જાદુગર ચૌટામાં ખેલ કરવા લાગ્યો. તે "આવ, આવ" કરીને બોલ્યો એટલે માણસનો લોહીથી ખરડાયલો એક હાથ, ત્યાર બાદ એક પગ, ત્યાર બાદ બીજો હાથ, બીજો પગ, ધડ, માથું આમ એકેક પછી હવામાંથી ઉડી આવ્યાં. તે સઘળાં તેણે એકઠાં કીધાં, એટલે એક માટીડો તથા તેની સ્ત્રી લોકોના ઠઠમાંથી નિકળી આવ્યાં અને તેઓએ રડારોળ કરી મેલી, કે આ તો તેઓનો છોકરો છે. ગારૂડી તેઓને ઘણું સમજાવે કે હમણાં તુરત એને સજીવન કરૂં છું, પણ તેઓ શાંત્ત થાય નહિ. પછી ગારૂડીએ હાથ પગ તથા માથાંને ધડ સાથે સાંધ્યાં અને કહ્યું, કે હવે હું એ મડદાંને જીવતો કરીશ. આમ કહી તેને તેણે એક ટોપલામાં નાખ્યું. થોડીક વારમાં એક જીવતો છોકરો બહાર નિકળી આવ્યો. આ જોઇ લોકો તથા મહારાજા સિદ્ધરાજ અજાએબીમાં ગર્ક થઇ ગયા. પછી સિદ્ધરાજે પેલા જાદુગરની ચાલાકીનો ખરો ભેદ જાણવા તેને પોતાની પાસે બોલાવ્યો. તેણે પોતાના હુન્નરનો ભેદ જણાવવાની ઘણી વખત ના પાડી. મહારાજાએ તેનું ડોકું ઉરાડી મેળવાની ધમકી આપી. અંતે શિરચ્છેદ થવાનો

---

* કેટલાંક શહેરોમાં શસ્ત્ર રાખવા પરવાનો આપવામાં આવે છે તે ભૂલવું જોઇતું નથી.

ભય આણી ઉપર આવ્યો જાણી તેણે નીચલી ખરી બીના સિદ્ધરાજને કહી :—

"ચોટામાં જ્યાં મેં ખેલ કર્યો ત્યાં થડમાંના ઘરવાળા જોડે ગોઠવણ કરી હતી. તેની અગાશીમાં મારૂં માણુશ હતું; ને તેની પાસે લાકડાંનાં બનાવેલાં અને તે ઉપર ચામડાંની મીણના લેપવાલી ખોળ ચઢાવેલી એવાં માણસનાં છૂટાં અંગ હતાં. તેને લોહીમાં ખરડી એક પછી એક છાપરે ચઢી ટોળાંની વચ્ચે હું ઉભો હતો ત્યાં તે નાખતો હતો. બકરૂં ત્યાં તેણે તરત વાઢયું હતું. પગ, હાથ, ધડ અને માથું એ બધાંને ચામડી જેવો રંગ લગાડયો હતો, ને માથે વાળ ચોડયા હતા. એ અંગને સીવી લાંબા કંડીઆમાં મૂકયાં. તેના એક પડમાં માણસને ગુંગળાઇ મરે નહિ એવી રીતે સંતાડયો હતો. એ કંડીઆની બનાવટ એવી હતી કે બહારથી સંતાયલો આદમી દેખાય નહિ; ને માહેના બીજા ભાગમાં મડદાંને મેલ્યું...માબાપને વેષે રડતાં બાયડી ભાયડો આવ્યાં તે મારાં માણુસ હતાં." (પા. ૧૦૯).

ઉપલાજ ગારૂડીએ નોળિયા કને સાપના કટકા કરાવ્યા. પછી તે કટકાને ટોપલીમાં મૂકી સાપને જીવતો કીધો. આ હાથ ચાલાકીનો ભેદ આ હતો, કે સાપના કટકા તેણે ટોપલીના પડમાં મેલ્યા, અને બીજા પડમાં જ્યાં એક જીવતો સાપ હતો, તેને બહાર કાઢી કટકા એકઠા કરી જીવતો કરેલા સાપ તરીકે જણાવી લોકોને ભોળવ્યા.

(ગ) પરભાષામાં લખાયલી વાર્તાઓ તથા નવલકથાઓ ઉપરથી વાર્તાની વસ્તુનો આધાર લઇ ઘણાક લેખકો ગુજરાતીમાં વાર્તા, કહાણી કિસ્સા તથા નવલકથા લખે છે. પણ પારકી બાબતોને યોગ્ય વેષ આપી આપણી તરીકે જણાવવી એ મહા મુશ્કેલવાળું કામ છે. ને તેમાં બહુજ થોડા લેખકો ફત્તેહ મેળવે છે. યોગ્ય સ્થળે, યોગ્ય રીતે તથા ઘટતા સુધારાવધારા સાથે અંગ્રેજી આદિ કાવ્યો, નાટકો કે નવલકથાઓમાંથી રસિક બાબતો ઉતારી લીધાથી લખાણ વાચક વર્ગનું મન સહેલાઇથી હરી લે છે. દાખલા તરીકે શેક્શપીઅરના નાટક મધ્યે શાઇલૉક જ્યુની જાણીતી વાર્તા આવેલી છે. તેમાં શાઇલૉક પોતાના દેણદાર કનેથી એક રતલ માંસ તેનાં શરીરમાંથી કાપી લેવાની જીદ કરે છે, ને કોઇ પણ રીતે વાળેલો વળતો નથી. પણ અંતે ન્યાયશાસ્ત્રીની બારીકીથી તેને નાસીપાસી મળે છે. તે બાબત સિદ્ધરાજ જયસિંહમાં તેના કર્તાએ ઘટતા વેષમાં મીઠું મરચું ભભરાવી ઉતારી લીધી છે તે વાંચતાં આપણને આનંદ થાય છે. (જુવો પા. ૧૨૬–૧૩૨).

ઉપલાંજ પુસ્તકમાં (પા. ૧૧૦) પારસીઓ ઇરાનથી આવ્યા તેનું ટુંકું પણ રસીલું વર્ણન આપણે વાંચીએ છીએ. ઘણાક લખાપતિ વાણિયાઓ કીડીને દરે ચીપટી ચીપટી આટો મૂકવામાં મોટું પુણ્ય સમજે છે, પણ એક ભૂખે મરતા ભિખારીનો જીવ ઉગારવા થોડોક આટો આપવા ના પાડશે. બીજા હાથ ઉપર પારસી ધાર્મિક લાગણીવાળા ગૃહસ્થો છૂપી પણ સંગીન સખાવત કરવામાં પોતાની ફરજ સમજે છે. તે બંને બાબતોનું દિલકશ વર્ણન આપણે ઉપલીજ નવલકથા "સિદ્ધરાજ જય-સિંહ" માં વાંચીએ છીએ. નવસારી શેહેરમાં સિદ્ધરાજે એક પારસીને રાતની વખતે એક સાથી સાથે મોહલ્લે મોહલ્લે ફરતાં તથા ભૂખ્યાંઓને રોટલા આપતાં દીઠો. આ જોઇ સિદ્ધરાજ આશ્ચર્ય પામ્યો. તેણે પેલા પારસીને બીજે દિવસે બોલાવી રાતની વાત પૂછી. પારસી કહે:—

"મહારાજ મેં આપને દીઠા નથી, ને મારા સાથીના પણ જોવામાં આવ્યા નથી. આજ સુધી એ વાત મને કોઇએ પૂછી નથી; ને મેં કોઇને કહી નથી. ભૂખથી પીડાતાં, માંદાં, અપંગ, ઘરડાં, બાળક હોવાથી કે કોઇ બીજા કારણથી જેને ખાવાને અન્ન ન મળ્યું હોય, એવાને હું નિત્ય રોટલા જમાડું છું. પણ તે વાત છાની રાખું છું. જાતિભેદ ન ગણતાં સર્વ મનુષ્યને ખોદાનાં બચ્ચાં ગણું છું. મારો સાથી બ્રાહ્મણ હતો, તે મારો એ કામપર રાખેલો નોકર છે. બ્રાહ્મણના રોટલા ખાવાને કોઇ હરકત લેતું નથી, માટે તેને રાખ્યો છે. કીર્તિને માટે હું દાનધર્મ કરતો નથી. જે દાનને પાત્ર જણાય તેને હું ગુપ્ત દાન કરૂં છું. અશક્તને રોટલા ખવાડું છું તે માત્ર પરમેશ્વરને ખાતર; તે બધું જોય છે ને જાણે છે. આપને અરજ કરૂં છું કે આ બાબત છાની રાખશો. હું વેપારી છું; પૈસે ટકે સુખી છું; સુખી છું એટલે હું પોતાને સુખી માનું છું; કેમકે "લોભને કાંઇ થોભ નથી." ધનથી માણસ ધરાતા નથી, તેથી સન્માર્ગે ખરચી શકતા નથી. મને મારી સત્ કમાઇથી જે મળે છે તેમાં સંતોષ માનું છું. હું જૂઠું બોલતો નથી, કપટ કરતો નથી, ને ઉદ્યોગ ઝાઝો કરૂં છું. એમ પ્રમાણિકપણે જે મળે છે તેમાંથી થોડો ભાગ ભુખે પીડાતાં દુ:ખી માણસને રોટલા જમાડવામાં ગૂપચૂપ ખરચું છું. તેઓ નિર્ધન છે પણ મારાં ભાઇ બેન છે. ખાવાનું નહિ મળવાથી રાત્રે જેમને ભૂખ્યાં સુવું પડે તેમને માટે એ પ્રમાણે પહોર રાત ગયા પછી નિત્ય ફરૂં છું. સિદ્ધરાજ કહે, ધન્ય છે શેઠ તમને! સાબાશ! માગો, તમારે જે જોઇએ તે માગો. શેઠ કહે, મહારાજની મહેરબાની ઇચ્છું છું. સિદ્ધરાજ કહે, તમારાં કૃત્યથી તે મળી છે, માટે

તેને પેટે જમીન આપું તે લો, ને તેમાંથી એ ખરચ કરો. જોઇએ તો લાખ બે લાખ દામ રોકડ આપું, તેના વ્યાજમાંથી એ રૂડો ખરચ નીકળશે, ને બીજો વધારે ઠીક કરી શકશો. શેઠ કહે, તેમાં મને શો લાભ? તેનું પુણ્ય તો આપને મળે. સિદ્ધરાજ કહે, તો મોટી પદવી, મોટો ખિતાબ ને પાલખી આપું તે સ્વીકારો, શેઠ કહે, તેથી મારૂં પુણ્ય બળી જાય; ખોદાને દફતરે મારે ખાતે જમે થાય નહિ, ને આપને દફતરે ચઢે, અને ખોદા આપને ખાતે જમા કરે. આ ધર્માત્મા પારસીથી આશ્ચર્ય અને બોધ પામી મહારાજે તેને શેલું પાઘડી ને દુશાલો આપવાને મંગાવ્યાં. પારસી સદ્‌ગૃહસ્થ હાથ જોડી કહે, મને નહિ જોઇએ. સિદ્ધરાજ કહે, બીજું કાંઇ નહિ તો ભલે, પણ આ મારી આંગળીની વીંટી કાઢીને આપું છું તે લેવી પડશે. તમને કે તમારા ફરજનને માથે સંકટ આવી પડે તે વારે તે મુદ્રા મને દેખાડશો કે મોકલશો એટલે તે હું ટાળીશ. તમારૂં નામ શું? શેઠ કહે, જી, મહારાજ મારૂં નામ સોરાબજી શાપુરજી બંગાળી."

સિદ્ધરાજ સંવત્ ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી રાજ્ય કરી ગયો હતો, તે વેળાએ શોરાબજી બંગાળી ક્યાંથી? પણ આપણા ગ્રંથકારની મતલબ પારસી કોમને તેની છૂપી સખાવતને માટે તથા પોતાના વખતના જાણીતા સમકાલીન ગૃહસ્થ શોરાબજી બંગાળીને અનુપમ માન આપવાની છે. નવલકથાનો આ એક નિયમ છે કે તેમાં કેવળ વાસ્તવિકતા નહિ, પણ વાસ્તવિકતાનું આરોપણ હોવું જોઇએ. માટે તેમાં હૈયાત શખશોનું નામ દેવું અથવા વર્ણન કરવું લગાર અયોગ્ય ગણાય. છતાં અર્ધ-ઐતિહાસીક વાર્તાઓમાં હાલની સંસારિક બાબતોનાં વળાં યોગ્ય રીતે ગોઠવી દીધાથી લખાણ વાંચવા લાએક થઇ પડે છે.

જાંગીર મર્ઝબાનની "જીલુગોરા" નામની નવલકથામાં લખ્યું છે. (પા. ૧૮૫) કે જીલુએ જાહેર કર્યું કે 'ગવનડર સાહેબને મોહોડે મોહડું હું મળું નહિ તો હું મારા બાપના પેટની નહીં'...આ ઉપરથી મેરૂ બોલ્યો, 'પણ કોઇની ભલામણ વગર તું ગવરનર સાહેબને મળવા પામનાર નથી. મનજી શેઠ, કે સર જમશેદજી, કે મોદી સાહેબ કોઇનેબી પકડજે."

ગ્રંથકારે ઉપલા ગૃહસ્થોનું નામ દઇ તેઓને યોગ્ય માન આપવાની ધારણા રાખી છે.

(ઘ) નવલકથા, વાર્તા આદિમાં તર્કશકિતનો ઘટતો ઉપયોગ કરવામાં અડચણ નથી. પરંતુ અશક્ય અથવા નહિ મનાય એવી બાબતો

દાખલ કરવી જોઇતી નથી. "જીલુ ગોરાણી" માં જીલુ ગવર્નરને મળવા જાય છે. ગવર્નર તેણીની બહેનનું માફીપત્ર લખી આપે છે. અને વળી રૂ૧૦૦૦) ની નોટ પરબીડાં મધ્યે છુપી રીતે આપે છે. આ છેલ્લી બાબત નવલકર્તાએ આપી ન હતે તો ઠીક થતે. કારણકે તે માની શકાય એવી નથી.

ભવાનીશંકર નૃસિંહરામ કૃત "કુંવારી કન્યા" માં કહ્યું છે, કે મીઠીકાકીએ એક ભયંકર સ્વપ્નામાં "ચોર" "ચોર" ની બૂમ પાડી. આ ચીસથી ઘરનાં માણસો જાગી ઉઠયાં અને ચોરની બૂમ અતિગભરાટથી ઉપાડી લીધી. આ સાંભળીને ગામના લોકો સોટાઓ, લાકડીઓ વગેરે લઇને મદદ કરવા ત્વરિત ધાયા. કાપડયાનું ઘર કળાહોળથી ગાજી રહ્યું, તેથી કરીને એકબીજાનું બોલવું પણ પાધરૂં સંભળાતું ન હતું. મીઠીકાકી માણસોના શોરબકોરથી તદન ગભરાઇ ગયાં હતાં, અને ઘરનાં તથા પરનાં ગભરાયેલાં માણસો ચોરને પકડવાના ઉત્સાહમાં મીઠીકાકીના મુખથી ચોરને લગતી હકીકત સાંભળવાને આતુર નહોતાં. પરંતુ ચોર, ચોર, એવા પોકાર મારતાં અજવાળાંને માટે હાથમાં કાકડાઓ, દીવાઓ અગર દીવીઓ ઝાલીને કાપડિયાના ઘરના ખૂણેખૂણાં તપાસી ચોરને પકડી કાઢવાનો પહેલો જશ લેવાને માટે તેઓએ બનતી મહેનત અને તજવીજ કીધી, પણ ઘરમાં ચોર આવવાની કશી નિશાની જણાઇ આવી નહિ.

અત્રે ગ્રંથકારે તર્કશકિતનો ઠીક ઉપયોગ કર્યો છે, પરંતુ અતિશયોક્તિનો અંશ વિશેષ હોવાથી વાત માની શકાતી નથી.

(૬) ખરેખર બનેલી બાબતો અથવા નવીન ઉદ્ભવેલા બનાવો એવાં પ્રકારનાં હોય કે તેનું વર્ણન કરવું અતિશય મુશ્કેલ થઇ પડે તો, તેવી બાબતો યા બનાવો માટે લેખક પોતાની **નિબંધરૂપી** લખાણમાં આમ કહે કે "તેનું વર્ણન કરવા તેની કલમ અશક્ત છે" તો ત્યાં દોષ જેવું કશું નથી. પરંતુ **નવલકથા** કે જે તેના કર્તાની તર્કશકિતથી ઉત્પન્ન થયેલી હોય છે તેમાં તે અમુક બાબતનાં સ્પષ્ટિકરણ વિષે પોતાની અશકિત દર્શાવે તો તે માત્ર વ્યર્થ બડાઇ ગણાય. ઉદાહરણ તરીકે એક નવલકથાકાર લખે છે કે:—"આ બચગીના બે દોસ્તોની......મુલાકાત થઇ, તે વેળા આ બંનેના મનમાંથી શું પસાર થઇ ગયું હશે તે વર્ણવવા અમારી કલમ નાતાકાત છે."

એક બીજો નવલકથાકાર લખે છે કે:—"એક લાંબી હાય મારીને તે ત્યાંથી ઉઠયો; શા માટે તેણે હાય મારી તે અમે કહી શકતા નથી,"

ઉપલાં જેવાં લખાણુની બિલકૂલ જરૂર નથી. લેખકે જેમ બને તેમ વાંચક વર્ગની દૃષ્ટિથી વેગળા રહેવું જોઇએ છે. "અમે અમારા વાંચકોને કહીશું કે," અથવા "અમારા વાંચકોએ જાણવું જોઇએ કે" આદિ ફકરાઓથી વાંચક વર્ગને સંબોધી લખવાથી લખાણુની કિંમત બહુજ ઘટી જાય છે. જેમકે એક નવલકથાકાર લખે છે કેઃ—"જો આ સ્ત્રી નિર્દોષ સૌંદર્યવાળી હોત, તો અમારા પુરૂષ પાઠકોને કહેત કે એ તમારી સ્ત્રીના જેવી સુંદરી હતી...તમારા ઉપર દૃષ્ટિ પડયાથી તમને તરેત અનુભવ થાય, કે આ સ્ત્રી તમારા મન સુધી જુએ છે."

લેખક આમ વાંચકવર્ગ સાથે સંભાષણ કરે એ અનિષ્ટ છે.

એક નવલકથાકાર તો વાંચકવર્ગને નીચે પ્રમાણે પ્રશ્ન કરે છેઃ— "એની કાંતિ માટે તમને કાંઇ ભાસ થાય છે વારૂં?"

ઉપલો ગ્રંથકાર એક કલ્પિત ચિત્ર રજુ કરે છે; તેના મનમાં શું છે તે વાંચનાર કેવી રીતે જાણી શકે? માટે વાંચનારને વ્યર્થ તેમજ નિરર્થક પ્રશ્ન પૂછવાથી ફાયદો શો?

(ચ) કોઇ કોઇ વખતે નવલકથાકાર અમુક બાબતની ફીલસુફીનાં ઉંડાણુમાં ઉતરે છે તો તેથી વાંચનારને બોધ જ્ઞાન તથા રમુજ પ્રાપ્ત થાય છે. ઇચ્છારામ સૂ. દેસાઇ કૃત "ગંગા" માં (પા. ૩૮) "સંસાર ત્યાગ" વિષે લખ્યું છે કેઃ—

"કોઇ ઘર કુટુંબના કલેશથી, કોઇ સ્ત્રીના વિરહથી, કોઇ ઘણા કારી ઘા લાગવાથી, કોઇ ધનની પ્રાપ્તિ બરાબર ન થવાથી સંસારનો ત્યાગ કરે છે. તેઓની વૃત્તિ તો જેમાં હોય તેમાંથી ખસતી નથી, ને ત્યાગી છતે કંઇ પણ લજ્જા વગર સ્ત્રીથી કે ધનથી મોહ પામી ત્યાગને લજવાવે છે. પછી સર્વ કોઇ તેમને તિરસ્કારની નજરથી જોય છે. ત્યાગ ધરવો તેનો મૂળ હેતુ તો જગતના પદાર્થ માત્રમાં જે મમતા બંધાઇ છે, તેનો સર્વાંશે ત્યાગ કરી, બંધમાંથી મુક્ત થવું. પણ માયીક પદાર્થોના નિરંતર સહવાસથી તે મમતા ત્યાગીમાં તો અત્યંત તીવ્રતર થતી જાય છે. જેમ મમતાની દૃઢતા વધતી જાય છે, તેમ બ્રહ્મજ્ઞાનથી તેની વિમુખતાની વૃદ્ધિ વધતી જાય છે. પદાર્થના સંગના ત્યાગથી જગતના જે પદાર્થપર વૈરાગ્ય કરવાનો છે ને મુક્ત થવાનું છે, તે થવામાં કામક્રોધાદિ ૫૨ રિપુઓને જિતી ઇન્દ્રિયોનો દૃઢ નિગ્રહ કરવાનો છે. એમ વૈરાગ્યની દૃઢતા થવાથી બ્રહ્મમાં ચિત્ત લાગી જાય છે, ને તે દ્વારા મોક્ષ પમાય છે. તેને બદલે માયા છોડી માયાને વળગતા જાય છે, તેનું કારણ તેઓએ માત્ર દેખીતોજ માયાનો ત્યાગ કર્યો છે, પણ મનથી કર્યો નથી. માનસિક

ત્યાગ એજ વૈરાગ્યનું મુખ્ય સાધન છે. જે ઉપરથી ત્યાગ કરે છે, પણ મનથી કરતા નથી તેઓ મિથ્યાચારી કહેવાય છે, મનની મશ્કરી કરે છે."

વ્યવહારૂ પણ બોધદાયક યા જ્ઞાનવર્ધક બાબદોનાં લખાણ નવલકથા મધ્યે યોગ્ય સ્થળે આમેજ કર્યાથી તે મનોહર તેમજ ચિત્ત-આકર્ષક થઇ પડે છે. ઉપલાંજ પુસ્તક "ગંગા" માંથી દાખલો રજુ કરીશું.

(પા. ૧૦૦-૧૦૧).

"જવાનીના જુસ્સા ઘણા સારા હોતા નથી. જવાન માણસો હમેશાં પોતે હોય તેના કરતાં પોતાની શક્તિ ઘણી વધારે જાણે છે, પણ જ્યારે વૃદ્ધપણાના લાંબા અનુભવથી પળિયાવાળા ડોસાઓ સો ગળણે ગાળીને પાણી પીએ છે ત્યારે જવાનીઆઓ યાહોમ કુદી પડે છે, અને તેમાં જયારે પછડાઇને પસ્તાવામાં પડે છે ત્યારે પણ સમજતા નથી. ઘરડા ડોસાઓ અનુભવી હોવાને લીધે ઘણીક રીતે બારીક પ્રસંગો કાઢી લે છે, અને પોતાનું ધાર્યું પાર પાડે છે. તેઓ કાવાદાવાવાળા ને છળકપટથી ભરેલા હોવાને લીધે દુનિયાને સારી રીતે પિછાની શકે છે, ત્યારે જવાનીઆઓ ભોળા અંત:કરણના, ઉછળતા લોહીના, પોતાનું કેમ બગડે છે તે કોઇ પણ પ્રકારે ન જાણ્યા વગર એકનિષ્ટ અંત:કરણથી મેદાન પડે છે; તેમાં ઘણી વેળાએ જશ કમાઇને આવે છે, ત્યારે ઘરડાઓને શરમાવી પણ નાંખે છે. પણ આટલું ખરૂં કે પ્રસંગ વિચારવો અને ધારેલું પાર પાડવું એમાં ઘરડાઓ જેટલા હોશીયાર હોય છે તેવા જવાન હોતા નથી. પણ જવાન જે કરે છે તે ઘરડાથી થતું નથી. જવાનીઆ ધીટ, ધીર, વીર હોય છે ને તેથી ગમે ત્યાં ઝંપલાવી પડે છે."

(૭) નવલકથામાં કોઇક વખતે અમુક આશ્ચર્યજનક બનાવનું વર્ણન આમેજ કીધાથી લખાણ રસિક તથા ભભકવાળું બને છે. જેમકે સુરત શેહેરમાં શીવાજીનું મરાઠા લશ્કર બસરાના એક મોટા મોગલ વેપારીનાં ઘરપર તૂટી પડી લૂટવા મંડી ગયું, તે વખતે કેટલાક મરાઠાઓની નજર તે વેપારીની જુવાન છોકરી ઉપર પડી. છ સાત જણા તેને પકડવા દોડયા. બે મરાઠાઓએ તેણીને ઉંચકી લીધી, પણ એક અકસ્માત સંજોગથી નીચે પ્રમાણે તેનું રક્ષણ થયું. આ વાર્તા "ગંગા" નામની નવલકથામાં આવેલી છે. ત્યાં ગ્રંથકર્તા કહે છે કે:—

"જે લૂટારૂ ટોળી આ ઠેકાણે લૂટ કરતી હતી તેનો નાયક ત્યાં આવી પહોંચ્યો. આ નાયક લંપટ હતો—લજ્જા, નીતિ ને ઇશ્વર ભય દૂર મુકી બેઠેલો હતો. તે આ સુકુમાર કોમલાંગીને જોઇને પોતાનું મન મારી શકયો નહિ. તેણે હુકમ કીધો કે એ સ્રીને મારે તાબે કરવી. એ

મરાઠામાંના એકે ના કહી. નાયકનો ગુસ્સો હાથ ન રહ્યો. તેણે એકદમ શમશેર ખેંચી. બંને જણુ દ્વંદ્વયુદ્ધમાં ઉતર્યા. થોડીકવાર મારામારી થયા પછી બંને જણુ ઘણા જખમાયા. જહાન, જે આ કોમલાંગીનું નામ હતું તેનો બચાવ અલ્લાહથી થયો. બીજા મરાઠાઓ સઘળું પડતું મૂકીને માંહોમાંહેની લડાઇ જોવા ઉભા રહ્યા હતા, તેટલામાં મોગલનો એક હબસી ગુલામ, પોતાના શેઠની દીકરીનું રક્ષણુ માથે લઇ, આ તરૂણીને લઇને નાઠો." (ઇચ્છારામ દેસાઇ—ગંગા પા. ૬૧).

(જ) વાર્તા, નવલકથા આદિમાં પાત્રો જે સંભાષણુ કરે તેની શૈલી કુદરતી હોવી જોઇએ, યાને તેની ભાષા મહા પ્રયાસે ઉપજાવેલી હોવી જોઇએ નહિ. કવિ ભવાનીશંકર નૃસિંહરામે "કુંવારી કન્યા" નામની અતિ–આનંદદાયક નવલકથા રચી છે તેમાં નીચલું ભાષણુ પ્રયાસયુક્ત શૈલીનો ભાસ આપે છે :—

"મારી મરનાર માતા સમાન માયાળુ માતા કોઇને મળનાર છે? જીવી ત્યાંસુધી રતનની પેઠે મારૂં જતન કરીને જોઇએ એવા વ્હાલથી મને જીવથી અધિક ગણીને જાળવી...ગુલાબી ગાલપર વ્હાલથી બોકીઓ ભરીને તથા ખાંતથી ખોળામાં બેસાડીને ઘણી ખુશીથી ખવરાવીને ખેલાવતી હતી" (પા. ૨૪).

કર્તાએ પ્રાસ–અલંકાર ભણી વિશેશ નજર રાખી છે તેથી આગલા ફકરાની શરૂઆત તેમજ તેનો અંત ક્લિષ્ટ દીશે છે. પાછલા ફકરામાં ભાષણુ સહજ ઉત્પન્ન થયલું નથી, પણુ કાંઇક કોશેશનું પરિણામ હોય એમ લાગે છે. પરંતુ ઉપલા લેખકને ઇનસાફ આપવા લખવું જોઇએ છે, કે તેમનાં પાત્રોનાં ભાષણો બહુધા સહજ તથા યોગ્ય રીતે ઉત્પન્ન થયેલાં જેવાં છે. જેમકે ગાંધી ઘેર આવ્યા ત્યારે તેની સ્ત્રીએ કંકાસ કરવા માંડ્યો તે ઉપરથી તે બોલ્યો :—

"જોયું આ ઘરનું સુખ! ઘરમાં આવ્યો ત્યાં તો જાણે કજીઆની ધાંધલ મચેલીજ છે, ઘડી એકની શાંતિ નહીં, ને સાંજ સહવાર ગાળોના શીરપાવ જાણે મળ્યાજ છે! આખા દહાડાનું વહીતરૂં કરીને બળ્યોજળ્યો ઘડીક ઘરમાં આવ્યો તો રાંડ જાણે ધુવાંફુવાં થઇને ધાંધલ કરવા બેઠીજ છે. મને ભગવાને મોતે ન દીધું કે આ કજીઆખોર રાંડથી છુટકો થાય. રાંડ આગળ આવું ત્યારે રાતી બદામનો, અને બહાર જાઉં ત્યારે બે લાખનો. સંતાપથી રોજ શેર લોહી સુકાય છે...ભોગ લાગ્યા કે આવી ભૂંડી ભારજા સાથે પાનાં પડયાં...સ્ત્રી એ સંસારનું સુખ છે, પણુ મારે તો દારૂણુ દુ:ખ થયું છે."

કંકાસગૌરી કકળી ઉઠી, "રાંડ વિધાતાએ મારા કપાળમાં કાળા અક્ષર કોતર્યા હશે, કે આવો હીણકમાઉ માટી મળ્યો. માબાપને કૂવો અવાડો ન મળ્યો કે આવા બળતરાએ બાળે એવા ભરથારને બારણે જાણીજોઈને મને બાંધી."..."ઘરનું ઘર નહીં, જરનું જોર નહી, ને વરમાં શુક્રવાર તો આવોજ. સાઠ વરસના બીજવરને બાપે પરણાવી હશે શા સારૂ? આવી આપદા ભોગવવાને અર્થેજ કે? મારી માયાળુ માડી જાણતી હોત કે બદામ ઘરમાં મળે નહીં એવા બીજવરને પરણાવવાથી મારી રાંક દીકરી પાર વગરની પીડા પાડશે તો આ ઓડાંને શા સારૂ પરણાવત?...માતપિતાએ પાછલી રાતનો પસ્તાવો કરવા મને પરણાવી!" (કુંવારી કન્યા પા. ૨૮–૨૯).

પ્રાસ તથા અનુપ્રાસનો હદથી બહાર ઉપયોગ કરવાથી લખાણ કઠોર બને છે અને કેટલીક વખતે તો તિરસ્કારને પાત્ર થાય છે. જેમકે:—

"રાજાએ પોતાના ભુજા બલથી પ્રજામાં મજાથી ધર્મની ધજા સજાવા સજા-લાયકને શાસ્ત્રની રજા પ્રમાણે સજા દઈ સર્વનું સંરક્ષણ કરવું. સર્વ સંપત્તિ છતે પણ મનને જીતી નીતિપર પ્રીતિ રાખી પોતાની ભીતિથી સારી રીતિમાં સર્વ લોકોને ચલાવવાં." (આર્ય સમુદય સંવત્ ૧૯૩૨ અંક ૧ લો પા. ૯).

"પણ હાલ ઘણાં વર્ષોથી આર્ય લોકોના અદૃષ્ટ, સ્પષ્ટ, દુષ્ટ થઇ ગયેલા છે. તેથી કિલષ્ટ થયેલા આર્ય લોકોના પરમઇષ્ટ શિષ્ટ આચરણ છોડી ધૃષ્ટ થઇ ભ્રષ્ટ ચેષ્ટા ખૂબ કરવા લાગ્યા છે." (આર્ય સમુદય સંવત્ ૧૯૩૨ અંક ૬–૭ પા. ૧૪૮).

ઉપલું લખાણ અતિ કઠોર છે. તે વાંચતાં સ્પષ્ટ દીસે છે કે લેખકે વ્યર્થ મહેનત કરી પોતાનું પાંડિત્ય દેખાડવાની કોશેશ કરી છે.

(૨) હવે આપણે **નિબંધ, લેખિત ભાષણો,** શાસ્ત્રિય વિષયો આદિ ગદ્યાત્મક લખાણો વિષે થોડુંક બોલીશું. એવાં લખાણનો મૂળ હેતુ ત્રણ પ્રકારનો છે—વિષયનું વર્ણન કરવાનો; તેનો આગલો પાછલો વૃતાંત રજુ કરવાનો; તથા તેનું વિવેચન કરી અમુક નિર્ણય ઉપર આવવાનો હોય છે. મોટે ભાગે આ ત્રણે પ્રકારો સાથે સાથે દાખલ થયલા હોય છે. વર્ણન એવી રીતે કરવું જોઇએ કે જેથી વસ્તુ, પદાર્થ અથવા હરકોઇ બાબત જાણે વાંચનારની દૃષ્ટિ સનમુખ આવી ઉભાં રહે. પ્રથમ તો આ સઘળું લેખકને પોતાને સાક્ષાત્કાર થવું જોઇએ, અને તેણે પોતાની તેજી કલ્પનાથી આકર્ષક ચિત્ર બનાવી રજુ કરવું જોઇએ. નિબંધમાં વર્ણન જાણે ચિત્ર બહારની રેખા છે, અને તેમાં રંગ પુર-

વાનું કામ ભભકદાર, મનોરંજક, રસિક, સરળ શૈલી તથા અસરકારક બોધ ઉપર આધાર રાખે છે.

લેખકે આગલી પાછલી હકીકત રજુ કરતાં તેને જેમ બને તેમ યથાર્થ તથા ખરાં સ્વરૂપમાં દર્શાવવી જોઇએ. અત્રે લેખકે મરીમસાલાનો ઉપયોગ બને એટલો ઓછો કરવો. નહિ તો વૃતાંત તથા હકીકત કલ્પિત ગણાવાનો સંભવ રહે છે.

દલીલ કરતાં દૃષ્ટાંતોનો ઝાઝો ઉપયોગ કરવાથી વિષય ખેંચાણ કારક બને છે. રસમય શૈલી તથા ઉત્તમ બોધમાં સમાયલાં આકર્ષક તત્વથી વાંચનારની ખાત્રી થાય છે તથા તેની મનોવૃત્તિ વશ થઇ તે ચોકકસ નિર્ણય ઉપર આવે છે. નિબંધમાં તોલન શકિતનો ઘણો ખપ પડે છે અને તેથી સામસામી દલીલો તથા તકરારો રજુ કરવી પડે છે. વાંચનાર તેથી કંટાળે એવો સંભવ જ્યાં જ્યાં દેખાય, ત્યાં ત્યાં રસિક વર્ણનો તથા દૃષ્ટાંત આપ્યાથી તથા સુંદર શૈલી વાપર્યાથી લખાણ વાંચવા ગમે છે.*

આપણે ઉપર કહ્યું તે ઉપરથી જણાશે કે નિબંધના ત્રણે ભાગો—વર્ણન, વૃત્તાંત તથા વિવેચન—સઘળાંને રસદાર બનાવવાનો કેટલોક આધાર શૈલી ઉપર પણ છે.

ઘણી વખતે નિબંધો, ભાષણો આદિ લેખોમાં ભાગ તથા વિભાગ પાડી તે ઉપર વિવેચન કરવાથી લખનારની મતલબ સુહેલાઇથી ધ્યાનમાં ઉતરે છે. નર્મદાશંકરે નર્મગદ્યમાં, કરસનદાસ મૂલજીએ નીતિવચનમાં તથા હરગોવિંદદાસ કાંટાવાળાએ સંસાર સુધારામાં જે નિયમાનુસાર વિવેચન કર્યું છે. તેની નકલ કરવાથી લેખક પોતાનું લખાણ વાચકને ગમે એવું કરી શકે છે. "સંસારસુધારા" માં ગ્રંથકારે વિષયના ભાગો તથા પેટા ભાગો પડયા છે તે ઉદાહરણાર્થે નીચે ટાંકીશું :—

(૧) સંસાર સુધારાનાં સાધન—પેટા ભાગો :-કેળવણી, રાજ્યસત્તા, ધર્મ, આબાદી, સંસર્ગ વગેરે. (૨) સંસાર સુધારાની બાબતો—પેટા ભાગો :-જ્ઞાતિના લાભાલાભ, જ્ઞાતિબંધન, રોટીવ્યવહાર, બહિષ્કાર ઇત્યાદિ. (૩) લગ્ન—પેટા ભાગો :—સ્ત્રીપુરૂષનું જોડું, બાળલગ્ન, કજોડું, પુનર્લગ્ન, કન્યાવિક્રય, પલ્લું વગેરે. (૪) મરણ સંબંધી—પેટા ભાગો :—રોવું કુટવું, શોક, સૂતક. (૫) ખરચ—પેટા ભાગો :—કરકસર, ખાનપાન, મોજશોખ, જમણવાર, દાન-ધર્મ, કરજ વગેરે. (૬) પરચૂરણ—પેટા ભાગો :—લોકમત, વહેમ, રૂઢિ, માન, ભ્રાતૃભાવ ઇત્યાદિ.

* રા. નવલરામ લક્ષ્મીરામે "નિબંધરીતિ" નામનાં પુસ્તકમાં નિબંધ વિષે ઠીક લખાણ કર્યું છે. તેમણે આપેલા નિયમો લક્ષમાં રાખવા યોગ્ય છે.

નિબંધના ભાગો તથા પેટા ભાગોનાં મથાળાં કીધાથી લખાણનો ભાવાર્થ ઝટ સમજી શકાય છે. પણ તે મથાળાં નાનાં તથા સુહેલાઇથી સમજાય એવાં જોઇએ. ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના રીપોર્ટમાં "વ્યવહારમાં તત્વ દર્શનની ઉપયોગિતા" નામવાળો વિષય છે તેના લેખકે નીચે પ્રમાણે લાંબાં મથાળાં કીધા છે તેથી વાંચનાર રાજી થતો નથી. જેમકે :—

(૧) તત્વદર્શનની વ્યાવહારિકી ઉપયોગિતાનો નિર્ણય કરવામાં વિધિનિષેધશૂન્યવ્યક્તિઓના વહેવારને વિનિગમક નહિ ગણવો જોઇએ.

(૨) વ્યવહારનો ક્રમ આકસ્મિક નથી, પરંતુ અમુક દુર્લંઘ્ય નિયમને અનુસરે છે તેથી આપાતત:પ્રતીત થતા આકસ્મિક યોગને નિયમબોધક શાસ્ત્રના પ્રતિ દૃષ્ટાંતરૂપ ન ગણવા બાબત. (૩) અન્તરંગ તથા બહિરંગ સાધનના વિનિયોગપૂર્વક વ્યવહાર તથા પરમાર્થમાં અભીષ્ટ અર્થ સાધવા પ્રેક્ષાવાન પ્રવૃત્ત થાય છે.

અત્રે મથાળાં લાંબાં તથા ન સમજાય તેવાં હોવાથી બાબત પણ તેવીજ હશે એવો ભાસ થાય છે. અને ખરેખર બાબત તેવીજ છે.

નિબંધ આદિમાં અહિંતહિં નાની નાની રસિક વાર્તાઓ આપવાથી લખાણ તેજદાર બને છે. વળી જેઓ ઉત્તમ કવિતા લખી જાણતા હોય તેઓ નાની નાની કવિતા યોગ્ય સ્થળે દાખલ કરે તો તેથી લખાણ વધુ ખેંચાણકારક બને છે. પરંતુ સાધારણ લેખકોએ આવો પ્રયોગ કરવો જોઇએ નહિ. તેમણે તો કોઇક જાણીતા કાવ્યોમાંથી યોગ્ય તથા બેશ પડતા ઉતારાજ દાખલ કરવામાં સંતોષ માનવો જોઇએ છે.

આપણે ઉપર કહ્યું તેમ નિબંધ આદિ ગંભીર લખાણોમાં કેથે કેથે ગ્રંથકાર પોતાની જોડેલી અથવા કોઇની સાંભળેલી અથવા કેથે વાંચેલી કલ્પિત વાર્તા યોગ્ય ઠેકાણે ઠસાવી દે છે તેથી લખાણ વધુ જોરસાદાર ને અસરકારક બને છે. દાખલા તરીકે કેટલાક પુરૂષો અર્થ, અધિકાર કે અહંકારને સબબે ગરીબ ઓળખિતાં, જ્ઞાતિલાં કે સગાંસ્નેહીને ત્યાં મરણ જેવા પ્રસંગે પણ હાજરી આપવામાં અપમાન સમજે છે. આ બાબત ઉપર હરગોવિંદદાસ કાંટાવાળા નીચલો કલ્પિત દાખલો રજુ કરે છે :—

"એક શેઠીઓ જ્યારે નાતમાં કોઇ મરી જાય ત્યારે પછવાડેથી ઘોડે બેશીને સ્મશાન જતો. તે શબ ઉંચકવાનું કે બીજું કંઇ કામ કરતો નહિ. શેઠની મા મરી ગઇ ત્યારે કોઇ તેને ઘેર ન ગયું. ગુમાસ્તા

વગેરે લોકોને મુશ્કેલીથી ભેગા કરી ડોશીને કાઢી ગયા. પ્રેત સ્મશાને પહોંચ્યાની ખબર પડયા પછી નાતના લોકો લાકડીઓના ઘોડા કરી તે કૂદાવતા સ્મશાને ગયા. શેઠ તેનો ભાવાર્થ સમજી ગયા; અને તે પછી ઘોડે બેશી સ્મશાન જવાની ટેવ ભૂલી ગયા."

(સંસાર સુધારો પા. ૨૬૮).

કેટલાક નિબંધોમાં વ્યાખ્યા (definition) આપ્યાથી અર્થ સ્પષ્ટ થાય છે. પરંતુ વ્યાખ્યા સંપૂર્ણ ને સારી રીતે આપવી જોઇએ. નર્મદાશંકર "સુખ" વિષે લખે છે :—

"સુખના વિષય અનેક છે; પણ ઘણું કરીને આપણાં લોક આટલાંને સુખ કહે છે. ખટપટ, શ્રમ, રોગ, બંધન, ચિંતા, શોક, ભયથી અલગ રહેવું તે સુખ; ઇચ્છા પૂરી પડવી, શ્રમનો બદલો મળવો, વિજોગનો સંજોગ થવો તે સુખ; ઇચ્છા પ્રમાણે વર્તવામાં, જે વાતનો છંદ તેનો ઉપયોગ કરવામાં સુખ; વહાલાંને સારી સ્થિતિમાં જોવા–સાંભળવામાં, નિરાશ્રિતને દયા–ઉપકાર કરવામાં, ને વેરીને નુકસાન થાય એવું ઇચ્છવામાં સુખ; ઘરકુટુંબ, મિત્ર, અન્ન, વસ્ત્ર, દ્રવ્ય એથી અનુકૂળ હોવું તે સુખ; લોકમાં સારૂં બોલાય–માન મળે તેમાં સુખ; જીવતાં રહેવામાં ઇશ્વર ઉપર ભાવ–આસ્થા રાખવામાં સુખ, ઇત્યાદિ. કહેણીઓ પણ છે, "પહેલું સુખ તે જાતે નરા (=નિરોગી), બીજું સુખ તે ઘેર દીકરા, ત્રીજું સુખ તે કોઠિયે જાર (=જુવાર), ચોથું સુખ તે સજ્જન નાર." "જ્ઞાનમાં સુખ છે." "આશા અમર છે માટે એમાં પણ સુખ છે." "જેણે જેમાં માન્યું તેમાં તેને સુખ."" (નર્મગદ્ય પા. ૧૬).

નિબંધોમાં તથા નવલકથાઓના પ્રકરણોને મથાળે સારાંશ દર્શાવવા નાની કવિતા અથવા કહેવત ટાંકયાથી વાંચનારનું દીલ આકર્ષાય છે. પણ તે કવિતા કે કહેવત બાબતને પેશ પડતી હોવી જોઇએ. નર્મદાશંકરે કેટલાક વિષયોને મથાળે આમ કવિતા આપી છે તથા હરગોવિંદદાસ કાંટાવાળાએ પોતાની નવલકથાઓના પ્રકરણોને મથાળે કવિતા કે કહેવતો ટાંકી છે. નર્મગદ્યમાં "રણમાં પાછાં પગલાં કરવાં નહિ" એ વિષેની બાબતની શરૂઆત નીચલા શ્લોકથી કરી છે :—

આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય,
ભાગા ખેડે જ્હાવડે, વાકું રંગ ચઢાવ.

અર્થ—શત્રુની સામા પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાંસુધી પત રહે છે, પણ પાછું પગલું કીધું કે પત જાય છે; ને એમ છે માટે હઠ્યા એવા જે યોદ્ધાઓ તે જો પાછા શત્રુ સામા જઇ ઉભા રહે તો તેઓને રંગ ચઢાવો, એટલે તેઓને રંગ છે.

નિબંધ મધ્યે હરકોઇ લખાણ તેજ મારતી શૈલીથી દીપી નિકળે છે. જેમકે :—

"આજ કાલ તો આપણે પૈસાનેજ પરમેશ્વર જાણી પૂજ્યાં કરીએ છીએ; આજકાલ આપણે કહિયે છીએ કે ભાઇઓ જેમ બને તેમ પૈસા પેદા કરો, ને પછે નચિંતે મનમાન્યો સુધારો કરીશું; આજકાલ આપણે કોઇ કોઇને મળતા નથી; આજકાલ આપણામાં કોઇને કોઇની દાઝ નથી, આજકાલ આપણે કોઇ કોઇના મિત્ર નથી; આજકાલ આપણામાં વિવેક નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ ને ખંત નથી; (એક માત્ર પૈસો કમાવાની વાતમાં તે છે ખરાં); ટૂંકામાં આજકાલ આપણે માણસ નથી." (નર્મગદ્ય પા. ૨૫–૨૬).

નિબંધોમાં કોઇ કોઇ ઠેકાણે વાંચક વર્ગ ઉપર તત્કાળ અસર કરવા માટે સુપ્રસિદ્ધ કવિઓનાં કાવ્યોમાંથી યોગ્ય ઉતારા ટાંકવામાં કાંઇ પણ દોષ નથી—ઓર લખાણ ખુબીદાર બને છે. દાખલા તરીકે સ્વદેશ સેવા તથા સુધારા માટે વિવેચન કરતાં નીચલી ચિત્તાકર્ષક કવિતા ટાંકયાથી લખાણ વજનદાર તથા અસરકારક બનશે :—

હે દેશીઓ સામાસામી શું જુઓ? જોતાં જોતાં આંખો મીંચઇ જાય જો.
ભવિષ્યનેજ ભરોંસે ઘેલા, કાં સુઓ? ઉઠો, સત્વર બ્હાર પડો જગમાંયજો.
હાથ જોડીને ટક ટક શું જોયા કરો? નિરૂપયોગી છે શું આ અવતાર જો?
જનસુખસાધન સર્વે હિંમતથી ધરો, દુઃખનિવારણ સાધો સર્વ પ્રકારજો.
અતલગ રહીને મતલબ આપ ન કાઢતા, એમાં તે શા માર્યા મોટા વાઘજો?
શૂરવીર તે જે હામ ખરી દેખાડતા, સુખમાં નહિ પણ દુઃખમાં શોધી ભાગજો.
'સુધારો સુધારો' કહ્યે સુધારો નહિ થશે, 'સુધરો' કહેતાં પ્હેલા સુધરો આપજો.
બાળકાળ સુધારા વિણ તો વહી જશે, જો નહિ સુધરો પ્હેલા પોતે બાપજો.
માટે સજ્જન તનમનધન અર્પણ કરી, શોભાવો સૌ આજ સુધારા કાજજો,
તે માટે રિદ્ધસિધ ઇશ્વર દેશે ખરી, તેમ વળી આશિષ દેશે રાજજો.

(મલબારી નીતિ વિનોદ–કાવ્ય–રત્નો પા. ૫).

## પરિશિષ્ટ ક.—

આપણે ઉપર જોયું છે કે સારા ગ્રંથકારોની નકલ કરવાથી શૈલી સુધરે છે. થોડાક સારા કવિઓ, ગદ્ય ગ્રંથકારો તથા નાટકકારો વિષે અત્રે બહુજ ટુંકું વિવેચન કરીશું, અને મુખ્ય કરીને શૈલીની બાબત ધ્યાનમાં રાખી થોડાંકજ ઉદાહરણો ટાંકીશું. અત્રે જે ગ્રંથકારોનાં અવલોકન કર્યાં છે તેટલાજ સારા લેખકો છે, એમ કોઇએ માનવું નહિ. જગ્યાની તંગાસને લીધે ઘણાક બીજા સારા ગ્રંથકારોનાં લખાણો વિષે વિવેચન કર્યું નથી, એટલુંજ કહેવું બસ થશે.

### પદ્ય.

(૧) **નરસિંહ મહેતો**—(ઈ૦ સ૦ ૧૪૧૪–૧૪૮૧). પુરાતન જમાનાનો આ પ્રથમ કવિ છે. તેનાં પ્રભાત્યાં તથા પદો હિંદુઓમાં બહુ જાણીતાં છે, તથા ઠેકઠેકાણે ગવાય છે. આ કવિ તથા એના જમાનાના બીજા કેટલાક કવિઓ પ્રભુપ્રેમ તથા પ્રભુભક્તિભાવની કવિતા રચવામાં એકાગ્રચિત્ત હતા તથા તેમાંજ મોજ માનતા હતા. એનાં ગ્રંથો ચાતુરી ષોડશી, શામળદાસનો વિવાહ, દાનલીલા, ગોવિંદગમન તથા આશરે ૧૦૦૦ પદો છે. કવિ નર્મદાશંકર કહે છે તેમ એની કવિતા "કુમળી, સાદી, સરળ અને હાવકી છે" વળી "કવિતાનો જીવ જે રસ તે સાહજિક, આછો, સાદો, નિર્મળ ને સ્થાયી છે." એની કવિતા નીતિબોધક, ચાનક આપનારી તથા કેથે કેથે હાસ્યજનક છે. એનાં કાવ્યમાંનો નીચલો ઉતારો બોધદાયક છે:—

સમરને શ્રીહરી, મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં,
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મહારૂં મહારૂં—સમરને.
દેહ તારી નથી જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે,
દેહ સંબંધ તજે, નવ નવાં બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વહાયે—સમરને.
ધન તણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મ્હોટી,
પાસ છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઇ થયો રે ખોટી—સમરને
ભરનિદ્રા ભર્યો, રોંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે,
ન જાગતાં નરસૈયા લાજ છે અતિ ઘણી, જન્મોજન્મ તારી ખાંત ભાગે—સમરને.

(૨) **મીરાંબાઇ**—(ઇ. સ. ૧૪૦૩–૧૪૭૦). ગુજરાતની બલકે પશ્ચિમ હિંદુસ્તાનની કોઇ પણ સ્ત્રીએ કવિ તરીકે વિખ્યાતિ તથા પ્રશંસા

મેળવી હોય તો તે કવિ મીરાંબાઇજ છે.* તેણી મેવાડના રાણા સાથે પરણી હતી, પણ તુરતજ પોતાના ધણીથી છૂટી પડી તેણીએ શ્રીકૃષ્ણની ભક્તિનો માર્ગ ધર્યો હતો. કવિ દયારામે એની ઓળખ આપતાં લખ્યું છે કે:—

> જેમળ રાઠોડની દીકરી રે, સુણો મેડતા એનું નામ,
> રૂપગુણ સમોવડ નહિ, રૂડું ધર્યું મીરાંબાઇ નામ.

એની કવિતા સરળ, સાદી, સહેજે સમજાય એવી છે. નર્મદાશંકર કહે છે કે "એની કવિતામાં રસ ને તેજી છે. પણ તે તેજી તીવ્ર નથી; અને રસ ધાડો નથી તેથી ઘણીવાર અસર રહેતી નથી. તોપણ રસ સાહજિક સરળ વેહેતો છે. વિચાર તૂટક ને સાદા છે......વાણી ઠરેલી, કોમળ, સુંદર ને મધુર છે." (નર્મગદ્ય પા. ૪૩).

મીરાંબાઇ પોતાના વરનું ઘર છોડી સાધુસંતોની સાથે જઈ રહી હતી ત્યારે તેના વરે તેને બોલાવવાની અનેક કોશેશ કરી હતી, તેનું રસિલું વર્ણન નીચલી કવિતા ઉપરથી જડે છે:—

> ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
> મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે;
> મીરાંબાઇના મહેલમાં રે, હરિ સંતનનો વાસ,
> કપટીથી હરી દૂર વસે, મારા સંતન કેરી પાસ—ગોવિંદો.
> રાણોજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ,
> સાધુની સંગત છોડી દો, તમ વસોને અમારે સાથ—ગોવિંદો.

હરિ તરફ જે બેહદ પ્રેમ મીરાંબાઇ ધરાવતી હતી તે નીચલા ઉતારાપરથી જણાશે.

> મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની માયા લાગીરે.
> મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં, મન મારૂં રહ્યું ન્યારૂં રે—મોહન
> સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું, તેને ઘેર શિદ જઇએરે—મોહન
> પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો, રાંડવાનો ભે ટાળ્યોરે—મોહન

નીચલો ફકરો બહુજ લોકપ્રિય થઈ પડયો છે, અને ઠેકઠેકાણે ગવાય છે:—

---

* સ્ત્રી કવિઓમાં કૃષ્ણાબાઇ, પૂરીબાઇ, ગૌરીબાઇ, દિવાળીબાઈ, તથા રાધાબાઈ જાણીતી છે, તેમનું વર્ણન ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં અ૦ સૌ૦ વિદ્યાગૌરી નીલકંઠે કર્યું છે. મીરાંબાઇનાં વૃત્તાંત સારૂં જુવો સરકારી કન્યા વાચનમાળા પુસ્તક બીજું પા. ૮૭–૮૯.

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમનીરે.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે—મને
કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે—મને
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સુરત શુભ એમનીરે—મને

(બૃ. કા. દો. ભાગ ૧ પા. ૮૮૩ ૩).

નીચલી શિખામણ મોઢે કરવા જોગ :—

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.
સાકર સેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો ઘોળમા રે—રાધા૦
ચાંદા સૂરજનું તેજ તજીને, આગિયા સંગાતે પ્રીત જોડ મા રે—રાધા૦
હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાતે મણિ તોળમાં રે—રાધા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે—રાધા૦

(તેજ પુસ્તક પા. ૮૮૩).

(૩) **અખા ભગત***—(ઇ૦ સ૦ ૧૬૧૫-૧૬૭૫) એણે જાતે અભ્યાસ કીધો ન હતો, પણ ઘણા લોકોના સમાગમથી તે સુશ્રુત તથા પઢેલ થયો હતો. એની કવિતા નીતિબોધક તથા હાસ્યજનક છે. એના વિચારો સાધારણ નથી, પણ બળવાન ને પાંડિત્યથી ભરપૂર છે. મુર્ખાઇનું હાસ્ય કરી શિખામણ-દેવામાં અને ગુજરાતીમાં શાસ્ત્રિયગ્રંથ લખવામાં અખા જેવો કોઇ કવિ બીજો થયો નથી. ગંભીર વિષયને યોગ્ય થઇ પડે એવી પ્રૌઢ ભાષા તેની નથી, એ કદાચિત્ દોષ કહેવાય. પરંતુ એની શૈલી નકલ કરવાજોગ છે એ તો નિ:સંદેહ છે. એના ગ્રંથો અખેગીતા, અનુભવબિંદુ, ચિત્તવિચારસંવાદ, ગુરૂશિષ્યસંવાદ આદિ વેદાંત ફિલસુફીને લગતાં છે. એના છપ્પા તથા પદો બોધદાયક હોવાથી લોકપ્રિય થઇ પડ્યા છે. સંસ્કૃતમય શૈલી એને પસંદ હતી નહિ. જે સાદી ભાષાથી લોકોનું મન આકર્ષી લે તેજ એના મતે ખરો શૂરવીર હતો. માટે તેણે એક ઠેકાણે કહ્યું છે કે "ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર." એની કવિતાઓના કેટલાક ફકરા કહેવતરૂપ થઇ પડયા છે. જેમકે :—

(ક) કથા સાંભળી ફૂટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
(ખ) ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દિકરો જણ્યો.
(ગ) ઊંડો કૂવો ને ફાટી બોખ, શિખવ્યું સાંભળ્યું સઘળું ફોક.

---

* આ કવિ તથા તેની કવિતા વિષે બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં અંબાલાલ બુલાખીદાસ જાનીએ એક વિષય વાંચ્યો હતો.

અખાનાં કાવ્યોમાં લખાણુની તોલન શક્તિનો ઉપયોગ ઝાઝો દીસે છે. તેની ઉલટાસુલટી વાક્ય રચના મનોરંજક છે. જેમકે અખેગીતામાં આપણે વાંચીએ છીએ કે :—

જેમ ભક્તને ભગવાન વાહલા, તેમ ભક્ત વાહલા ભગવાનને
જેવા ભક્તને ભગવાન દુર્લભ, એવા ભક્ત દુર્લભ રામને.

(૪) **ભટ પ્રેમાનંદ**—(ઇ. સ. ૧૬૩૬–૧૭૩૪). એ ગુજરાતનો સૌથી સારો કવિ ગણાયો છે. એણે એક મોટું શિષ્યમંડળ એકઠું કીધું હતું. એનો એક શિષ્ય મોબેદ રૂસ્તમ પેશુતન નામનો હતો તે આપણે ઉપર જોઈ ગયા. એનું સૌથી શ્રેષ્ટ તથા જાણીતું કાવ્ય નળાખ્યાન છે. બીજાં જાણીતાં કાવ્યો ઓખાહરણ, સુદામાચરિત્ર, મામેરૂં, સુધન્વાખ્યાન, વિવેકવણઝારો, દ્રૌપદીહરણ, દશમસ્કંધ, શામળસાહનો વિવાહ, અભિમન્યુ આખ્યાન, દ્રૌપદીસ્વયંવર આદિ છે. એના વખતમાં બીજી ભાષાઓ સાથે સરખાવતાં ગુજરાતી ભાષાનું સાહિત્ય બહુ હલકા પ્રકારનું ગણાતું હતું, તેને ચઢતી હાલતે લાવવા એણે પુષ્કળ મહેનત કરી હતી, અને પોતે નજદીક ૫૦ કાવ્યો રચ્યાં હતાં, તથા અનેક શિષ્યો કને લખાવ્યાં હતા. એનાં કાવ્યોમાં શૃંગાર, હાસ્ય, કરૂણા તથા વીર રસો ઠીક જામેલા છે. ઓખાહરણમાં શૃંગાર રસ પ્રધાન છે, અને તેથી ઉતરતો વીર રસ છે. મૃદાલસામાં શૃંગાર, કરૂણા તથા અદ્ભૂત રસો છે. અભિમન્યુમાં વીર રસ તથા કરૂણા રસો છે. નળાખ્યાનમાં કરૂણા રસ મુખ્ય છે. "વૈદર્ભી વનમાં વલવલે અંધારી રાત" એ કવિતા અતિ લોકપ્રિય થઇ પડી છે. એની શૈલી ગૌરવવાળી, પ્રૌઢ તથા વિષયને પેશ પડતી છે. એનો સમકાલિન શામળભટ હતો. એ બંને એકમેકના મોટા વેરી હતા.

પ્રેમાનંદની વર્ણન કરવાની શકિત બહુજ ખીલેલી હતી તે ઓખાના સોલે શણગારનાં નીચલાં આખ્યાન ઉપરથી જણાશે :—

તેલ મર્દન મંજન અંગે, ચરમે ચંદન કેસર સંગે,
નેત્રે અંજન આભરણ સાર, મુખે તાંબુળ કેરો આહાર,
તપે નિલવટ ચાંદલો તેવો, ચંદ્ર શરદ–પુનમના જેવો.
શીર રાખડી શોભા ઘણી, ચોટલો જાણે નાગણી ફણી,
શીશ ફૂલ, સેંથે સિંદૂર, તેણે મોહ્યો અનિરૂદ્ધ શૂર.
કાને ઝાલ અમુલ્યક જોઇ, કામ–કુંવર રહ્યો છે મોહી,
નાકે શોહે મોતીની વાળી, તેણે અનિરૂદ્ધ રહ્યો છે ન્યાળી.
નારિ તારિ નાસિકાનો મોર, નોય ભૂષણ ચિત્તનો ચોર.

રક્ત અધર હસે મંદ મંદ, નહિ હાસ્ય એ મોહનો ફંદ,
પંકજમાં મેઘબિંદુ પડતાં, મોતિ મોરના અધરે અડતાં,
ચપળ નેત્ર ઝિણું અંજન, જાણે જાળે પડયાં ખંજન

"વિવેક વણઝારો" નામનાં કાવ્યમાં પ્રેમાનંદે **આત્મા** વિષે એક ઉત્તમ રૂપકાવલિ* (allegory) રચી છે.

"હુંડી" નામનાં કાવ્યમાં શ્રીકૃષ્ણ એક વાણિયાના વેશમાં બજારમાં જાય છે તેનું વર્ણન આપતાં પ્રેમાનંદ નીચલી અગત્યની વાત રજુ કરે છે:—

"ઓદ્ધવને ખાંધે કોથળી રે, તે તો પારસી બોલે તોતડી રે."

પ્રેમાનંદના વખતમાં પારસીઓ શુદ્ધ ગુજરાતી બોલતા ન હતા, તે ઉપલી કળી ઉપરથી સ્પષ્ટ દીસે છે. "હુંડી" નામનું કાવ્ય ઇ. સ. ૧૬૭૪ માં લખવામાં આવ્યું હતું. નજદીક ૨૫૦ વર્ષ થયા છતાં પારસીઓ તેવીજ ભાષા આજે પણ બોલે છે એ દિલગીરી ભરેલું છે.

ગુજરાતી ભાષાને ચઢતી હાલતે મૂકવા તેણે ઘણું કીધું હતું અને તેની વધુ ને વધુ ચઢતી થાય એવું તે અંતઃકરણથી ઇચ્છતો હતો. માટે એના રોપદર્શિકા સત્યભામાખ્યાન નામના નાટકમાં આપણે નીચે પ્રમાણે વાંચીએ છીએ:—

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી,
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી, એ આશ પૂરો હરિ.

અર્થ:—ગુજરાતી ભાષા તેના ભાગો તથા પેટા ભાગો સારા રસિક આડકત્રા અર્થથી બહુજ ભરપૂર થાય; તે તેના દરેક શબ્દમાં રસવાળી ને અલંકારયુકત થાય; અને તેની બેહેનપણી ભાષાઓ ઉપર સરસાઇ ભોગવે; સંસ્કૃત ભાષા જે શ્રેષ્ટ ગણાય છે તેના જેવું ઉંચ સ્થાન એને મળે; એ પોતાની સઘળી બેહેનોમાં શ્રેષ્ટ થાય એવી આપણી આશા પરિપૂર્ણ થાઓ.

---

* નર્મદાશંકર આ અલંકારને "સજીવારોપણ" નામ આપે છે. વિવેક વણજારા" વિષે તે કહે છે:—"આપણી ગુજરાતી ભાષામાં પ્રેમાનંદે વિવેક વણજારામાં જીવને વણજારો, ને તેને પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ બે સ્ત્રીઓ કલ્પી સુંદર રૂપક કર્યું છે." (નર્મગદ્ય પા. ૩૨).

આપણે ઉપર કહ્યું તેમ પ્રેમાનંદ તથા શામળભટ એકમેકના વેરી હતા. પ્રેમાનંદના છોકરા વલ્લભે એક ઠેકાણે શામળને –"ખરાબ લક્ષણ-વાલો" કહ્યો છે, એવો ગૂઢ ભાવાર્થ નીચલી લીટી ઉપરથી મળે છે:—
"**શામ લક્ષણ**વંતા કો, રાય રંક સેવતા."

નીચલી કવિતામાં શામળ પોતાના હરીફ પ્રેમાનંદ પ્રત્યે દ્વેષભાવ દર્શાવે છે:—

> ભણ્યો નથી કોઈ પુરાણ હું, ભણ્યો નથી કોઇ વેદ,
> રસાલંકાર ન આવડે, મન ન પામે ખેદ,
> ઘર ઘર રાગ તાણું નહિ, પુત્ર ન મુજ ગુણ ગાય.
> રાજ દરબારે રઝળવું, મેળવી નથી પસાય. (=અફ્સોસ).

"પુત્ર ન મુજ ગુણ ગાય," આ ફકરામાં પ્રેમાનંદના છોકરા વલ્લભને માટે ઇશારો છે; વલ્લભ તેના બાપનો મુખ્ય ને માનિતો ચેલો હતો, અને બાપની ભારે વખાણ કરતો હતો.

(૫) **શામળભટ**—(ઇ. સ. ૧૬૪૦–૧૭૩૦) આ કવિ એના છપ્પાથી અમર બન્યો છે. એણે નજદીક ૨૫) કાવ્યો રચ્યાં છે. તેમાં બત્રીશ પૂતળી, સૂડા બોતેરી, શિવપુરાણ, પદ્માવતી, નંદબત્રીશી, ભોજકથા, ઉદ્યમકર્મસંવાદ, મદનમોહના આદિ મુખ્ય છે. એની શૈલી વિષે નર્મદાશંકર કહે છે કે "શામળે વાણીને તેજ મારતી ને છટાવાળી દેખાડી છે. શામળે ઘણું લખ્યું છે, ઘણું સાહિત્ય વાપર્યું છે, ઘણો બોધ આપ્યો છે, ઘણી ચાતુરી બતાવી છે, ને ઘણા રંગ દર્શાવ્યા છે તે જોતાં તેની કવિતા એ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક રંગમંડપ હોયની શું તેવી શોભે છે, કે જેમાં ગુજરાતી સ્ત્રી પુરૂષો અનીતિ, મૂર્ખાઇ વગેરેનું હાસ્યરસ નાટક જોઇ અને દૃષ્ટાંત કથન સાંભળી સુબોધ શિક્ષા ગ્રહણ કરે છે. ગુજરાતીઓમાં પ્રવૃત્તિના આનંદનો, અને ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ એ સદ્‌ગુણોનો પ્રથમ બોધ આપનાર શામળ છે." બીજે ઠેકાણે નર્મદાશંકર કહે છે કે "કેટલીક મોટી વાર્તાઓમાં કેટલીક સ્ત્રીની મૂર્તિ રૌદ્ર ને ભયાનક રસ ઉત્પન્ન કરે છે, ને કેટલાક પુરૂષોની સુઘડ મૂર્તિ ઉજળો આનંદ આપે છે." સ્ત્રીને માટે શામળને હલકો મત હતો તે મુખ્ય કરી દુષ્ટ સ્ત્રીઓ માટેજ હતો. સારી સ્ત્રીનું વર્ણન તો તેણે નીચે પ્રમાણે કીધું છે:—

> જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની,
> વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની,

સુખદુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી,
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે,
એ અંતકાળે અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે.

શામળભટના કેટલાક છપ્પા કહેવતરૂપ થઇ પડયા છે, તેનો મર્મ આ છે, કે શબ્દો કેવળ સાદા પણ યોગ્ય સ્થાને છે તથા શૈલી મન આકર્ષે એવી છે. "પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે," આ કવિતા નિશાળે જતાં સઘળાં છોકરાંને મોઢે હોય છે. બીજો દાખલો નીચે આપ્યો છે :—

કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે,
કોઇ વર્ષે દશબાર, કોઇ પચીસ પચાસે,
કોઇ સાઠ શીતેર, કોઇ પોણોસો એંશી,
જે જાયું તે જાય, નથી રહેવાનું બેશી.
જે નામ તેહનો નાશ છે ધર્મ જ એવો ધારવો,
કવિ શામળ કહે મૂરખ કરે ગંદી દેહનો ગારવો ( =ગર્વ ).

(૬) **પ્રીતમદાસ**—( ઇ૦ સ૦ ૧૭૩૦–૧૭૯૦ આશરે ). એની કવિતા બહુ લોકપ્રિય છે, કારણ કે તે બોધકારક તથા રસવાળી છે. એણે સારસગીતા, જ્ઞાનકક્કો, ગુરૂમહિમા, પદો, ગરબીઓ આદિ રચ્યાં છે.

એની કવિતા બોધકારક છે તેના દાખલા :—

જગતનું સુખ ઝાકળનું છે પાણી રે, જાણી લે.
વણશી જતાં વાર નહિ, સત વાણી રે, જાણી લે.
પ્રીતમ પ્રભુને ભજીને, પાવન થાજે રે, જાણી લે.

જેની દેહ અશુદ્ધ, અશુદ્ધ વાણી,
જેણે પ્રીત પ્રભુશુ નવ આણી,
એ અધમ જાત પામર પ્રાણી.

(૭) **જીવરામ ભટ**—( ઇ૦ સ૦ ૧૮ મી સદી )—એણે "જીવરાજ શેઠની મુસાફરી" નામે કાવ્ય રચ્યું છે, તે પ્રેમાનંદના "વિવેક વણજારા"નું અનુકરણ છે. આ કાવ્ય રૂપકાવલી અલંકારનો સરસ દાખલો છે. આ દુનિયામાં જીવ જન્મ પામે તે આગમચ શીવ તેને શીખામણ દે છે, કે મૃત્યુલોકમાં પ્રમાણિકપણે ચાલજે કે જેથી પુનર્જન્મ ભોગવવો પડે નહિ. જન્મ પામ્યા પછી જીવ, પ્રવૃત્તિ (મોજશોખ લોભ

લાલચ) ના ફંદામાં પડે છે. અનેક જન્મો પછી નિવૃત્તિ તેને આવી મલે છે, તેથી તે સાધુ બની સ્વર્ગમાં જાય છે. આ કાવ્યના થોડાકજ શ્લોકો નીચે આપીશું :—

શીવરાજ શેઠ પુત્ર જીવરાજને મોકલે વિદેશમાં કહી સુકાજને,
જાઓ મૃત્યુલોકમાં ગુમાસ્તા લેઇને, માલ વોરજોજિ પુત્ર શુદ્ધ જોઇને.
સાથ રાખજો દલાલ સંત કોઇને, લેવરાવશે સુમાલ સારો જોઇને.
આગવો (=પહેલો) સુસંગ લેઇ રાખજો કને, ધીરશો મા કામક્રોધ લોભ ચોરને.

મૂકજો કુસંગ ફાંસિયા તણી પુરી, આવશે અપાર મોહની નદી ખરી.
બેસજો વૈરાગ્ય–નાવમાં ફરી ફરી, ચાલજો સુવાટ પેલિપાર ઉતરી

(૮) **ધીરો ભગત**—(ઇ. સ. ૧૭૫૩–૧૮૨૫) એક જાણીતો કવિ હતો. માહી નદીના કિનારા ઉપર એ રહેતો હોવાથી પોતાની કવિતાઓ કાગળ ઉપર લખી બાંધુ કે નાનાં પોકળ દોધીમાં કાગળ મેલી નદીના પાણી ઉપર તરતાં મેળતો, કે જેથી લોકોના હાથમાં તે જાય. આ યુક્તિથી તેની કવિતા ઘણા લોકની જાણમાં આવતી. એનાં કાવ્યોમાં "સ્વરૂપની કાફીઓ" આત્મબોધ, જ્ઞાનકક્કો આદિ જાણીતાં છે. એની કવિતા બોધદાયક સાદી શૈલીમાં લખાયલી છે. જેમ કે :—

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડ્યો,
મનુષ્ય દેહ રૂપીરે, ખોયો મણિ હાથે ચઢ્યો.
ડાહ્યો થઇ દુનીઆમાં ફરે છે, તેણે શું સર્યું તારૂં કાજ ?
તેં ન જાણ્યું જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ.

(૯) **ભોજા ભગત**—(ઈ. સ. ૧૭૮૭–૧૮૫૦) આ જાણીતો કવિ હતો, પણ એને લખતાં આવડતું નહતું. આ કવિ એના "ચાબખા" ને માટે પ્રસિદ્ધ છે. રા. કૃષ્ણલાલ ઝવેરી કહે છે તેમ નરસિંહ મહેતાનાં પ્રભાત્યાં, શામળભટના છપ્પા, પ્રિતમદાસના પદો, ધીરાના કાફીઆ, ભોજાના ચાબખા તથા દયારામની ગરબીઓ સુપ્રસિદ્ધ છે. એની નીચલી કવિતા નિશાળના બાળકોમાં જાણીતી છે :—

પ્રાણીઆ ભજી લેને કીરતાર, આ તો સ્વપનું છે સંસાર,
ધન દોલત ને માલખજાનો પુત્ર અને પરિવાર,
એમાંથી જાઇશ તું એકલો, પછે ખાશે જમના મારરે—પ્રાણીઆ.
ઉંચી મેડીને અજબ ઝરૂખા, ગોખતણો નહિ પાર,
ક્રોડી ધ્વજ ને લક્ષપતિ, તેના બાંધ્યાં રહ્યાં ઘર બારરે—પ્રાણીઆ.

(૧૦) **દયારામ**—(ઇ० સ० ૧૭૬૭–૧૮૫૨). આ કવિ યોગ્ય રીતે એના વખતનો નેતા ગણાયો છે. એનાં સંચિત કાવ્યો, ગરબીઓ તથા પદો વખાણને પાત્ર ઠર્યાં છે. એણે ગુજરાતી તથા હિંદિ કાવ્યો પુષ્કળ રચ્યાં છે. હિંદિ કાવ્યોમાં ભક્તિ, નીતિ તથા ધર્મ ઉપરાંત ભક્તિથી અમિશ્રિત યાને કેવળ શૃંગારનો ભાગ પણ છે. ગુજરાતી પદોમાં ધર્મ, નીતિ, વૈરાગ્ય અને શૃંગાર વિનાની ભક્તિ છે. ગરબીઓમાં શૃંગારરૂપ ભક્તિ છે. એનું મોટામાં મોટું કાવ્ય "રસિક વલ્લભ" છે. એણે નજદીક ૫૦) કાવ્યો રચ્યાં છે. એની વખાણ કરતાં બેરામજી મલબારીએ નીતિવિનોદમાં લખ્યું છે કે "મનોરંગ વાણી દયારામની છે." એની શ્લેષાત્મક શૈલી તથા એનાં અનેકાર્થી પદો ભાષા ઉપરનો સંપૂર્ણ કાબુ દાખવે છે, અને તેના ગૂઢ અર્થોથી આપણે ઘણીકવાર અજાએબીમાં ગર્ક થઇએ છીએ. એણે આપેલાં દૃષ્ટાંતો યોગ્ય તથા રુચિકર છે. પ્રેમ આંધળો છે તે માટે તે લખે છે:—

દૃષ્ટિ પ્રેમનો માર્યો રે, પતંગ દીપકમાં બળે,
જાય પ્રાણ પોતાનો રે, તોય સ્નેહીને મળે.
રેહે ચાત્રક તરસ્યું રે, સદા બાર માસ લગી,
પીએ સ્વાતિનું વારિ રે, અવર પરસે ન ડગી....
જેનું મન જેસું માન્યું રે. તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂં રે, ના'વે તેની આંખ તળે.
(બૃ. કા. દો. ભાગ ૧, પા. ૮૫૯).

માણસને મોજમજાહ ગમે છે, પણ પ્રભુનું સ્મરણ કરવા તેને અવકાશ મળતો નથી તે સંબંધે કવિ કહે છે:—

પ્રભુ તને પ્રસન્ન કેમ થાય, તારા દિલનું કપટ નવ જાય:
પ્રભુ કીરતન પ્રભુ નામ સ્મરણમાં, અતિશે આળસ તારે,
ડાચાકુટ લવ પર નિંદામાં, આખો દિવસ ન હારે.
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે,
ગંજીફો સોગટાં કૂટતાં આઠ પહોર નવ જંપે,
હરિનું ચંદન ઘસતાં તારૂં શ્રમથી શરીર બગડે,
કુંડી કદકું લઇ ભરી મસાલો, ભાવે ભાંગ્યજ (=ભાંગ) રગડે.

દયારામનાં નીચલાં નીતિ વચનો ઠેકઠેકાણે ગવાય છે:—

સાચું તે સગપણ રે, સમજ મન શ્યામ તણું,
બાકી સહુ જૂઠું રે, કશું નહિ કામ તણું.
પર ઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવુંજી,
ગુંજ કરતાં હોય બે જણાં, ત્યાં વણ તેડયા નવ ધસવુંજી.

(૧૧) **નર્મદાશંકર લાલશંકર**—૧૯ી સદીના ઉત્તમ કવિઓ તથા ગ્રંથકારોમાંના એક નર્મદાશંકર છે. એમણે પોતાના વખતમાં અંગ્રેજી ફારસી આદિ ભાષાઓની મદદ લઇ ગુજરાતી સાહિત્યને ઉંચી પદવીએ ચઢાવવા પુષ્કળ પ્રયાસ કીધો હતો. એમની કવિતાઓ, એમનું નર્મગદ્ય, એમના નિબંધો તથા એમનો કોષ બહુ જાણીતાં છે. એમનાં કાવ્યો ઘણાં છે, અને તેની ભાષાશૈલી સાદી સરળ તેજદાર છે. એમણે આપ-બળ, સ્વાભિમાન, સંસાર સુધારો, સ્વદેશભક્તિ, રાજ્ય ચળવળ આદિ બાબતો ઉપર કલમ કસી સારૂં જુસ્સાવાળું રસથી ઉભરાતું ગુજરાતી સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. નીતિ પ્રેમ, ઇશ્વરભક્તિ, સ્ત્રીશિક્ષણ, ઘરસંસાર વગેરે વિષયો ઉપર કાવ્યો રચ્યાં છે, તે ગુજરાતી વાંચક વર્ગે જરૂર વાંચવાં જોઇએ છે.

જ્ઞાન પ્રાપ્ત થયે ઘણા ફાયદા છે તે નર્મદાશંકર બરાબર સમજતા હતા. માટે તેમણે નીચે પ્રમાણે બોધ દીધો છે:—

દેશિયો ભણો ભણો રે ભણો ભણો !<br>
હાંરે જે કોઇ ભણી સમજનાં થાશે,<br>
તેના વ્હેમો સમૂળા જાશેરે—દેશિયો.<br>
હાંરે જે કોઇ ભણ્યા વિના દિન ગાળે,<br>
હાથો મૂકે પછાઇ તે કપાળે રે—દેશિયો.<br>
હાંરે જે કોઇ ભણ્યા વિના સુખ જાચે,<br>
તે તો હોરે બહુ દુઃખ કહું સાચેરે—દેશિયો.

અનેક ઠેકાણે કુદરતી બનાવોનું વર્ણન નર્મદાશંકરે સરસ શૈલીમાં કર્યું છે. વરસાદનું વર્ણન આબાદ વરસાદ પડતો હોય એવો ભાસ આવે છે તે નીચલા ફકરા ઉપરથી જણાશે:—

ફરફરફર આવે થંડ વા રાત દહાડો,<br>
ખરર થરર શબ્દે હાલતાં થાય ઝાડો,<br>
રસ (=પારો) બહુ ઉતરે છે યંત્ર માંહે રૂપાળો,<br>
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળો....<br>
ચમક ચમક વીજે વ્યોમને ફાડિ નાંખ્યું.<br>
સરર ઘરર ગાજ્યો તોરિ (=તોફાની) વંટોળ વાત,<br>
વળગિ પડિજ ચોંકી દાસિને જાણી નાથ.

(૧૨) **દલપતરામ ડાહ્યાભાઇ**— આ પણ ૧૯ી સદીના એક નામાંકિત કવિ છે. એ તથા નર્મદાશંકર એકમેકના સમકાલીન તથા હરીફ હતા. એમના કાવ્યોની શૈલી તદ્દન જ સહેલી, સાદી તથા રસીલી વાંચક

વર્ગને રમુજ આપે એવી તથા તેમનાં મન ઉશ્કેરે એવી છે. એમણે નીતિ, સુધારા, સ્વદેશાભિમાન, ઉદ્યમ, વિદ્યાભ્યાસ, સ્ત્રી કેળવણી આદિ વિષયો ઉપર સારી કવિતાઓ રચી છે. સ્વદેશાભિમાન વિષે એમણે દિલ ઉશ્કેરે એવી ભાષામાં નીચે પ્રમાણે લખ્યું છે :—

વનચરો જે વનમાં વસે છે, હળી મળી શત્રુ સામા ધસે છે,
સ્વજાતિમાં સંપ રહે રચાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
કુસંપથી કષ્ટ કરોડ માથે, જુઓ દિસે સંપ સુસંપ સાથે,
ખરેખરો છે ખપનો ઉખાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
કુસંપથી પાંડવ કૌરવોએ, લડી પડી લાભ લીધો ન કોયે,
ઘણોજ તોટો ઘરમાં ઘલાણો, અરે સ્વદેશી અભિમાન આણો.

સ્ત્રીકેળવણી વિષે દલપતરામ કવે છે :—

સુવિદ્યાથી સંતોષ ને સૂખ પામે, સુવિદ્યાથી સારી સદા કીર્તિ જામે.
સુવિદ્યા થકી ધૈર્ય રાખે ધરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને.
સુવિદ્યા સખીની પઠે સૂખ આપે, સુવિદ્યા કુમારીતણાં કષ્ટ કાપે,
સુવિદ્યાથી સંભાળી દેખે ડરીને, દયાથી વિદ્યાદાન દ્યો દીકરીને.

કવિ દલપતરામને વર્તમાન પત્રો વિષે સારો વિચાર હતો. મુંબઇના જુનાં જાણીતાં પત્રો માટે તેમણે લખ્યું છે તે નીચે પ્રમાણે છે :—

વાર વાર નમસ્કાર તને **સમાચાર** પત્ર,
કરું છું ઉચ્ચાર તે વિચાર ચિત્ત ધારજે.
સર્વ લોક હિતકાર કહે જે આ સમાચાર
અર્થ તારા નામનો સમર્થ થૈ સુધારજે....
વર્તમાન કાળે બની વર્તમાનની જે વાત
**વર્તમાન** પ્રિયપત્ર તું વેગે કર વિખ્યાત.
ઓ **ચાબુકના** અધિપતિ, ચિતથી ન કરજે ચૂપ,
ઉઠાડ મંડળિ ઉંઘથી ચમકાવી ચાબૂક.
જઇ **જામે જમશેદ** તું, શુભ ભાષણનો સાર,
કહે તારા નામેરીને (=સર જમશેદજીને),
ચિતમાં કરે વિચાર.
**દરપણ** નામે દોસ્ત તું, જન મંડળિ જગાડ,
હાલ અવસ્થા હિંદની, ડહાપણથી દેખાડ.

દલપતરામનાં પદો કહેવતરૂપ થઇ પડયાં છે. જેમકે :—

પુરી એક અંધેરી ને ગંડુ રાજા,
ટકે શેર ભાજી ટકે શેર ખાજા.

બધી ચીજ વેચાય ત્યાં ભાવ એકે,
કદી સારી બુરી ન વેચે વિવેક.

દલપતરામે ચિમકી લાગે એવું ઘણુંક લખ્યું છે. જેમકે ઢોંગી વિપ્રો માટે નીચે પ્રમાણે લખ્યું છે:—

વિપ્રો પુરા તમે પાખંડી, શિદ પૂજો પથરા પિંડી.
પાવક પૂજો પૃથવી પૂજો, પુજો પવન ને પાણી.
મહીપતિનો તો હુકમ ન માનો, એમ અકલ વેચાણી.
પૃથવી આદિક પાંચે દેવો વસે છે નૃપને અંગે,
માટે નૃપને માન આપવું, અંતર અધિક ઉમંગે.
નદી પૂજો, વરસાદને પૂજો, પૂજો સુરજ ને ચંદ,
સ્નેહે શિવનું લિંગ પુજો છો, કરો છો ફોકટ ફંદ.

(૧૩) **બેરામજી મલબારી**—એમણે નીતિવિનોદ, અનુભવિકા, સંસારિકા, સરોદે-ઇત્તેફાક વગેરે કાવ્યો લખ્યાં છે. આ સઘળાં કાવ્યોનો મોટો ભાગ "મલબારીનાં કાવ્ય રત્નો" એવા નામનાં પુસ્તકમાં બીજી વાર પ્રગટ થયો છે; તેનો ઉપોદ્‍ઘાત અરદેશર ખબરદારે લખ્યો છે. રા૦ ખબરદાર કેવી સુંદર શૈલીમાં ગુજરાતી લખે છે તેની પરીક્ષા કરવી હોય તો વાંચનારે ઉપલો ઉપોદ્‍ઘાત જરૂરજ વાંચવો જોઇએ છે. રા. ખબરદાર કહે છે તેમ "ડહાપણ, દીર્ઘદૃષ્ટિ, જનસ્વભાવનું સચોટ જ્ઞાન, ઉંડી નિરીક્ષણ શકિત, મનુષ્ય માત્ર તરફ સમભાવ, સતત ઉદ્યોગ, નિઃસ્વાર્થી સ્નેહવૃત્તિ આદિ અનેક ગુણોથી મલબારીના ઉત્તમ લેખો ભરપૂર છે." મલબારીએ શુદ્ધ ગુજરાતીમાં પિંગળના નિયમોને અનુસરીને લાવણીઓ, ગરબીઓ તથા સંગીત કવિતાઓ લખી છે. શૈલી સરળ, મૃદુ, મધુર, સ્પષ્ટ સચોટ, ઝમકવાળી, તથા પ્રાસાનુપાસ આદિ અલંકારોથી ઉભરાતી છે. ઉંચ પ્રકારના હિંદુ કવિઓએ એમની કવિતા ઉપર મજબૂત અસર કરી હતી. આપણા મતે એમનાં પાછલાં કાવ્યો લગાર કિલષ્ટ તથા કઠણ ભાષામાં લખાયલાં છે. કેથે કેથે એમણે સંસ્કૃતમય તથા ફારસીમય કવિતા લખી છે, તે એમનું પાંડિત્ય બતાવે છે. એમણે નીતિ ખીલવવા તથા સામાજિક સેવા પ્રત્યે શોખ ઉત્પન્ન કરવા પુષ્કળ લખ્યું છે, તે વાંચવા જોગ છે. એમના કાવ્યોમાંથી ઘણાક ઉતારા આપણે ટાંકયા છે. દુઃખનો સાથી કોણ તે વિષેનાં થોડાંક પદો નીચે આપ્યાં છે:—

સાથી દુઃખનો દે, પ્રભુ! દુઃખનો, જેને લોભ કશો નહિ સુખનો.
સુખના સાથી બહુ બહુ સોંઘા, મ્હોં માગ્યા મળી આવે,
સ્વાર્થ બજાર માલ, ભરોસો શો એની તે રૂખનો...
દુઃખનો સાથી એક કરોડો સુખ સાથી વિસરાવે,
દિલનો સાથી આપ, પ્રભુ, મુને નથી જોઇતો મુખનો.

(૧૪) **જમશેદજી ન. પીટીટ**—એમણે મોટે ભાગે પ્રાસ અથવા છંદ વિનાની કવિતા લખી છે. "મારી મજેહ" તથા બીજાં કાવ્યો જોસદાર ઝમકવાળી પણ સરળ ભાષામાં લખાયલાં છે. ઉંચ કલ્પના શક્તિને લીધે કુદરતી દેખાવોનાં વર્ણનો તથા જનસમાજનાં ચિત્રો બહુજ અસરકારક નિવડયાં છે. કુદરતી ચમત્કારો, અનેક પેદાયશનું જ્ઞાન, કુદરત સાથે પરમેશ્વરનો સંબંધ તથા જુદા જુદા સ્વભાવનાં નરનારીઓનાં ચરિત્રનું બારીક અવલોકન એ સઘળું એમની કવિતામાં જોવામાં આવે છે. કુદરતી લીલાના મનોહર ચિત્રમાંનું એક નીચે આપ્યું છે:—

ઝાડોના લીલા ઝુમખાઓ ઉપર, પાતરાંઓની નહાની હથેલી અંદર,
સોનેરી કિરણના રેલાની માંહે, હીરા પેરે દવનાં ટીપાંઓ દેખાએ,
કોઇ તો પાતરાંની અણીઓપર, ચલકેછ જહવેર જેમ કાનની અંદર,
ઝાંડી લેહકીમાં કોઇ ધીમે ધુજી, બીજાંની ગરીબાઇ પોતે બુજી....
હજારમણું વધુ શોભીતું બની, દિપે છે જેમ લટકતી હીરાકણી.

મરહુમ જમશેદજી પીટીટ અતિ માતબર કુટુંબમાં જન્મ પામ્યા હતા, છતાં આ સંસારમાં કાંઇ પણ સાર નથી એવો બોધ કુદરતના બનાવો ઉપરથી મેળવી તેઓ પૈસા ભણી તુચ્છકારની નજરે જોતા હતા. એક લક્ષાપતિ શેઠયો એકાંત પહાડની ઉપર એકાદ ઝુંપડીને સારૂ તલપ કરે એ બેશકજ પ્રશંસાને પાત્ર ગણાવું જોઇએ છે. તેમણે લખ્યું છે કે:—

આએ તાહરાં પાહડી શિખરની ઉપર, અરે! હોએ મહને એક રેહવાને ઘર,
તો દુનિયાની જંજાલો તજીને ત્યાં, કેવો કરૂં સુખથી હું દિવસ પસાર!...
નહિ જોઇએ મહને કોઇ નાદર મકાન, ઝુપડી છે એક મહને પુરતી ને બસ,
જયાં ઉમ્મર તમામ માહરી કવેત-વચન, માં સેહલી ને સુહમારી
થઇ જાએ પસાર
નથી જોઇતા મેહલોના મહને દમામ; ભલે આ પૈસાના પુંજારી તું,
વખત તાહરો તે અંદર ફોકટ ગુમાવ! મહને નથી ફોકટની મોજોસે કામ.

(૧૫) **દીનશા સુતરીઆ**—એમણે કુળવંતી અથવા અજ્ઞાનવિલાપ નામનું કાવ્ય રચ્યું છે. શૈલી શુદ્ધ તથા ઉંચ પ્રકારની છે. સ્વભાવિક રીતે ઉપજતા મનના તરંગો કાવ્યમાં જોસભર ગોઠવાઇ ગયા છે. પદો તથા છંદો પિંગળના કાયદા પ્રમાણે બરાબર તાળ તથા માપમાં હોઇ યથાર્થ ભાવ પ્રકટ કર્યો છે. કાવ્યમાં શિક્ષણ તથા સદ્‌વિચારના લાભો દર્શાવ્યા છે. ખામી માત્ર એટલીજ છે કે કાવ્ય નાનું છે તથા લેખકે આજ ધોરણે બીજું કશું લખ્યું નથી.

કુળવંતી ઉંઘમાંથી ઉઠી ત્યારે એક ઘેલડા આશુકથી ગભરાઇ ગયેલી તે બોલી:—

રે કાં ઉઠી ભર ઉંઘથી, સુતી ન શીદ સદાતણી!
પકડાઈ ઓ! પકડાઇ ઓ! ના જાત ભયથી આ ભણી!
રે રૂપ! થા વિરૂપ ઝટ, દીસું દુબળિ દુનિયાં વિષે,
કે ના દમે કો દુષ્ટ જેથી નાર નિજ કરવા મિષે.

(૧૬) **અરદેશર ખબરદાર**—એમણે કાવ્ય રસિકા, વિલાસિકા તથા પ્રકાશિકા નામે કાવ્યો રચ્યાં છે. એમનાં રચેલાં બાળગીતો, એમની ગરબીઓ વગેરે સારી શુદ્ધ એબારતમાં લખાયલાં છે. નીચલાં ઉદાહરણો હ્રદય ઉપર અસર કરે એવાં છે:—

દુ:ખીનાં દુ:ખની વાતો સુખી ના સમજી શકે;
સુખી જો સમજે પૂરૂં, દુ:ખ ના વિશ્વમાં ટકે....
પડયું તેને ખમી લેવું, વિશ્વનો ક્રમ એજ છે,
પ્રભુ જાણે બધી વાતો, દુ:ખીનો બેલી તેજ છે.

બીજે ઠેકાણે એક દુ:ખી વિધવા પોતાનો અહેવાલ નીચે પ્રમાણે આપે છે:—

દુ:ખી હતી હું વિધવા પ્રણેરી, માતાપિતા બંધુ દયા અનેરી,
સૌ રાખતાં હું પર પૂર્ણ ભાવે, દયા સમો લેપ ન દુ:ખ ઘાવે.
ને બાળ મ્હારો ખીલતોજ ક્યારો, હું દુ:ખીની આશતણો સિતારો,
કરી મીઠા ખેલ મને રીઝાવી, ઘડીક દેતો દુ:ખને ભૂલાવી.
પિતા હતો રંક ગૃહે તથાપિ, સંતોષમાં શાંતિ હતીજ વ્યાપી,
બે વર્ષ સ્હેજે વધુ એમ વીત્યાં, આવી વિપત્તિ પછી તો નવી ત્યાં,
આ દેશ નાવ્યો વરસાદ કાંઇ, દુષ્કાળ બે વર્ષ પડયોજ ભાઇ,
મળ્યું ન પીવા પણ પાણી પૂરૂં, તાપે તપંતું હતું વ્યોમ ભૂરૂં.
વ્યોમે જતા મેઘ (=વાદળાં) નિહાળી કાળા, રે મારતાં ખેડુ-ઉરો ઉછાળા,
તથાપિ સૌ ક્ષેત્ર ગયાં સૂકાઇ, જાણેજ તું એ સહુ વાત ભાઇ,
વેચાઇ સૌ ક્ષેત્ર ગયાં પિતાનાં, રે રંક તે નીભી શકેજ શાનાં,
પાસે ન પાઇ, વળી અન્ન મોંઘું, થયું ભૂખે ત્યાં ભમવાનું સોઘું,
સુખી હતાં તે સહુ દુ:ખ ડૂબ્યાં, પ્રભો, પ્રભો નિત્ય કરંત ઉભાં.
ત્યાં આવતું કોઈ ન હાથ ઉઠી, મળ્યું ન ખાતા પણ અન્ન મૂઠી.

(૧૭) **કલાપી***—એમણે "કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગસ્વપ્નું" નામનું ગદ્ય પુસ્તક લખ્યું છે એમનું કેકારવ નામનું કાવ્ય જાણીતું છે. એઓ માત્ર ૨૫) વર્ષની વયે ઇ. સ. ૧૯૦૨ ને સુમારે મરણ પામ્યા હતા. એમનાં કાવ્યો રસમય, શોકથી ઉભરાતાં, તથા લાગણીથી ભરપૂર છે. ભાષા શૈલી સરળ સાદી તથા ઉછળતી છે. એમણે "લાંબા સંસ્કૃત શબ્દોના સમાસરૂપી દોરડાંના બંધ બાંધ્યા નથી." રા૦ દવે કહે છે તેમ "આનંદની લાગણી વખતે આનંદના શબ્દો, શોકની લાગણી વખતે શોકના શબ્દો, આજ તેમનું કૌશલ્ય દર્શાવે છે...કવિતાનો સતત પ્રવાહ, છંદની કોમળતા, સુંદર મનોહરતા, તથા કર્ણપ્રિય શબ્દોનું લાલિત્ય એવા સુંદર તથા રમણીય ગુણોના એક સરખી રીતિએ ગુંથાઇ જવાથી વાંચકને† તે અવશ્ય હૃદયંગમ બને છે. તેમાં અલંકાર એવા નથી કે ચાલતાં દરેક પગલે અટકવું પડે." કલાપીનાં લખાણો બોધદાયક તથા અંતઃકરણ આકર્ષી લે એવાં છે. જેમકે આશા દયા તથા રૂદનને માટે તે નીચે પ્રમાણે જુદે જુદે ઠેકાણે લખે છે:—

(૧) આશા જો ગઇ, ને પડી જિગરમાં કૈં ફાળ પ્રેમી વિષે,
ચોટી તો ઉખડે નહીં, ફિકર એ યત્નો હજારો વડે....
આશા એ તો મધુર કડવો અંશ છે જિંદગીનો,
છેદાયે ના જીવિત સુધી એ છેદતાં જીવ જાતો...(કેકારવ પા. ૯૦)

(૨) દયા છે ઇશ્વરી માયા આ સંસાર કટુ મહિં.
દયામાં બ્રહ્મપ્રીતિનું કાંઈ ભાન જનો કરે. (તેજ પા. ૧૧૬).

(૩) રુદન મધુર લાગે કોઇ જો પ્રેમી લાધે,
રુદન જરૂર આંહીં પૃથ્વીમાં સ્વર્ગઅંશ. (તેજ પા. ૧૧૬).

(૧૮) **રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા**—રા. કેખશરૂ બાલાએ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં કહ્યું હતું તેમ "આધુનિક સમયના કવિઓપર પશ્ચિમના કવિઓની અસર માલુમ પડે છે. આજના કવિઓમાં રાજેશ્રિ નરસિંહરાવને શિરોમણી તરીકે ગણી શકાય. એમનાં કાવ્યોની ગ્રંથાવલિમાં 'સ્મરણ સંહિતા' અને 'નૂપુરઝંકાર' ને વાજબી રીતે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું છે."

---

* કલાપી સંબંધી ટુંક વિવેચન ઇંદુલાલ સેવકલાલ દવેએ ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં કર્યું હતું. કલાપીનું ખરૂ નામ સુરસિંહ હતું.

† આપણે "વાંચક" તથા "વાચક" બંને જોડણી સ્વીકારી છે. એજ પ્રમાણે "શામળ" તથા "સામળ."

પારસીઓ રા. નરસિંહરાવની ભાષાને કઠણ અને સંસ્કૃતમય ગણશે; પરંતુ સંસ્કૃતનું જ્ઞાન સહેજ અંશે પણ ધરાવનારને એમની ભાષા તેજ મારતી તથા નવનવા વિચારોનો ખોરાક પૂરો પાડતી માલમ પડશે. રા. આનંદશંકર બા. ધ્રુવ વાજબી રીતે કહે છે કે "એમની ભાષા ઉત્તમ સંસ્કૃત કવિની ભાષા છે. જેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી તેમને એ ભાષા કૃત્રિમ લાગે તેમાં નવાઇ નહિ. પણ સંસ્કૃત સાથે પ્રેમ અને પરિચય ધરાવતા વાચકોને તો એમની શબ્દની પસંદગી એવી યથાર્થ રુચિર અને સૌષ્ઠવવાળી લાગે છે કે એમનાં કાવ્યોમાં અર્થ અને શબ્દ વચ્ચે અધિક મનોહરતા કોની ગણવી એ એક પ્રશ્ન થઇ પડે છે."

કુદરતના સુંદર દેખાવોનું વર્ણન એમણે પોતાનાં કાવ્યો "હૃદય-વીણા" તથા "કુસુમમાળા" માં અનેક ઠેકાણે કર્યું છે તથા મનુષ્યના હૃદયના જુદા જુદા ભાગો અતિ ખૂબી ભરેલી રીતે દર્શાવ્યા છે તેથી વાંચનારના મન ઉપર ઠીક અસર થાય છે. જેમકે:—

ગંભીર આ રજનિના કુહરે નિહાળું,
તારાગણે તિમિર મુદ્રિત જ્યાં વિશાળું,
ઊંડું, અલૌકિક, અને અતિગૂઢ ગાન
ગાઇ સુણાવતું મ્હને, સુણું ધારી ધ્યાન.
ને મંદ નિર્બલ કવિત્વસ્વરોજ મ્હારા,
તેમાંહિં એ ગહનગાનસ્વરો વિશાળા.
હું રેડવા મથુંજ યદ્યપિ પૂર્ણભાવે,
એ ભવ્ય ગાનતણી છાયજ અલ્પ આવે.

(હૃદયવીણા પા. ૧૫૦).

પોતાના પ્રિય પુત્રના મરણનો વિલાપ કરતાં રા. નરસિંહરાવ લખે છે તે વાંચતાં આપણું હૃદય ભેદાય છે:—

કાલ જે રમતો હતો, પૂર જીવન જોસમાં:
આજ ચાલી ગયો, હા! લાડકો મુજ રોષમાં!
પેલું રાતું બિંબ જો! સિંધુમાં ડૂબી જતું;
પાછું કાલ પ્રભાતમાં, ઉલ્લાસભર થાશે છતું.
બાળ મુજ લુપ્તજ થયો, મૃત્યુના પટ પાછળે,
શું છતો પાછો થશે? હમને ફરી શું એ મળે?

(સ્મરણ સંહિતા પા. ૩).

(૧૯) ન્હાનાલાલ દલપતરામ—એમણે પદ્યમાં (Blank verse) છંદ રહિત શૈલી ઉત્પન્ન કરી છે. એમનાં કેટલાંક કાવ્યો સુંદર એબારતમાં લખાયલાં છે. વસંતોત્સવ, રાસાઓ તથા કેટલાંક કાવ્યો વાંચવા જોગ છે. માત્ર બેજ ઉદાહરણો નીચે ટાંકીશું :—

પ્રિયતમે, રસિક, મનગમતી,
પ્રેમ પરમ પરતંત્રતા છે
આત્માની અર્પણ દીક્ષા છે.
પુરૂષપ્રાણે સુંદરીનું સ્વામિત્વ છે.
ઝળહળતો પ્રચંડ સૂર્ય પ્રતાપ,
વિહાસિની ચંદ્રઆળાને હઇડે ઢળી
મનોહારી મહિમાવાન જ્યોતિસ્નિકા સમ
પરાવર્તને વિશ્વમન્દિરે સ્ફુરે છે. (વસન્તોત્સવ પા. ૫૨).

નીચલી કવિતા અસરકારક છે :—

નયણાં મ્હારાં નીતરે, કોઇ લ્યો નયણાંની ધાર,
સાગર મ્હારા છીછરે, કોઇ લ્યો સાગરની સાર,
અભ્યાગતનાં આંસુડાં, કોઇ લ્યો હઇડાંના ભાર,
પરમારથનાં દૂધડાં, દ્હોઇ આપો કો આધાર,
હો ! કોઇ લ્યો નયણાંની ધાર.
(કેટલાંક કાવ્યો ભાગ બીજો પા. ૪).

## ગદ્ય.

હવે આપણે થોડાંક ગદ્યાત્મક પુસ્તકોનું અવલોકન કરીશું. આપણે જોઇ ગયા કે પદ્ય તથા ગદ્યની વચ્ચે અંતર બહુજ થોડો છે. ગદ્ય લખી વાંચક વર્ગનું ચિત્ત હરી લેવું એ કઠણ કામ છે. એક અચ્છો ગદ્ય લેખક કવિથી પણ ચઢયાતો છે. વર્તમાનપત્રો, માસિકો ચોપાનિયાં આદિમાં પુષ્કળ ગદ્ય દરરોજ બહાર પડે છે. તેથી વાંચકવર્ગને કાંઇ પણ લાભ થતો હોય તો તે એટલોજ કે સંસાર વ્યવહાર તથા વણિજ્ વેપારને લગતી નવીન બાતમી મળે છે. એજ લખાણો વર્ષ, છ માસે વાંચીએ તો કુચા જેવાં લાગે છે. ખરાં ગદ્યાત્મક લખાણો તો તેજ છે કે જે પુન: પુન: વાંચતાં વધુ ને વધુ ગમે એવાં હોય છે. માટે ગદ્યની બાબંત રસીક, મનમોહક તથા ચિત્ત–આકર્ષક હોવી જોઇએ; વાક્ય રચના સહેલાઇથી સમજાય એવી જોઇએ; તથા શૈલી શુદ્ધ સરળ સાદી પણ ઉછળતી જુસ્સાદાર અસરકારક જોઇએ.

(૧) **નર્મદાશંકર**—એમનું નર્મગદ્ય સુપ્રસિદ્ધ છે. શરૂઆતના નિબંધો સારી શૈલીમાં લખાયલા છે, જે વાંચતાં મન આકર્ષાઇ રહે છે. મંડળી, કેળવણી, સંપ, સુખ, સ્વદેશાભિમાન, કવિ, કવિતા, સ્ત્રીધર્મ, સ્ત્રીકેળવણી આદિ બાબતો વિષેના નિબંધો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. રામાયણ, મહાભારત, ઇલ્યડ વગેરે ગ્રંથોના સાર પુરાતન દંતકથાઓનો શોખ ધરાવનારાઓને ઉપયોગી થઇ પડે એવા છે. નર્મદાશંકર સંસ્કૃત સારી રીતે જાણતા હતા. એમણે પ્રસંગોપાત સંસ્કૃત ઉતારા અર્થસહિત આપ્યા છે. કેળવણી ખાતાંના ઇન્સ-પેક્ટર ડાક્ટર બ્યુલરે નર્મગદ્યની નકલ સરકાર ઉપર મોકલી ત્યારે તેમણે લખ્યું હતું કે આ ગ્રંથમાના નિબંધો "સ્પેક્ટેટર" ની માફક ગુજરાતી ભાષા હૈયાત રહેશે ત્યાં સુધી જરૂરજ કાયમ રહેશે. આ વિચાર તદનજ યોગ્ય છે. એમનાં પુસ્તકમાંથી ઘણા ઉતારા આપણુ આપી ચૂકયા છીએ. અત્રે એકજ વધુ ઉતારો આપીશું. સંપ વિષે તેમણે લખ્યું છે કે :—

"કુટુંબના માણસોમાં સંપ રહ્યાથી પ્રીતિ વધતી જાય છે. એક-બીજાને મળીને કામો થાય છે અને કામો આરંભથી અંત લગી વિઘ્નને જોતાં નથી, પણ વહેલાં પાર પડે છે, જે સગાંવહાલામાં, દીકરાબાપને, ધણીધણીઆણીને, સાસુવહુને, દેરાણી જેઠાણીને અને બીજાંઓને બનતું નથી, અર્થાત્ અદેખાઇએ સજડ મૂળ ઘાલ્યું હોય છે, ત્યાં પૈસાની, શરીરની અને બુદ્ધિની હાનિ થયા વગર રહેતી નથી. કેટલાંક કુટુંબો સહજ કારણને માટે લડે છે, કંકાસ વધી પડે છે, આખરે સરકાર દરબારમાં કજિયા જાય છે અને એ નિમિત્તે ત્રાહિતનાં ઘર ભરાય છે. ચરસાચરસીથી નાણું વવરાઇ જાય છે. રાતદહાડાની કાળજીમાં શરીર શોષવાય છે, કરવાનાં કામો થતાં નથી...વિદ્યાના કામમાં સંપ રાખવો ઘણો જરૂરનો છે. જે વિદ્વાન થયો તેણે ફૂલાઇ ન જવું તથા પોતાનાથી ઉતરતા પંડિતોને તુચ્છ ન ગણવા. પંડિતોની લડાઇથી પણ કુસંપે ઘર ઘાલ્યાં છે. પણ તે વાદવિવાદથી ક્રોધ અને દ્વેષના ઘરમાં ઉતરવું નહિ. જે વિદ્વાનો સંપ થકી કામો કરે છે તેમનાં પરાક્રમ અલૌકિક થાય છે."

(નર્મગદ્ય પા. ૧૩).

**કવિ દલપતરામ ડાહ્યાભાઇ**—એમણે ગદ્યમાં દૈવજ્ઞદર્પણ, બાળવિવાહનિબંધ, પુનર્વિવાહપ્રબંધ, ગુજરાતના હિંદુઓની સ્થિતિ, તાર્કિકબોધ, ભૂતનિબંધ, બુદ્ધિપ્રકાશ, શેહેર સુધારો આદિ પુસ્તકો લખ્યાં છે. એમની શૈલી જુસ્સાદાર છે તથા લખાણો વિશેષ બોધદાયક છે.

જેમકે દૈવતદર્પણમાં (પા. ૪૪) આપણે વાંચીએ છીએ કે જોશી મહારાજ ખોટા પડયા તે ઉપરથી બોધ આપતાં ગ્રંથકાર લખે છે કે :—

"એવું સાંભળીને રાજાના જોશીને ઘણો ક્રોધ થયો, આંખો લાલચોળ થઇ આવી થરથર ધ્રૂજવા લાગ્યો, અને મહા ક્રોધમાં બોલ્યો, કે "અરે દુષ્ટો તમે ઋષિયોની નિંદા કરો છો, અને ધર્મ વિરૂદ્ધ કુતર્ક કરીને બોલો છો માટે નાસ્તિક છો. હું તમારી સાથે સંભાષણ કરવાને ચહાતો નથી. તમારૂં મોં પણ જોવું યોગ્ય નથી."

**રાવબહાદુર નંદશંકર તુળજાશંકર**—એમની ઐતિહાસિક નવલકથા "કરણઘેલો" નામની જાણીતી છે. તેમાં કરણ તથા અલાઉદ્દીન ખીલજીની તવારીખી હકીકતો મીઠુંમરચું ભભરાવી સારી રીતે વર્ણવી છે. બાબત મન આકર્ષે એવી નથી, તથાપિ કર્તાએ તેને રસમયી બનાવવા પુષ્કળ મહેનત કરી છે, એ તો સ્પષ્ટ છે. ભાષા કેથે કેથે દૃઢ ઠરાવવાળી તેમજ હૃદયભેદક છે. એમણે આપેલાં કુદરતનાં વર્ણનો મનોરંજક છે. તેનું એક ઉદાહરણ નીચે ટાંકયું છે :—

"જ્યારે કામજ્વરથી પીડાયલો કરણ રાજા પોતાનું ધારેલું કામ પાર પાડવાના વિચારમાં બીછાનાં ઉપર તરફડિયાં મારતો હતો, તે વખતે બહાર રાતનો અમલ ઉતરીને રાત તથા દહાડાની મર્યાદાની વચ્ચેનો તકરારી વખત થયો હતો. આકાશ કેવળ સ્વચ્છ હતું. અરુણે સોનાની કુંચી વડે પૂર્વ દિશાનો મોટો દરવાજો ઉઘાડયો, અને સુતી દુનિયાને જાહેર કીધું કે હવે સૌને કામે વળગવાનો વખત થયો છે. અરુણસારથિ આવ્યો એટલે તેની પાછળ સૂર્યનારાયણ રથમાં બેશીને જલદીથી આવશે એવું જાણીને રસ્તામાં રમતા છોકરા મેહેતાજીને આવતા જોઇ નાસી જાય છે, તેમ તારાઓ એક પછી એક પોતપોતાનું મ્હોડું સંતાડવા લાગ્યા. ચંદ્ર તો પહેલાં અસ્ત થયલોજ હતો. શુક્રનો તારો જેને વિષે ગામડિયા લોકો કહે છે કે ચંદ્રમા મુઆ પછી એ તેની જગો સાચવશે, તે થોડી મુદત સુધી હિંમત રાખી ઉભો રહ્યો, પછી તે પણ જલદીથી ભરાઇ ગયો. સૂર્ય દેવતાને આદરમાન આપવાને પૂર્વ તરફ વાદળામાં ઇંદ્ર રાજાએ ઘણા ભભકાદાર રંગના સાથિયા પૂર્યા. તળાવોમાં કમળનાં ફુલ ખીલી તેઓએ પોતાના સૂર્ય પિતાને મળવાને પોતાનાં મ્હોડાં પૂર્વ તરફ ફેરવ્યાં. કુમુદિનીનાં ફુલની પાંદડી બીડાઇ જઇ નીચે નમી ગઇ. પોતાની પ્રિયાને ખીલેલી જોઇ ભમરાઓ કમળની આસપાસ ફરી ગુંજાગુંજ કરવા લાગ્યા."

**ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી**—"સરસ્વતીચંદ્ર" નામની એમની નવલકથા જેણે વાંચી ન હોય, તેણે ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યોજ નથી આમ કહેવું ખોટું નથી. અતિ સાધારણ બાબતોને વિસ્તારી કથન કરવાની શક્તિ આ ગ્રંથકારમાં એટલી તો ખીલેલી હતી કે ઠેકઠેકાણે એમણે આપેલાં બ્યાનો આનંદ સાથે આપણે વાંચીએ છીએ. એમની શૈલી સરળ સાદી પણ પ્રસંગોપાત પ્રૌઢ તથા સંસ્કારી છે. આ નવલકથા સ્વકલ્પિત છે અને તેનો પહેલો ભાગ ઇ૦ સ૦ ૧૮૮૭ માં પ્રકટ થયો હતો. આ પુસ્તકનું અવલોકન રા. મણીભાઇ તંત્રીએ પોતાનાં પુસ્તક "ગુજરાતી નવલકથાનું સાહિત્ય" માં કર્યું છે, તેમાં તેમણે નજદીક ૩૦ પાનાં રોકયાં છે. તેમણે વાજબી રીતે કહ્યું છે કે "સૌથી પહેલું લક્ષણ જે વાંચકનું ધ્યાન આકર્ષે છે તે એની વર્ણન શૈલી છે; અને તેને ફકત મોહકજ કહીએ તો અભિપ્રાય સમાપ્ત થઈ જાય છે. વર્ણનો જોઇએ તેટલાં વિસ્તૃત છે. વાકયો ધ્વનિયુકત અને સ્પષ્ટાર્થી છે. અને એવાં વર્ણનો લેખકની કવિત્વશક્તિની સારી સાબીતી આપે છે. કેટલીક જગ્યાએ તો વર્ણનો એવાં સરસ છે, કે તેને છુટાં છુટાં ગદ્ય રૂપી કાવ્યો કહી શકાય. વસ્તુસ્થિતિનું અવતરણ રસિક રીતે વાંચકના મન આગળ ખડું થાય છે. અને વાંચકને પાત્ર અથવા પ્રસંગના વિકાસ માટે કલ્પના કરવાની જરૂર પડતી નથી. સૃષ્ટિ વર્ણનપરથી પાત્રના વર્ણનપર, પાત્ર ઉપરથી તેના સ્વભાવ ઉપર અને સ્વભાવ ઉપરથી તેની સામાન્ય તુલના ઉપર ગ્રંથકર્તા એવી તો અસ્ખલિત રીતે ઉતરી પડે છે, કે વાંચકનો રસ વધતો જાય છે અને અંતે તે પાત્રની સ્થિતિનું ચિત્ર વાંચકના હૃદય પિંજરામાં ઘેરાઇ જાય છે."

કુદરતી દેખાવોનું વર્ણન ચમત્કારિક ભાષામાં ગોવર્ધનરામે અનેક ઠેકાણે કર્યું છે તેમાંથી માત્ર એકજ ફકરો ઉદાહરણ તરીકે અત્રે ટાંકીશું:—

"અત્યારે હજી પ્રાતઃકાળના પાંચ પણ વાગ્યા ન હતા; પરંતુ ચૈત્ર માસનો ઉતાવળો ઉગનારો દિવસ અને પર્વતનું શિખર, એટલે સ્થળ સમયના પ્રસંગથી આછો આછો પ્રકાશનો પટ અંધકારને અંગે જોતા જોતામાં ચ્હડતો હતો. રૂપેરી તેજનો ચણિયો પૂર્વ દિશા પગની પ્હાની આગળથી પ્હેરવા માંડતી હોય અને ધીમે ધીમે ચણિયો ઉંચો ચ્હડાવતી હોય તેમ પ્રાતઃકાળનું પૂર્વગામી તેજ પૂર્વ ક્ષિતિજમાંજ ચ્હડવા લાગ્યું. રાત્રિયે તારાટપકીવાળું એક વસ્ત્ર પ્હેરી સુઇ રહેલી આકાશનારીએ પણ એ વસ્ત્ર બદલવા માંડ્યું. રાત્રિના શૃંગાર રસના રસિક ચમકી રહેલા તારાઓ ધીરે ધીરે એક પછી એક કંઇક સંતાઇ જવા લાગ્યા. ન્હાડના

ચમકારા પણ સ્થળસમય ચુકયા નહિ. ચારે પાસ અંધકારનો પડદો ત્રુટી જઇ કંઇક પડી ગયો હોય અને પાછળનો ગુપ્ત પ્રદેશ ઉઘાડો થઇ ગયો હોય તેમ દશે દિશાઓ અવનવી સામગ્રીથી ભરાઇ જવા લાગી. જ્યાં જુવે ત્યાં એકદમ અગણિત અનેક રંગી અનેક ભાતનાં ચિત્રોનો ભરાવો કરી દીધા જેવી પૃથ્વી થઇ ગઇ." (સરસ્વતીચંદ્ર ભા૦ ૩ પા૦ ૧૦)

ગોવર્ધનરામ સંસ્કૃત સારી પેઠે જાણતા હતા, માટે તેમણે સંસ્કૃત ઉતારા અનેક ઠેકાણે આપ્યા છે. જેમ અંગ્રેજી ગ્રંથોમાં લૅટીન ઉતારા આપવાનો શોખ ઘણાક ગ્રંથકારોને હોય છે, તેમ નર્મદાશંકર, ગોવર્ધનરામ આદિ વિદ્વાનોને હતો, તેના ઉપર વાંધો કાઢી શકાય એમ નથી. પરંતુ કઠણ શૈલી વાપરીને ગોવર્ધનરામે કેથે કેથે ભાષાને લગાર ક્લિષ્ટ કરી મેલી છે. એમણે સરસ્વતીચંદ્રના ત્રીજા ભાગના ૬ ઠાં પ્રકરણમાં લક્ષ્યાલક્ષ્ય રહસ્યવિવરણની ફિલસુફી વિષે નજદીક ૧૫) પાનાં જેટલો સંસ્કૃત ફકરો (અર્થ સાથે) ટાંકયો છે તથા ૧૩ માં પ્રકરણમાં રઘુવંશના ૧૫) શ્લોકો ઉતારી લીધા છે, તે આ લેખકનું પાંડિત્ય બતાવે છે, પણ સાધારણ શકિતવાળા વાંચકને તેથી રસ મળતો નથી. તોપણ સામાન્ય રીતે એમનાં પુસ્તકો વાંચ્યાથી શૈલી જરૂર સુધરે એમાં શક નથી.

**રા. બ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા:**—એમની "બે બેહેનો" તથા "અંધેરી નગરીનો ગર્ધવસેન" નામની નવલકથાઓ તથા "સંસાર સુધારો" આદિ ગ્રંથો સરળ પણ અસરકારક ભાષામાં લખાયલાં છે. એમણે કેળવણી, જ્ઞાતીબંધન, સ્ત્રીઓની પ્રતિષ્ટા, કન્યાવિક્રય, ધર્મોપચાર, આધુનિકવિદ્યા વગેરે બાબતો ઉપર બહુજ રસિક લખાણો ખુલ્લાં દિલથી કીધાં છે, જેથી વાંચક વર્ગનું મન ઉશકેરાઇ એમની દલીલોની તરફેણમાં ઝટ આકર્ષાઇ જાય છે. આ વિષે એમણે લખ્યું છે કે:—

"જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળ ઉપર દેવ સંતુષ્ટ રહે છે; અને જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થતું નથી, તે કુળની તમામ યજ્ઞ આદિ ધર્મ–ક્રિયા નિષ્ફળ જાય છે. જે કુળમાં બેહેન, બાઇડી અને બીજી સગી સ્ત્રીઓ કંકાસ કરે છે તે કુળનો ઝટ નાશ થાય છે; અને જે કુળમાં સ્ત્રીઓ કંકાસ કરતી નથી તે કુળની ચઢતી થતી જાય છે...જે કુળમાં ધણીધણીઆનીને બને છે એટલે સ્ત્રીથી તેનો ભર્તાર સંતુષ્ટ છે, અને ભર્તારથી સ્ત્રી સંતુષ્ટ છે, તે કુળમાં સદા કલ્યાણનો નિવાસ છે... સ્ત્રી જો વસ્ત્ર આભૂષણથી ઝળકતી હોય તો આખું કુળ દીપે છે અને તેનો ઝળકાટ ન હોય તો આખું કુળ ઝાંખુ પડી જાય છે. પુરૂષને પ્રજા

ઉત્પન્ન કરી આપવા ભાગ્યશાળી; વસ્ત્ર અલંકારે કરી પૂજવા લાયક તથા ઘર શોભા આપનારી સ્ત્રી અને લક્ષ્મી છે. ઘરમાં તેમની અને લક્ષ્મીની વચ્ચે કશો તફાવત રહેતો નથી."

(સંસાર સુધારો પા. ૧૪).

**રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ**—એમની નવલકથાઓ "સિદ્ધરાજ જયસિંહ" તથા "વનરાજ ચાવડો" બહુ જાણીતી છે. એમાં અર્ધ ઇતિહાસિક બનાવો જોડે અનેક રસમય વાર્તાઓને ભારે કુશળતા સાથે મઢી લેવામાં આવી છે. પારસી લેખકોની નવલકથાઓમાં પાત્રો ભાષણ તથા સંભાષણ કરતાં અહિંતહિં ને સઘળે ઠેકાણે દીઠામાં આવે છે. પણ હિંદુ ગ્રંથકારો વર્ણન તથા વિષય ઉપર ઝાઝું લક્ષ આપે છે જેથી અમુક વર્ગના વાંચકોને મનપસંદ ખોરાક મળે છે. અરબોને હાથે પરાજય પામ્યા કેડે પારસીઓ ઇરાનથી અત્રે નાશી આવ્યા તે બાબતનું વર્ણ મહીપતરામે "સિદ્ધરાજ જયસિંહ" માં એક ઠેકાણે એવી સીફતથી ગુંથી કાઢયું છે કે જેથી તે લખાણ પારસીઓ ઉલટભેર વાંચે છે.

ગ્રંથકારની ભાષા શૈલી અનુકરણ કરવા જોગ છે. નાનાં નાનાં વાકયો એકમેક સાથે ભેળી દેઇ મનોરંજક પરિણામ ઉપજાવવાની એમની શકિત બહુજ ખીલેલી હતી. એક યુદ્ધનું વર્ણન તેમણે આ પ્રમાણે કીધું છે:—

"બે મહારાજાનું દંદ્વ યુદ્ધ ચાલતું હતું. તેવામાં તેમની આસપાસ ભારે કતલ ચાલી રહી હતી. પોતાના રાજાની મદદે સેંકડો માળવી સ્વાર ધાયા. તેમને પાછા હઠાવવાને ગુર્જર સ્વારો તેમના ઉપર ધસ્યા. કાપાકાપ ચાલી રહી. કોઇની છાતી ભાલાથી ભોકાઇ; કોઇના હાથ કપાઇ આઘા પડયા; કોઇનાં મસ્તક છેદાઇ નીચે પડયાં; ગદાથી કોઇનાં માથાંનાં ફાડચાં થયાં; કોઇનાં અંગના કમરમાંથી બે ભાગ થઇ ગયા; કોઇનાં કપાળ ફાટયાં; કોઇની આંખો ફૂટી; કોઇ ઘોડેથી ઢળી પડી ચગદાઇ મુવા; કોઈ હાથીના પગ નીચે છુંદાઇ મુવા."

નવલકથામાં અચંબાકારક તથા લાગણીઓ આકર્ષાય એવી બાબતો ભેળી દેવાથી લખાણ ઝમકદાર બને છે. એક પરમાર્થિ સાધુએ ત્રણ જીવ ઉગારવા પોતાનો પ્રાણ અર્પણ કીધો તેનું રસિક વર્ણન આ પ્રમાણે છે:—

ચાલતાં ચાલતાં એક ગુફા આવી. ત્યાં એક વાઘેણ અને તેનાં બે બચ્ચાં પડેલાં (સિદ્ધરાજે) દીઠાં. સિદ્ધરાજ કહે, હવે થાકયા છીએ અને શિકારથી હાલ તો ધરાયો છું. માટે બીજે માર્ગે ચાલો. તેઓ વળ્યા

એટલામાં તે ગુફામાંથી એક દિગમ્બરી જતિ નીકળી બોલ્યો :—"આ બીચારાં ભૂખે મરવાનાં! સવાર સુધી એમને ખાવાનું નહિ મળે તો મા અને તેનાં બાળકના પ્રાણ જશે! મારી પાસે એમને જમાડવાને કાંઇ નથી. માત્ર મારાં માંસથી અને રુધિરથી એમના પ્રાણ ઉગારી શકું. એમનામાં ઉઠવા જેવું પણ કૌવત નથી....દયા કરી જીવ ઉગારવા એ મારો મુખ્ય ધર્મ છે. આ દેહ વડે ત્રણ જીવ ઉગરે તો મોટું પુણ્યનું કામ થાય. મહાન શાક્ય મુનિએ એ પ્રમાણે કર્યું હતું, તો હું શા વાસ્તે એમ ન કરૂં? આ ગંદી કાયા શા કામની છે! આ ઘડી હું એનું સાર્થક કરીશ." એમ બોલી તે વાઘેણના મ્હોં આગળ જઇ પડયો. વાઘેણે તેને ફાડી ખાધો, ને પોતાનાં બચ્ચાંને તેનાં લોહી અને માસનું ભોજન કરાવી સંતોષ્યાં. સાધુના બોલ સાંભળીને અને એ પ્રમાણે વાઘેણનો ભોગ થતો જોઇને સિદ્ધરાજ અચંબો પામ્યો."

ખરેજ આપણ પણ આ બનાવટી વાર્તા વાંચી અચંબો પામીએ છીએ, અને ગ્રંથકારની સ્તુતિ પોકારીએ છીએ.

**જહાંગીર એ. મર્ઝબાન**—તારાબાઇ નામની એમની પહેલી નવલકથા કર્નલ મેડોઝ ટેલરની "તારા" નામની નવલકથાનું ભાષાંતર છે. એમના બીજા ગ્રંથો આદાની સુંદ, અક્કલના સમુદ્ર, કર ને જો, જીનુ ગોરાણી, ધણી કે ઢોર, સ્યાની શીરીન, ખુશદર્પણ આદિ છે.

એમણે પોતાનાં લખાણોમાં સાંસારિક ચિત્રો તથા જનસ્વભાવનાં લક્ષણો બહુ કુશળતાથી દાખવ્યાં છે. વર્ણન કરવાની તથા અનેક પ્રકારનાં જ્ઞાન વિષે વિવેચન કરવાની એમની શક્તિ પ્રશંસાપાત્ર છે. રસિક શૈલી, રમુજી ટૂચકા, તથા બોધદાયક ભાષા એ એમના ખાસ ગુણો છે. રા. મણીભાઇ તંત્રી જેવા "રોકડે રોકડું પરખાવી દેનાર" નિષ્પક્ષપાત ટીકાકારે એમની "તારાબાઇ" નવલકથાને માટે કહ્યું છે કે :—"પુસ્તક વાંચવા માંડયા પછી છોડવા ગમતું નથી, એવી કેટલાક પુસ્તકોની જે પ્રશંસા કરવામાં આવે છે તે આને લાગુ પડે છે...આ ભાષાંતરમાં રા. રા. મર્ઝબાને પોતે પારસી હોવા છતાં એવી સરળ, સંક્ષિપ્ત, અને અર્થલક્ષણવાળી ભાષા વાપરી છે કે પુસ્તકની મનહરતાને કોઇ રીતે હાનિ પહોંચી નથી. આવાં સુકૃત ભાષાંતરો આવકારપાત્ર અને સાહિત્યવર્ધક ગણાય એમાં શંક નથી." (નવલકથાનું સાહિત્ય પા. ૧૬૭–૧૬૯).

ઉપલી નવલકથામાં લુટારો પહારસિંહ ગરીબ બિચારા તુલસીદાસને એકાંત જંગલમાં હેરાન કરે છે તેનું વર્ણન આ પ્રમાણે છે :—

"લાવ મારા લાખ રૂપિયા! તારૂં ને તારા બાપદાદાનું સત્યાનાશ જાય! તેં બીજા કિંમતી કાગળો હવે પછી વેચવા સંતાડી રાખ્યાં છે. બસ, માનસિંહ, એને જીવતો રાખવો નહીં. એણે આપણને ઠગ્યા છે. ચાલ, તારો ફાંસો તૈયાર કર." માનસિંહ ઝપાટામાં ઉઠયો, અને પોતાનો રૂમાલ કમરેથી છોડી તેની વચમાં એક ન્હાનો પત્થર મૂકી, તેને વીંટાળીને ફાંસો બનાવવા લાગ્યો. નાચાર તુલસીદાસના હાલનું વર્ણન કયા શબ્દોમાં આપિયે? તેને ગળે કાચકી બાઝી હતી. આવાં એકાંત જંગલમાં કાંઇ મદદની પણ આશા નહીં. તેના હાથ પગ જાણે લકવાથી થંભ થઇ ગયા હતા અને હોઠ સુકાઇને છોડા જેવા લાગતા હતા. તે લાલ પણ ફાટી ફાટી આંખ્યોથી ટગર ટગર જોયા કરતો હતો." (પા. ૬૬).

રા. મર્ઝબાનના લખાણોમાં રમુજનું તત્વ અહિં તહિં વિશેષ છે, તે "તારાબાઇ" મધ્યેના નીચલા ફકરા ઉપરથી જણાશે :—

"જહાનદારબેગે પોતાના ખાસ હજામ હબીબને તેડાવી મંગાવ્યો. કોટવાલનો હબીબ માનીતો હતો. તેનામાં અઢોર (!) કોટવાલને જવાન બનાવી દેવાની યુકિત હતી, અને સારાં ગામની નિંદા તે આવીને કોટવાળ આગળ કરતો. હબીબે આવી અસ્ત્રો, ચીમટો વગેરે હજામતનાં શસ્ત્રો કાઢી કોટવાલના ચહેરા ઉપર નકશી કરવા માંડી. કોટવાલે ખિજાઇને આમ તેમ વીંખી નાખેલા દાઢીના બાલો પાછા તેને વગે સગે કરી નાખ્યા. માથાની ખોપરી ઘસીઘસીને દાડેમ જેવી સાફ બનાવી દીધી અને માથું ટકોરાબંધ છે કે નહીં તેની ખાતરી કરવા સારૂં સઘળું પૂરૂં થવા પછી હબીબ હજામે તડ દેતો એક ટપલો કોટવાલ સાહેબનાં માથામાં મારી જોયો....હજામત તથા ચંપીથી હલકા થયેલા કોટવાલ બોલ્યા, "શુકર, શુકર, હબીબ કાંઇ આજે નવી ખબર અંતર?" (તારાબાઇ પા. ૧૫૬)

**નારાયણ હેમચંદ્ર**—એમણે પ્રખ્યાત બંગાળી લેખક બંકિમ ચટ્ટોપાધ્યાયના પુસ્તકો ઉપરથી ભાષાંતર કરી નવલકથાઓ રચી છે. એમની ભાષા સરળ અને શિષ્ટ છે, પરંતુ કેથે કેથે તે કઠણ તથા પ્રૌઢ બની ગઇ છે. લખાણ અનેક ઠેકાણે બોધદાયક છે, તથા હસવું ઉત્પન્ન કરે છે. એમના ગ્રંથોથી ગુજરાતી સાહિત્ય ઠીક વૃદ્ધિ પામ્યું છે. એમની નવલકથાઓમાં સન્યાસી, વૈદ્યકન્યા, દુર્ગેશનંદિની, કમળકુમારી, જયસિંહ, નંદકોર, પ્રેમકથા, બદરૂદીન, રત્નાવલી, લક્ષ્મી, સુંદરલાલ, હૃદયવિકાસ આદિ છે. વર્ણન કરવાની એમની શકિત બહુ ખીલેલી હતી. એક સ્ત્રીનું નીચલું વર્ણન રસમય લાગે છે :—

"અને ફરતાંજ તેણે એક મૂર્તિ જોઇ....તેનો ચોટલો છૂટો હતો, અને રંગે તે કાળા નાગના જેવો ચકચકીત, ભરાઉ તથા કમર સુધી ઝૂલતો હતો. એ દેહરત્ન જાણે ચિત્રપટ ઉપરનું ચિત્ર હોય એમ લાગતું હતું. વાળનો ભરાવો હોવાથી તેનું મુખમંડળ સંપૂર્ણ રીતે જોઇ શકાતું નહોતું; તથાપિ તે મેઘવિચ્છેદથી નીકળતા ચંદ્રના કિરણ જેવું દેખાતું હતું. તેનાં લોચન વિશાળ, અતિ સ્થિર, અતિ કોમળ તથા અતિ ગંભીર છતાં તેજોમય હતાં....તેના ખભા તથા બાહુ વિખરાયલી વેણીથી ઢંકાયલા હતા;—તોપણ ખભા છેક અદૃષ્ય (ન) હતા, અને બાહુ યુગલની વિમળ શ્રી જરા જરા દેખાતી હતી. તે રમણીરત્નનું શરીર કોઇ પણ અલંકાર વિનાનું હતું; તે છતાં તેની મૂર્તિમાં એક જાતની મોહિની શક્તિ હતી તે વર્ણી શકાતી નથી." (નંદકોર પા. ૨૨).

**રમણભાઇ મહીપતરામ નીલકંઠ**—"ભદ્રંભદ્ર." આ હાસ્યજનક ઠેકડીવાળી નવલકથામાંથી આપણે પુષ્કળ ઉદાહરણો ટાંકયાં છે. અસલી વિચારના હિંદુઓ ખરા સુધારાની અવગણના કરે છે તથા આંખો મીંચીને પુરાતન શાસ્ત્રનેજ સરસાઇ આપે છે, તેનો સારો ભાસ આ પુસ્તક ઉપરથી મળે છે. વર્ણનો રસિક તથા મનોહર છે. જેમકે મુંબઇ શહેર માટે લખ્યું છે કે:—

"મુંબાઇ જેવું શહેર દુનિયામાં નથી. ફરતો દરિયો છે, અને ઉંટની ડોક જેવો લાંબો બેટ છે. એટલું મોટું ગામ કે ભૂલા પડો તો પત્તોજ નહિં. તે માટે ઠેરઠેર ટપાલ સારૂં લોઢાના થાંભલા દાટેલા છે. રસ્તો ના જડે તો કપાળે ટીકીટ ચોડીને સરનામું લખી ત્યાં ઉભા રહેવું, એટલે ટપાલની ગાડી આવે તેમાં આપણને લઇ જઈ ઘેર મૂકી આવે. મારે એક વખત ટપાલવાળા જોડે તકરાર થઇ. તે કહે કે "તારા ભાર કરતાં ટીકીટ ઓછી છે." મેં કહ્યું કે "મેં લાડુ ખાધેલા છે તેનો ભાર કાપી લેવો જોઇએ, કેમકે લાડુ ટપાલમાં મફત જાય છે." પછી મને "નૉટપેડ" માં લઇ ગયા. મેં અરજીઓ કરી તે બે મહિને પૈસા પાછા મળ્યા. રોકડા ના મળ્યા. પણ ટપાલ ઑફીસને ઓટલે ચાર દહાડા ભાડાં વિના મફત પડી રહેવા દીધો." (પા. ૪)

કેટલાક હિંદુ લેખકો જડબાં ભાંજી નાંખે એવા શબ્દો વાપરે છે, તેમની ઠેકડી કરવાના હેતુથી ગ્રંથકાર નીચલો ફકરો લખે છે:—

"મેં આપના આતિથ્યકારને ગૃહે શિવશંકરદ્વાર આપનું અન્વેષણ કરાવ્યું હતું. આપ સારૂં મેં અશ્વદ્વયકૃષ્યચતુશ્ચક્રકાચગવાક્ષ. સપાટાચ્છાદનસમેત રથ પ્રેષિત કર્યો હતો. પણ આપ સંમિલિત થયા નહિ. આપનું

ચરિતશ્રવણ કરી હું સાનન્દાશ્ચર્ય પ્રાપ્ત છું: આપ મોહમયીમાં નિવાસ કરો ત્યાંસુધી મમ આતિથ્યગ્રહણ ક્રિયતામ્ એ રીત્યા મને આપનો સમાગમલાભ અધિગત થશે." (પા. ૭૦).

ઉપલો ફકરો લેખકે કેટલાક ગર્વિષ્ટ હિંદુ લેખકોની મશ્કરી કરવાની મેકસદથી જાણીજોઈને સંસ્કૃતમય પ્રૌઢ તથા અતિકઠણ બનાવ્યો છે તે સાદી ભાષામાં નીચે પ્રમાણે લખી શકાત :—

"મેં આપની પરોણાગત કરનારના ઘરે શિવશંકર મારફતે આપની શોધ કરાવી હતી. આપ સારૂં મેં બે ઘોડાની, ચાર ચાકવાળી, કાચની બારીવાળી તથા છત્ર સાથની ગાડી મોકલી હતી. પણ આપ મળ્યા નહિ. આપનું ચરિત્ સાંભળી હું સાનંદાશ્ચર્ય પામ્યો છું. આપ મુંબઈમાં રહો ત્યાંસુધી મારા પરોણા તરીકે રહેજો, કે જેથી મને આપના પધારવાથી લાભ થશે."

**ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ**—આ નવલકથાકારના ગ્રંથો બહુજ ખેંચાણવાળી શૈલીમાં લખાયલા છે. એમની નવલકથાઓ "ગંગા" તથા "દિલ્લીપર હલ્લો" વાંચતાં આપણને આનંદ થાય છે. વર્ણનો કરવાની એમની શક્તિ ઘણીજ ખીલેલી બલકે ચમત્કારિક ગણાય એવી છે. આનો કાંઇક ભાસ પાંચ વર્ષની એક નાની છોડી વિષેના નીચલા લેખપરથી આવશે :—

"તેની સાથની બાળકી—કન્યા પાંચ વર્ષની હતી. તેનો પહેરવેશ નૂતન હતો. સુંવાળા કાળા ભમ્મર જેવા કેશ, ગર્દનને છાઇ રહી પીઠના સઘળા ભાગને ઢાંકી દેતા હતા—તે જાણે નાગણ પીઠપર લટકતી હોય એવો ભાસ કરાવતું હતું. કપાળ તગતગતું ને વિશાળ હતું, નેત્રો સુકુમાર ને ચંચળ હતાં, ને તેમાંથી બુદ્ધિની જ્યોતિનો પ્રકાશ ઝળકતો હતો. શૈશવ અવસ્થાની કોમળતા ને મધુર હાસ્ય તેના અધરબિંબમાં પ્રકટતું હતું. રૂપની સાથે બુદ્ધિના સૌંદર્યનો સંગ થવાથી તેના મુખમંડળની શોભામાં મોટો વધારો થયેલો જણાતો હતો. તે ચંદ્રવદનીનાં વસ્ત્ર તેના પિતા જેવાં નિસ્તેજ નહોતાં, પણ તેનાં વસ્ત્રાભૂષણ જોતાં તે કોઇ ધનાઢ્ય પુરૂષની રત્નરૂપ કન્યા છે એમ નક્કી થતું હતું."

(દિલ્લીપર હલ્લો. પા. ૨૫).

**ભવાનીશંકર નૃસિંહરામ**—એમણે "કુંવારી કન્યા" નામની અતિ દિલચશ્પ, મનોહર તથા રસિક નવલકથા રચી છે. એમની શૈલી નકલ કરવા જોગ છે. કથાની વસ્તુ, પાત્રોનાં ભાષણો, તથા ઉપયોગી અને સંસારિક બાબતો વિષેનાં વિવેચનો બહુજ સફાઇદાર ભાષામાં લખા-

યલાં હોવાથી આ ગ્રંથ આપણું મન આરંભથી છેવટ સુધી બેઅખત્યાર આકર્ષી રાખે છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં કેખશરૂ કાબરાજી કહે છે તે તદનજ ખરૂં છે કે "આ પુસ્તકનું મારૂં વાંચન પૂરૂં કરતાં મને જે આનંદ ઉપજ્યો છે, તેવો નવલકથાના ગુજરાતી ગ્રંથો વાંચતાં મને કદાચજ પરમાનંદ પ્રાપ્ત થયો હશે....આ ગ્રંથ આદિથી અંત સુધી આખો વાંચીને પૂરો કીધા વગર મને હાથમાંથી છોડવા ગમ્યો નથી."

વાક્ય રચવાની એમની રીત નકલ કરવા જોગ છે તે નીચલાં થોડાંક ઉદાહરણો પરથી જણાશે :—

"ભણેલા ભીખ માંગે છે, ને ગણેલા ગરીબાઇમાં દીન ગાળે છે. (પા. ૪). તે એવી રીતે જાત બાળીને જીવવાળો થયો હતો. (પા. ૭), કુદરત ઘણી વાર પડયાપર પાટુ મારે છે. (પા. ૯૫), શોકસાગરમાં ડૂબી ગયાં હોય, લોહીના ટસીઆ આવે એવાં છાજિયાં લેવાતાં હોય, અને દૈત્યને પણ દયા આવે એવા દિલગીરી ભરેલા કસમયમાં હૈયાના ફુટેલા હિંદુઓ હંડે પેટે પાક પકવાનો ઝાપટે છે." (પા. ૧૨૭).

**બીજા લેખકો**—આપણે ઉપર થોડાકજ નવલકથાકારો વિષે વિવેચન કર્યું છે. નીચલા ગ્રંથકારોનાં પુસ્તકો વાંચવા જોગ છે. તેમના પુસ્તકોમાંથી અનેક ફકરાઓ આપણે અહિંતહિં ટાંકયા છે :—

(૧) કેખશરૂ ન. કાબ્રાજી—દીની ડાહી, દુઃખીઆરી બચુ, ગુલી ગરીબ વગેરે.

(૨) બમનજી ન. કાબ્રાજી—નીના, દીલસોજ કે દીલબર, બેદીલ કે બેવફા આદિ.

(૩) શિવભાઇ બાપુભાઇ—પદ્મનાભ, અલક્ષ્યજ્યોતિ, મધુકર, પ્રિયકાંત વગેરે.

(૪) કૃષ્ણલાલ મો. ઝવેરી—ઔરંગઝેબ તથા રજપૂતો.

(૫) સૌ૰ વિદ્યા તથા શારદા બેહેનો—સુધાહાસિની.

(૬) ભોગીંદ્રરાવ દીવટીઆ—ઉષાકાંત.

(૭) કરીમઅલી નાનજીઆણી—કવેન્ટીન ડરવાડનો તરજુમો.

(૮) મણિલાલ નભુભાઇ—ગુલાબસિંહ.

## નાટક.

હવે આપણે થોડાક નાટકકારોનાં નાટકોનું અવલોકન કરીશું. હિંદુ લેખકોનાં નાટકો મોટે ભાગે ભજવી શકાય એવા ઉદ્દેશથી લખાયલાં નથી, તો પણ તેથી ગુજરાતી સાહિત્યમાં મોટો વધારો થયો છે, તેની ના પાડી

શકાય એમ નથી. કવિ પ્રેમાનંદે ત્રણ નાટકો લખ્યાં છે, તેનો ઇશારો આપણે કરી ચુકયા છીએ. પણ એ નાટકો પ્રેમાનંદનાજ છે કે તે વિષે સાક્ષરોમાં ભારે મતફેર છે અને તે વિષે ગુજરાતી સાહિત્ય પરિષદોમાં તથા અન્ય ઠેકાણે પુષ્કળ વિવેચન થઇ ચુકયું છે.

**દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ**—એમણે વિક્રમોર્વશી, હરિશ્ચંદ્ર, નળદમયન્તી, માલવિકાગ્નિમિત્ર, લલિતાદુ:ખદર્શક, જયકુમારી-વિજય, મદાલસા આદિ નાટકો રચ્યાં છે. આમાંનાં કેટલાંક સંસ્કૃત નાટકોના ગદ્યમાં તથા પદ્યમાં તરજુમા છે. જ્યાં જ્યાં એમણે અસલ સંસ્કૃત શ્લોકોનો તરજુમો કવિતામાં કર્યો છે ત્યાં ત્યાં લગાર કઠણ શૈલી વાપરવાની એમને ફરજ પડેલી દીસે છે. પરંતુ વાંચક વર્ગની મુશ્કેલી ટાળવા એમણે કઠણ શબ્દોના અર્થો સાથે સાથે આપ્યા છે. આટલું તો કહેવું અવશ્યનું છે કે આવી શૈલી સાધારણ રીતે જનસમૂહને રુચે એમ નથી. એમનું જયકુમારીવિજય નાટક શુદ્ધ સાદી શૈલીમાં લખાયલું છે. સુખદુ:ખ વખતે હિંમત રાખવી, સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપ્યાથી સારૂં ફળ નિપજે છે, યોગ્ય વયે વિવાહ થયેથી સ્ત્રી પુરૂષ બંનેના લાભમાં સારૂ પરિણામ આવે છે, આદિ બાબતો ઉપર એમણે યોગ્ય વિવેચન કર્યું છે. લગભગ સઘલા હિંદુ લેખકોનાં નાટકો સાહિત્યની દૃષ્ટિથી લખાયલાં છે. રણછોડભાઇનાં નાટકો પણ આજ વર્ગનાં છે. એમણે પોતે કહ્યું છે તેમ "પ્રાચીન અર્વાચીન વિદ્વાનોનાં ઉંચ પંકિતનાં નાટક સમજવાને એમનાં પુસ્તકો સાધન ભુત થઈ પડે છે." કેથે કેથે એમની ભાષા શૈલી રસિક તથા ખેંચાણકારક છે. જેમકે :—

સૂત્રધાર—અરેરે, તને એવી માથાંની બાયડી મળી છે?

વિદૂષક—અક્કલના દુશ્મન, માથાંની ના મળે ત્યારે માથા વિનાની મળે? તારી વહુ તો માથાં વિનાની હશે! (જયકુમારી વિજય નાટક).

કેથે કેથે ગ્રંથકારે શબ્દોની ઉપર ઉંચ પ્રકારની રમત કરી છે. દાખલા તરીકે ઉપલાંજ નાટકમાં સરકારી દવાખાનાના લાલચુ ડાકટર સાહેબ "ઘણું કામ છે," એવું બહાનું કાઢીને દરદીઓને પડતા મેળી પાસેના ઓરડામાં જઈ સોકટાં રમવા બેશે છે, તે દૂરથી જોઇ જયકુમારી કહે છે :—

"મારી મા પણે પિડાય છે, ને આ તો સોકટાં રમવા બેઠા." ઓષધ આપનાર—"તારે વેહેલાં આવવું તું કની, એક ઘાણ પતાવ્યો ત્યારે આ તો બીજો બાણ છે." પહેલો રોગી—"અમારો ઘાણજ વાળવા બેઠા છો તો?" જયકુમારી—"ચાલો બાઇ, આપણે ડાકટર પાસે જઇએ."

ડાક્ટર—"એક પોબાર, જો જો પોબાર પડ્યા. માર માર, પેલું જુગ માર!" એક સ્ત્રી—"જોયું? ડાક્ટરને અહિં તો મારવાનો ધંધો છે." જયકુમારી—..."સાહેબ મારી મા;" ડાક્ટર—"ફીધા નહિ કે મરવા દે. ચાલ જા બેશ ત્યાં; આવિચેચ, તારી ભાંજડગાંમ મારી સોકટી મરી ગઈ, અરેરે! જા, જા, બેસ." જયકુમારી—"ખમા કરો મારી માને, તમારી નિર્જીવ સોકટી મરવાથી તમને આટલું બધું લાગે છે તો મારી મા,"...ડાકતર—"મરે તેમાં મને સનાન સૂતક શું લાગવાનો છે?" પહેલી રોગી—"અરે બેન, ડાકટરનાં કાળજાં કઠણ હોય."

**નર્મદાશંકર લાલશંકર**—ગુજરાતી ભાષા કવિ નર્મદાશંકરને બહુજ ઋણી છે. એમણે ગદ્ય તથા પદ્યમાં મનોરંજક ઉંચ પંક્તિનાં લખાણો કીધાં છે, તેની નોંધ સંક્ષેપમાં આપણે લઇ ચુકયા છીએ. એમનાં નાટકો પણ રસિક, જુસ્સાદાર શૈલીમાં રચાયલાં છે. એમનાં મુખ્ય નાટકો "રામજાનકીદર્શન" તથા "દ્રૌપદીદર્શન" છે.

સીતાસ્વયંવર ટાણે મિથિલેશ્વર મહારાજા જનકે રાજાઓ તથા વીરલાઓને નોત્રું દઇ બોલાવ્યા હતા; તેઓ જે મંડપમાં ભેગા થયા હતા તેનું રસિક વર્ણન રામજાનકીદર્શનમાં નીચે પ્રમાણે છે:—

"આહા કેવું વિરાજે છે આ મંડપ! કેવું એ વિશાળ, કેવા સ્તંભ ને કેવી રચના! સ્ત્રીઓને માટે જાળીવાળા ઝરૂખા, કટેરાવાળી બારીઓ, અને કાચના ગોખો! આસપાસ દેશદેશના ભૂપાળો અધીસ્વરો ને મંડલેશ્વરો પોતપોતાના વસ્ત્રઅલંકાર આયુદ્ધના ને બેસવાના જોવાના ઠાઠમાં ભવ્ય રાજે છે. અને આ પાસ ભૂદેવો ઋષિયો ને બ્રાહ્મણો પોતપોતાના જટાશિખા, ભસ્મ, ચંદન, પોથી, માળાના ને ચોક્ખાઈ સાદાઇના સાજમાં દિવ્ય રાચે છે! મધ્યે પાંચ સહસ્ર બળિયાઓએ આઠ ચક્રના રથમાંથી ઉતારી અહિં આણી મૂકેલું સો ઘંટાવાળું શિવધનુષ્ય મણિસુવર્ણે મઢેલું પ્રચંડ પ્રકાશે છે! પ્રાત:કાળનો પહેલો પહોર છે, સુગંધશીત વાયુ મંદ મંદ વાય છે, વાજિંત્રોના નાદ સુસ્વરા થાય છે, ને નગર નારીઓ હરખે જોવા આવી ઉભરાય છે. સમારંભ જય પામો. (પા. ૧૮).

**કવિ દલપતરામ**—એમનું "મિથ્યાભિમાન" નાટક રમુજી તથા બોધદાયક છે. આમાં વાર્તાનું સ્વરૂપ વિશેષ દીસે છે. સોરઠ દેશ—નદીઓ, સ્ત્રિઓ, ઘોડીઓ, સોમનાથ અને દ્વારકા એ પાંચ વડે વખણાય છે, તેના વિરૂદ્ધ જવાબમાં ઇડર જીલ્લાના પાંચ વાનાં વખણાય છે તે વિષે વિદૂષક અર્ધ સંસ્કૃત તથા લગાર રમુજી ભાષામાં કહે છે:—

ઇડરે પંચરત્નાનિ પાણી પાષણ પાંદડાં,<br>
ચતુર્થં ગાલિદાનં ચ પંચમં વસ્ત્ર લોચનં.

દલપતરામનું "લક્ષ્મી" નાટક પણ હાસ્યજનક તથા બોધ આપે એવું છે. શૈલી સાદી અનુકરણ કરવા જેવી છે. લક્ષ્મી યાને પૈસા સંબંધી નીચલો વાદવિવાદ રમુજ આપે છે.

રાજા—"વળી લક્ષ્મીજ સારૂં દરજી તથા વણકર લૂગડાં બનાવે છે, અને ખેડુત ખેડ કરે છે, સુતાર મોચી ઘાંચી સૌ પોતપોતાનો ધંધો કરે છે. અને માતાજી (=લક્ષ્મીજી), તમારીજ સહાયતા ન હોય તો સૌ લોકો નાગા-ભૂખ્યા રહે." ભીમડો—"એ વાત ખરી છે. તારા (=લક્ષ્મી) સારૂંજ ચોર વાટ પાડે છે, ખાતર પાડે છે, અને કેટલાક વ્યાજખોર લોકો બમણું બ્યાજ ખાય છે. ગામડાં ઉપર રૂપીઆ ધીરીને રાજાઓને ભીખ માંગતા કરે છે. સોલ પંચાં બ્યાશી અને બે છુટના એટલે એંશી રૂપીઆ ખાતે માંડે છે."

આપણે ઉપર માત્ર થોડાજ નાટકકારોનાં નાટકોનું અવલોકન કર્યું છે. નીચલા નાટકકારોના ગ્રંથો પણ વાંચવા યોગ્ય છે:

(૧) મણિલાલ નભુભાઇ—ઉત્તરરામ ચરિત્ર, કાંતા, (૨) કેશવ હર્ષદ ધ્રુવ—મુદ્રારાક્ષસ, (૩) નવલરામ લક્ષ્મીરામ—ભટનું ભોપાળું, વીરમતી.

## પરિશિષ્ટ ખ.

### જોડણીના નિયમો.

શબ્દો મધ્યે આવેલા અક્ષરોને ચોક્કસ નિયમાનુસાર ગોઠવી, લખવાની રીતને "વર્ણરચના" અથવા "અક્ષરવિન્યાસ" અથવા (સાધારણ શબ્દમાં બોલીએ તો) "જોડણી" કહેવામાં આવે છે. ગુજરાતી ભાષામાં જોડણી તદન ઢંગધડાવગરની પ્રથમથીજ હતી. પણ પાછળથી અનેક સાક્ષરોએ જગાડેલી નવી નવી ચર્ચાથી મામલો સુધરવાને બદલે સામો બગડી ગયો છે, આમ કહેવું ખોટું નથી. આપણા મતે જોડણીનું સ્વરૂપ શબ્દોનું ખરૂં લેખન શું છે તે દાખવવાનું છે; શબ્દોના ઉચ્ચાર કેમ કરવા તે દર્શાવવાનું કામ તેનું નથી. જોડણી ખરી હોય, છતાં જો તેનો ઉચ્ચાર ખોટો કરવામાં આવે તો તે સુધારવાનું કામ શિક્ષકનું છે. દાખલા તરીકે "દૃષ્ટિ" એ ખરી જોડણી છે, પણ જો કોઇ તેનો ઉચ્ચાર "દ્રષ્ટિ" કરે તો તે ખોટો ગણાય. બેશક જોડણીની લેખન પદ્ધતિ ઉપરથી ઉચ્ચાર દાખવી શકાતો હોય તો તે અનિષ્ટ નથી. પણ તેમ કરતાં અનેક નવા સ્વરો, નવાં વ્યંજનો અથવા નવી સંજ્ઞાઓ યોજવાં પડે તો દરદ કરતાં ઉપાય વધુ ભારે પડે.

ગુજરાતી ભાષામાં અનેક શબ્દો એવા છે કે જેની જોડણી તેજ હોવા છતાં ભિન્ન ઉચ્ચારે વાંચતાં ભિન્ન અર્થો ઉઠે છે. જેમકે કેરી (=તાણી અથવા ફળ), કર (=હાથ, અથવા તું બનાવ), પેર (=માફક અથવા ફળ), કોટ (=કિલ્લો અથવા ફળ), ચોરો (=જગા અથવા લુટારા), કોઠી (=દાણા ભરવાની જગા, અથવા ઝાડ), ગોળ (=ખાવાની ચીજ અથવા વર્તુળ) ઇત્યાદિ. આ શબ્દોના યોગ્ય ઉચ્ચારો તથા તે ઉચ્ચારો ઉપરથી તેના અર્થો દર્શાવવા જુદી જુદી સંજ્ઞા વાપરી હોય તો ચાલે. પરંતુ અનેક સ્વર યા વ્યંજનને લાંબા પહોળા અવાજથી અથવા પ્રાંતિક રીતે કે પરદેશી પદ્ધતિએ ઉચ્ચારવા સારૂં જુદાંજુદાં ચિહનો વાપરવા માંડિયે તો છેડો ક્યાં આવે તેનો વિચાર કરવો જોઇએ છે. માત્ર એકાદ બે ગૃહસ્થો તરફથી "તેજ, નઝાદ, કૉલ, ઑાર" વગેરે શબ્દો માટે ભિન્ન ભિન્ન વર્ણો યોજવાની સૂચનાઓ થઇ ચુકી છે ત્યારે બીજા અનેક ઉચ્ચારોના સંબંધમાં પાર ક્યાં આવશે તેનો વિચાર કરતાં માલમ પડે છે કે જુદા જુદા નવીન વર્ણો શોધી કાઢવાની રીત **મોટે ભાગે** પસંદ કરવા જોગ નથી.

પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયાએ જોડણીના સંબંધમાં કેટલુંક અગત્યનું વિવેચન કર્યું છે. તેમણે જુદાં જુદાં મંડળોએ તથા અનેક સાક્ષરોએ સૂચવેલા નિયમો ઉપર ટીકા કરી છે તે વાંચવા જોગ છે. એમના નિબંધે પુષ્કળ ચર્ચા જગાડી હતી. પરંતુ અદ્યાપિ કશું સબળ પરિણામ આવ્યું નથી, તે શોચનીય છે. રા. નરસિંહરાવે આપેલા જુદા જુદા પરિશિષ્ટોમાં* "ગુજરાતી વાંચનમાળા માટે રિવિઝન કમિટિએ છેવટે સ્વીકારેલા જોડણીના નિયમો," તથા ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે નેમેલી જોડણી કમિટિના રિપોર્ટમાં આપેલા નિયમો મોટે ભાગે પસંદ કરવા કરવા જોગ છે. આ નિયમોને લગાર વિસ્તારીને યોગ્ય ફેરફાર સાથે આપવાની જરૂર છે. પહેલાં આપણે સામાન્ય

---

* જોડણી વિષે કેશવરાવ હર્ષદરાવ ધ્રુવે ઇ. સ. ૧૮૯૩ માં નિયમો ઘડયા હતા. ૧૮૯૬ ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીએ કેટલાક નિયમો સૂચવ્યા હતા. ૧૮૯૮ માં માધવલાલ હ. દેશાઇ તથા છોટાલાલ નરભેરામે ચર્ચા કરી હતી. પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં આનંદશંકર બા. ધ્રુવ તથા વ્રજલાલ પુ. મેહેતાએ નિબંધો રજુ કીધા હતા. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળાએ "કેળવણીનું શાસ્ત્ર" માં જોડણીના કેટલાક નિયમો આપ્યા છે. ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે નેમેલી જોડણી કમિટિનો રિપોર્ટ જે ચોથી ગુ. સા. પરિષદ્‌ના રિપોર્ટમાં છપાયો છે તેમાં જોડણીના નિયમો આપેલા છે તે મોટે ભાગે ઉપયોગમાં લેવા જોગ છે. રા. ભીમભાઇ દેશાઇએ પારસીઓના ઉપયોગ માટે એક નાનું પુસ્તક પ્રકટ કર્યું છે તે તેઓએ જરૂર વાંચવું જોઇએ છે.

નિયમો આપીશું, કે જે કોઇ પણ વ્યકિતએ અથવા મંડળી આપવાની અગત્યતા પીછાણી નથી. સામાન્ય નિયમો નીચે પ્રમાણે સૂચવી શકાય :—

(૧) શબ્દોને બનતાં સુધી કાનને રુચે એવા તથા જીભને થોડો શ્રમ પડે એવા બનાવવા; તેઓને અતિશય કઠોર અથવા અતિશય મૃદુ કરવા નહિ.

**નોંધ**—આ નિયમને મૃદુતા અથવા મધુરતા (Euphony) એવું નામ આપેલું યોગ્ય ગણાશે. આ નિયમ બીજા સઘળા નિયમો ઉપર સરસાઇ ભોગવે છે.

(૨) શબ્દોની જોડણી એવી રીતે કરવી કે જેથી તે જેમ બને તેમ વ્યુત્પત્તિની નજદીકમાં રહી શકે.

(૩) ખેંચતાણ કરી શબ્દોને કૃત્રિમ રૂપ આપવું નહિ.

(૪) સાક્ષર વર્ગે જે જોડણી લાંબા કાળથી મંજૂર રાખી હોય તેમાં બનતાં સુધી ઝાઝો ફેરફાર કરવો નહિ.

(૫) પહેલા નિયમનો પેટા નિયમ આ છે કે શબ્દોને અઘટિત લાંબા આકાર આપવા નહિ, પરંતુ જેમ બને તેમ થોડા અક્ષરોવાળી જોડણી મૃદુતાનો ભંગ કીધા વિના પસંદ કરવી.

ઉપલા સામાન્ય નિયમો ધ્યાનમાં રાખીને નીચલા ખાસ નિયમો યોજ્યા* છે.

(૧) **હકાર**—વ્યંજન હ કાનને બહુ કઠોર લાગે છે, પણ અગરજો તે કેટલાંક વ્યંજનો સાથે જોડાઇ જાય છે તો, જોડાક્ષર વધુ કઠોર બને છે. માટે એવા કઠોર જોડાક્ષરો વાપરવા નહિ. જેમકે :—

કહેવું—નહિ કે ક્હેવું. બહેન—નહિ કે બ્હેન. પહોંચવું—નહિ કે પ્હોંચવું. પહેલું—નહિ કે પ્હેલું. પહોળું—નહિ કે પ્હોળું. નહાવું—નહિ કે ન્હાવું. વહેલું—નહિ કે વ્હેલું. વહેંચવું—નહિ કે વ્હેંચવું. રહે—નહિ કે ર્‌હે.

**નોંધ**—બેહેન, પોહોંચવું, પેહેલું, પોહોળું, નાહાવું, વેહેલું, વેહેંચવું, રેહે, આમ જોડણી કરવી નહિ; કારણ કે શબ્દોની શરૂઆત લાંબા અવાજની હોવાથી કાનને અયોગ્ય કઠોરતાનો ભાસ થાય છે તથા જીભને તસ્દી પડે છે.

* આ લખનારે પોતે બનતાં સુધી આ નિયમાનુસાર લખાણ કીધું છે. પરંતુ જ્યાં જ્યાં ગ્રંથકારોના ઉતારા આપ્યા છે ત્યાં ત્યાં તેઓએ કરેલી જોડણી મોટે ભાગે દાખલ કરી છે.

નાનો, મોટો, મારો, અમારો, મેં મોં, બીક, તેમનું, ત્યાં, જ્યાં, તેવો, આમ જોડણી કરવી—નહિ કે ન્હાનો, મ્હોટો, મ્હારો, હમારો, મ્હેં, મ્હોં, બ્હીક, ત્હેમનું, ત્હાં, જ્હાં, ત્હેવો.

**નોંધ**—નાહનો, મોહોટો, માહારો, અહમારો, મેંહ, મોંહ, બીહીક, ત્હેમનું, ત્હાં, જ્હાં, આમ લખવાથી શબ્દોને અત્રુટિત લાંબો આકાર મળે છે તે અનિષ્ટ છે.

**નોંધ**—અમારો ને બદલે હમારો લખીએ તો ખોટું નથી, સબબ કે તે જોડણી સંસ્કૃત વ્યુત્પત્તિની બહુ નજદીકમાં છે, પરંતુ અપભ્રંશ "અમ્હાસુ" (=અમારામાં) શબ્દ ઉપરથી "હ" ની જરૂર માલૂમ પડતી નથી. પણ એમણેને બદલે હેમણે, એવું ને બદલે હેવું, એનેને બદલે હેને, આમ જોડણી કીધાથી એ શબ્દો કાનને અતિ કઠોર લાગે છે. આથી ઉંધી રીતે હમણાં, હવે, હું ને બદલે અનુક્રમે અમણાં, અવે, ઉં લખવાથી અતિશય મૃદુતાનો દોષ લાગુ પડે છે; માટે પાછલી જોડણી અયોગ્ય છે.

ચઢવું, પઢવું, કાઢવું ને બદલે ચહડવું, પહડવું, કહાડવું આમ લખ્યાથી જો કે શબ્દો મૃદુ બને છે, છતાં અતિ લાંબા આકાર હોવાથી તે પસંદ કરવા નહિ.

લોઢું, મોઢું ને બદલે લ્હોડું, મ્હોડું આમ લખીએ તો વ્યુત્પત્તિ સહેલાઇથી જણાઇ આવે છે, છતાં આ જોડણી "દંષ્ટ્રાભંજક" હોવાથી પડતી મેળવી ઘટે છે.

લ્હો (=લોઢું), લ્હોહી, આ જોડણી કાનને કઠોર લાગે છે તથા જીભને મહેનત આપે છે, માટે લોહ, લોહી આમ લખવું.

(૨) **યકાર**—ઘણાક પુરાતન તથા આધુનિક સારા લેખકોના ગ્રંથોમાં આંખ્ય, ગાંઠ્ય, છાલ્ય, કાલ્ય, રીત્ય આદિ નામો, તથા આવ્ય રમ્ય, બોલ્ય, લખ્ય, કર્ય વગેરે ક્રિયાપદનાં આજ્ઞાર્થ રૂપો વપરાયલાં આપણે જોઇએ છીએ. આવી જોડણી સામળભટ, નર્મદાશંકર, દલપતરામ, ગોવિંદરામ, નરસિંહરાવ તથા બીજા નામીચા ગ્રંથકારોનાં લખાણોમાં જડે છે. કહેવામાં આવ્યું છે કે આ પ્રકારની જોડણીમાં યકાર લઘુ છે, યાને તેનો ઉચ્ચાર નહિ જેવો છે; તથા આ જોડણીઓ વ્યુત્પત્તિની નજદીકમાં છે. પરંતુ આપણને જાણવું જોઇએ છે કે યકારના લઘુ તથા ગુરૂ ઉચ્ચારો કરવા મંડીશું, તો બીજાં ઘણાંક વ્યંજનોના સંબંધમાં તેમજ કરવું પડશે. વળી "રમ્ય" શબ્દનો અર્થ તો સંસ્કૃત ઉપરથી

ગમત આપનાર થાય છે. માટે આંખ, ગાંઠ, છાલ (=છાળ), કાલ (=કાળ), રીત, આવ, રમ, બોલ, લખ આદિ જોડણી પસંદ કરવા જોગ છે.

મૃદુતાના નિયમે "કયું" લખવું, "કિયું" નહિ. એજ નિયમને અનુસરીને ક્રિયાપદોના સંબંધમાં આવતા "એ" તથા "એવું" પ્રત્યયોને "ય" તથા "યલું" લખવા. જેમકે જાય, ખાય, નહાય, જોય, ધોય, પાયલું, ધોયલું.

(૩) **શકાર, ષકાર તથા સકાર**—શકાર તથા સકારના સંબંધમાં મધુરતાના નિયમનેજ ધ્યાનમાં રાખીને સાક્ષરોએ લાંબા વખતથી અમુક જોડણી અમુક પદ્ધતિએ કરી છે. શું, કશું, જશું, કહીશું, થશે, હશે, મુશ્કેલ, બેશક, શકવું, અશક્ય, શક્તિ, દશ આદિ જોડણી બરાબર છે. શક્તિ, શકીશું, દશ વગેરે સંસ્કૃત ઉપરથી નિકળેલા શબ્દો છે, માટે અત્રે સકાર યોગ્ય નથી. કદાચ કહેવામાં આવશે કે પ્રાકૃતમાં તો સકાર છે. પણ ફક્ત પ્રાકૃત ઉપરથી ગુજરાતી શબ્દો ઉત્પન્ન થયા નથી. દાખલા તરીકે "સિરિમન્ત," "કન્ના," "મણોરહ" આ સઘળાં પ્રાકૃત રૂપો છે, પણ "શ્રીમંત," "કન્યા," "મનોરથ" આદિ શબ્દો સંસ્કૃત ઉપરથીજ આવ્યા છે. માટે "સ્રીમંત" જોડણી બરાબર નથી.

બેસ, બેસી, બેસીશું, પીરસ, પીરસી, પારસી, ડોસી, આરસી, ખુરસી, વાસી, વાસણ, ભસવું, વગેરેમાં મધુરતાના નિયમે શકાર બરાબર ગણાય નહિ. પણ શામળ અથવા સામળ બંને ચાલી શકે.

"વિષે" શબ્દ "વિષયે" નો ટુંકો આકાર છે, માટે વિસે અથવા વિશે લખવું નહિ.

(૪) **રકાર**—જ્યારે શબ્દોમાં રકાર જોડાઈ આવે છે ત્યારે કેટલાક લેખકો તેમાં "અ" ઉમેરી "ર" બનાવે છે. આમ કીધાથી તે શબ્દો ઉચ્ચારવામાં સવળતા થાય છે, પણ તે કાનને અતિમૃદુ લાગ્યાથી તથા વ્યુત્પત્તિથી વેગળા જતા હોવાથી બહુધા અનિષ્ટ દીશે છે. માટે મર્મ, માર્ગ, ધર્મ, કર્મ, મંત્ર, શ્રમ, પ્રમાણ આમ જોડણી કરવી—નહિ કે મરમ, મારગ, વરસ, ધરમ, કરમ, મંતર, શરમ, પરમાણ.

**નોંધ**—જ્યારે શબ્દનો અર્થ વ્યુત્પતિથી દૂર હઠી જાય છે અથવા બીજો આકાર પકડે છે ત્યારે આ નિયમ લાગુ પડતો નથી; જેમકે પરમાણું, હરખ (નહિ કે હર્ષ ઉપરથી હર્ખ).

**નોંધ**—કરમનો અર્થ જીવડું, તથા શરમનો અર્થ લજ્જા થાય છે.

(૫) **લકાર-ળકાર**—કેટલાક સાક્ષરોના મતે સંસ્કૃત શબ્દોને છેડે લકાર હોય તો ળકાર કરવો—જેમકે કાળ, કુળ, મૂળ, જળ, ફળ, સ્થળ, સરળ, બાળ, કલ્લોળ વગેરે. આપણા મતે બંને લકાર તથા ળકાર યોગ્ય છે. પરંતુ ફારસીમાંથી ઉત્પન્ન થયલા શબ્દોમાં ળકાર કરવો નહિ; જેમકે મહેલ, ફેલ પફેલ, બેહાલ, કબૂલ, દીલ, પૂલ આમ જોડણી કરવી; ળકાર કરવો નહિ.

**નોંધ**—ગાલ અને ગાળ શબ્દો જુદાજ છે તે યાદ રાખવું.

**નોંધ**—સામાસિક શબ્દોમાં આપણા મત પ્રમાણે લકાર કે ળકાર હોઇ શકે, જેમકે કળાભવન-કલાભવન, બાળબોધ—બાલબોધ, કાલિદાસ-કાળિદાસ. પણ લ જ્યારે શબ્દની વચ્ચે આવે છે ત્યારે સંસ્કૃત જોડણીજ કાયમ રાખવી; જેમકે કલહ—નહિ કે કળહ.

(૬) **ઇકાર તથા ઉકાર**—ગુજરાતી ભાષા મોટે ભાગે અપભ્રંશ-માંથી ઉતરી આવેલી છે, તેમાં કહિં, તહિં, અહિં શબ્દો જડે છે. આ જોડણીને અનુસરીને દહિં, નહિં, લખીએ તો ચાલે. સંસ્કૃતમાં ન હિ આમ જોડણી છે; પણ ઘણાક સાક્ષરો "નહિ" તથા "નહીં" લખે છે. પહેલી જોડણી સંસ્કૃત ઉપરથી છે, માટે દોષ કાઢી શકાય એમ નથી. કેટલીક વખતે "નહિ" શબ્દનો પાછલો ભાગ બહુજ ભાર સાથે નાકમાંથી બોલાય છે, માટે "નહીં" જોડણી પણ અયોગ્ય નથી. આ જોડણી જ્યારે નકાર બહુજ જુસ્સાથી દર્શાવવો હોય ત્યારે વાપરવી જોઇએ એમ દીસે છે.

મધુરતાનો નિયમ ધ્યાનમાં રાખીને હ્રસ્વ ઇકારાંત સંસ્કૃત વિશેષ નામોને દીર્ઘ લખવાં—જેમકે હરી, મણી, શાંતી, દીવાળી (દીપાવલિ ઉપરથી). **નોંધ**—અત્રે શબ્દોની વ્યુત્પત્તિ સંસ્કૃત હોવા છતાં મધુરતાના નિયમને વધુ વજન આપ્યું છે તે સ્પષ્ટ છે.

જ્યારે એકાક્ષરી શબ્દ ઇકારાન્ત હોય, ત્યારે ઉપલાજ નિયમે ઇ દીર્ઘ રાખવી; જેમકે ઘી, છી, જી, પી, બી, ફી (ઇંગ્રેજી ઉપરથી), શી વગેરે. એજ પ્રમાણે ચીં, છીં, જોડણી કરવી.

બે અથવા બેથી વધુ અક્ષરવાળા શબ્દોમાં ઇકાર આવેલો હોય ત્યાં **બહુધા** મૃદુતાનો નિયમ લાગુ પાડી એવી રીતે જોડણી કરવી, કે જેથી બે લાંબા ઉચ્ચારવાળા અક્ષરો સાથે સાથે આવે નહિ; બીજી રીતે બોલીએ તો દીર્ઘ ઉચ્ચાર સાથે લઘુ તથા લઘુ સાથે દીર્ઘ ઉચ્ચાર આવે એવી ગોઠવણ કરવી. આ નિયમ સંસ્કૃતમાંથી પાધરા ઉતરી આવેલા શબ્દોને લાગુ પાડવો નહિ.

**નોંધ**—અ, ઇ તથા ઉ ના ઉચ્ચાર હ્રસ્વ અથવા ટુંકા છે. આ, ઈ, ઊ, ઐ, ઔ ના ઉચ્ચારો દીર્ઘ અથવા લાંબા છે. પણ એ તથા એના ઉચ્ચારો લાંબા કરવા કે ટુંકા, તે દરેક શબ્દની બાબતમાં અનુભવથી માલૂમ પડે છે. જોડાક્ષરની આગળનો સ્વર લાંબો ગણવો. દાખલા :— કડી, કઢી, ભીખ, શીખ, શિખા, મરી, મુજી, લીલું, પીળું, કોડી, ગોરી, ખોરી, ખેડી, સુધી, રીસ, ખેતી, હિંદ (=હિન્દ), સિંધ (=સિન્ધ), બુદ્ધિ, પુષ્ટિ, હિસ્સો, કિસ્સો, ગિલ્લિ, ખુલ્લું, પિત્તો, ચિત્ત, ચિત્તો.

**નોંધ**—રહિત, ચલિત, વિદિત, મિથુન આદિ શબ્દો સંસ્કૃત હોવાથી તેજ જોડણી કાયમ રાખવી.

**નોંધ**—રિવિઝન કમિટિએ કીડી, હીંડ, આમ જોડણી કરી છે; તેનું કારણ આ દીશે છે, કે એ શબ્દોના ઉચ્ચાર બે કટકામાં થાય છે; જેમકે કી—ડી, હીં—ડ. એજ પ્રમાણે મીડી, મૂડી, રૂઢી આમ જોડણી દોષ વિનાની ગણાય. મૂઢિ ( અથવા મુઢિ ), રૂઢિ આ જોડણીઓ વ્યુત્પત્તિની નજદીકમાં હોવાથી તે સ્વીકારવી ઘટે છે.

**નોંધ**—ખાડી, ખાદી, માંદી, સાજી, ભાજી, તાજી વગેરે શબ્દો નારીજાતિના હોવાથી વ્યાકરણના નિયમને સરસાઇ આપવામાં આવે છે; અથવા આ શબ્દો પણ બે કટકે વંચાય છે, એમ માનીએ તો મધુરતાનો નિયમ જળવાઇ રહે છે.

ત્રણ અક્ષરવાળા શબ્દોની જોડણી—રસીલો, બિલાડો, ખીચડી, ચીતળ, ગીરવી, પીપુડી, પડીકું, કીચળ.

ચાર તથા વધુ અક્ષરવાલા શબ્દો—ખીસકોલી, શિખામણ, ચેતવણી, જાળવણી, બિહામણું, રીઝવવું, ઠીકઠાક, કાકલુદી, ચકચકીત, ઝળઝળીત.

**નોંધ**—ઉપલા શબ્દો ત્રણ અક્ષરી હોય એમ વંચાય છે; આ પ્રમાણે :—ખીસ્કોલી, શિખામ્ણ, ચેતવ્ણી જાળવ્ણી, બિહામ્ણું, રીઝવ્વું, ઠીક્ઠાક, કાક્લુદી.

**નોંધ**—ચકચકીત, ઝળઝળીત, આ શબ્દો બબ્બે શબ્દોના બન્યા હોય એમ દીશે છે. આ પ્રમાણે ચક-ચકીત, ઝળ-ઝળીત.

જે નિયમો આપણે ઇકારના સંબંધમાં કહ્યા છે તેજ ઉકારને પણ લાગુ પડે છે. પણ એકાક્ષરી ઉકારમાં અનુસ્વાર હોય તો તેને હ્રસ્વજ રાખવો ; જેમકે

જૂ, ભૂ, લૂ, રૂ, સૂ, હું, શું, થું.

બે અક્ષરવાળા શબ્દો—લિંબુ, બુંદ, લાડુ, કુવો, સુધી, સુતો, ખુણું, દૂધ, ધૂળ, ચૂક, ટુંકું, છુટી, જુનું, જુટ, જુદું.

**નોંધ**—જ્યારે ઉકાર અનુસ્વાર સાથે આવે છે ત્યારે તેને દીર્ઘ ઊ ગણવો.

એથી વધુ અક્ષરવાળા શબ્દો—ખેડુત, તુરાસ, પૂજવું, લૂગડું, મુનાસબ, લૂટફાટ, વિસરાળુ.

**(૭) દીર્ઘ ઇ હ્રસ્વ ક્યારે થાય છે**—મૃદુતાના નિયમને લીધેજ શબ્દો મધ્યેના ઇકાર તથા ઉકાર જ્યારે તે શબ્દોમાં વિકાર થાય છે ત્યારે હ્રસ્વ બને છે—જેમકે પીલવું ઉપરથી પિલાવવું, પિલાય. પીવું-પિવાડવું. ખીલવું-ખિલવવું. ભૂલવું-ભુલાવવું, ભુલાય. સૂવું-સુવાડવું, સુવાય. શીખવું-શિખવવું, શિખાડવું, શિખાય (પણ શીખવ). મૂકવું-મુકાવવું, મુકાય, (પણ મૂક).

**નોંધ**—શિખવવુંમાં ખ નો ઉચ્ચાર ખ્ જેવો થાય છે, માટે આ જોડણી નિયમ વિરુદ્ધ નથી. ખુદ વ્યુત્પત્તિ शिक्ष—सिक्ख ઉપરથી આ બીના સિદ્ધ થાય છે. આજ પ્રમાણે જે જે શબ્દોમાં અકારાંત અક્ષર ટુંકો બોલાય છે ત્યાં ફક્ત તેને વ્યંજન તરીકે ગણવો. આ નિયમને લીધેજ "ગુજરાતી" શબ્દમાં ઉ હ્રસ્વ જોઇએ; કેમકે જ ખોડેલા જેવો ઉચ્ચારવામાં આવે છે; જોકે વ્યુત્પત્તિને આધારે જોડણી "ગૂજરાતી" થવી જોઇએ. અત્રે મૃદુતાના નિયમને વ્યુત્પત્તિ ઉપર સરસાઈ આપવામાં આવેલી છે.

**(૮) ઇ તથા ઉ સાથે આ, ઉ, એ તથા ઓ આવે ત્યારે જોડણી કેમ કરવી ?**

સવાલ આ છે કે નીચલા શબ્દોની જોડણીમાંથી કઇ પસંદ કરવી—પીએ, પિયે કે પ્યે; કડીઓ, કડિયો કે કડ્યો; ખડીઓ, ખડિયો કે ખડ્યો; ગણીઆ, ગણિયા કે ગણ્યા, આવીઆ, આવિયા કે આવ્યા; છીએ, છિયે કે છ્યે; સુઓ, સુવો કે સ્વો; કરીએ, કરિયે કે કર્યે; લખીએ, લખિયે કે લખ્યે; ચોપડીઓ, ચોપડિયો કે ચોપડ્યો; જગાડીએ, જગાડિયે કે જગાડ્યે; બેસાડીઉં, બેસાડિયું કે બેસાડ્યું; પીરસીઓ, પીરસિયો કે પીરસ્યો; પખવાડીઉં, પખવાડિયું કે પખવાડ્યું;

જ્યારે શબ્દ નામ અથવા વિશેષણ હોય ત્યારે નીચલાં ઉદાહરણોને અનુસરીને જોડણી કરવી :—

કડિયો, ખડિયો, પખવાડિયું, હથિયાર, દરિયો, પિયર, સમોવડિયો, કોહોડિયો, વાણિયો, ગામડિયો, ઘડિયાળ, રમતિયાળ, દુ:ખિયારું, રળિયાત.

જ્યારે ભૂતકાળ અથવા ભૂતકૃદંતના આકારો અથવા આજ્ઞાર્થક ક્રિયાપદ આવે ત્યારે નીચે પ્રમાણે જોડણી કરવી :—

ગણ્યા, આવ્યા, ચોપડયો, દ્યો, લ્યો. બેસાડ્યું, પીરસ્યો, કન્યાથી, વાપર્યામાં, લખ્યું વગેરે.

ક્રિયાપદના સાધારણ આકારોની જોડણી નીચે પ્રમાણે કરવી:—

છિયે અથવા છીએ, કરિયે અથવા કરીએ, જગાડિયે અથવા જગાડીએ, લખિયે અથવા લખીએ, બોલિયે અથવા બોલીએ.

ઇકારાંત તથા ઉકારાંત નામોનાં બહુવચન કરતી વેળાએ મૃદુતાના નિયમને બાજુએ મેળવો પડે છે. જેમકે:—

સ્ત્રીઓ, કવિઓ, ચોપડીઓ, શેરડીઓ, દિવાળીઓ, કડીઓ, વ્યભિચારીઓ, કારભારીઓ, જૂઓ.

**નોંધ**—દિવાળીઓ, દિવાળીનું બહુવચન છે.

**નોંધ**—ફારસી શબ્દોમાં તેઓનો ઉચ્ચાર કિંચિત્ અંશે જાળવી રાખવા નીચે પ્રમાણે જોડણી કરવી:—દુનિયા, દરિયો, હોશિયાર, વાહિયાત. એજ પ્રમાણે "લોહિયાર" જોડણી પણ ચાલી શકે.

(૯) **અલ્પપ્રાણ તથા મહાપ્રાણ વ્યંજનો**—બે મહાપ્રાણ વ્યંજનો સાથે આવે તો પહેલો અલ્પપ્રાણ તથા બીજો મહાપ્રાણ કરવો. બીજા બોલોમાં બોલીએ તો બેવડાયલા ખ, ઘ, છ, ઝ, ઠ, ઢ, થ, ધ, ફ, ભ, ને ક્ખ, ગ્ઘ, ચ્છ, જ્ઝ, ટ્ઠ, ડ્ઢ, ત્થ, દ્ધ, પ્ફ, બ્ભ. આમ લખવા. જેમકે:—

દક્ખણ, ચિક્ખલ, ચોક્ખું, ચોક્ખાઇ, તિક્ખું, ખક્ખો, વગ્ઘો.
ઇચ્છા, અચ્છેર, મચ્છર, ગુચ્છો, મચ્છી, કચ્છી પચ્છમ, આચ્છાદન, ઓચ્છવ, મ્લેચ્છ.

ઉજ્ઝત (સંસ્કૃત उज्झ् ધાતુ ઉપરથી).

અટ્ઠો, અટ્ઠાવીશ. વિટ્ઠલ, મટ્ઠો, મુટ્ઠિ, છટ્ઠો, ચિટ્ઠિ. બુડ્ઢો, બુડ્ઢો.

પત્થર, કત્થિલ, જત્થો, ઉત્થાપન, હત્થિદાંત, યુદ્ધ. યોદ્ધો, બુદ્ધિ, શુદ્ધિ, સિદ્ધ, પ્રસિદ્ધ, રિદ્ધ, વૃદ્ધિ, વૃદ્ધ, પદ્ધતિ. ઉદ્ધાર, ઉદ્ધત, અદ્ધર, ઓદ્ધો, સુદ્ધો, વિરુદ્ધ,

ડપ્ફુસ, ડફ્ફલ, નપ્ફટ. જબ્ભો. મોબ્ભો, ધબ્બો, દબ્ભુ.

(૧૦) **વ્યંજનાન્ત શબ્દો**—જે શબ્દોને છેડે વ્યંજન હોય તેને અ પ્રત્યય લગાડી વિભક્તિનાં રૂપો આપીએ તો ચાલે. જેમકે:—

અકસ્માતથી, જગતમાં, વિદ્વાનનું, ભાગ્યવાનને, મહાન, શક્તિમાન, વિક્રમ સંવતમાં.

**નોંધ**—અર્થાત્, સાક્ષાત્ કાર્યવસાત્,* અકસ્માત્,* કદાચિત્ વગેરે ક્રિયાવિશેષણ હોવાથી વ્યંજન કાયમ રાખવું.

(૧૧) **અનુસ્વાર તથા અનુનાસિક શબ્દો**—સામાન્ય નિયમ પ્રમાણે જોડણી જેમ બને તેમ ટુંકી કરવી, પરંતુ મૃદુતા, અર્થ કે રૂઢિને ભોગે નહિ. સંસ્કૃત જોડણીનો નિયમ ગુજરાતીને લાગુ પાડવાની જરૂર નથી.† જેમકે :—

અંક—નહિ કે અઙ્ક, અંગ—નહિ કે અઙ્ગ, આંજવું—નહિ કે આઞ્જવું, ઘંટ—નહિ કે ઘણ્ટ, જંપ—નહિ કે જમ્પ.

**નોંધ**—અનુનાસિક અક્ષરોથી જોડણી લાંબી થાય છે. પાઞ્ચ, કાણ્ઠલો, બાન્ધો, ચાન્દું વગેરે જોડણી ઇચ્છવા જોગ નથી એ તો સ્પષ્ટ છે.

અન્ન, પ્રસન્ન, ઉત્પન્ન, ખિન્ન, ભિન્ન આદિ શબ્દોમાં અનુસ્વાર લખીએ તો રૂઢિ વિરૂદ્ધ ગણાય. સંસ્કૃતમાં પણ આજ જોડણીઓ છે. એજ પ્રમાણે હુન્નર, કિન્નર, સન્મુખ, સન્માર્ગ, ઉન્માદ, સન્મતિ (=સારી મતિ) આમ જોડણી કરવી; સબબ કે સદ્, ઉદ્ માના દ્ નો ન્ થાય છે. સંમતિ શબ્દનો અર્થ ઐક્યતા થાય છે.

ઉંમર, કિંમત, હિંમત, મંમત, વગેરેમાં અનુસ્વારને બદલે મ ચાલે. પણ જોડણી લાંબી થવાનો દોષ રહે છે.

(૧૨) **ઇ, ર, ડ, ળ નો યકાર**—કેટલાક હિંદુઓ દોયડી, ઓયડી, ઓવાયણું, પાયણું આમ બોલે છે તથા લખે છે. પણ ખરી જોડણી તો દોરડી, ઓરડી, ઓવારણું, પારણું આમ છે.

ઢેયડી, ખાંયણી ને બદલે ઢેડી, ખાંડણી આમ લખવું જોઇએ છે. દયણું, ગયણું આ શબ્દો ખોટા છે. ખરી જોડણી દળણું, ગળણું આમ છે. ભાયડો, બાયડી, બાયલો, ફાયદો, કાયદો, પાયજામો, પાયતખ્ત, પાયલી, પાયમાલ, બોય, છાયડો, રાયતું વગેરે શબ્દોમાં ય ને બદલે ઇકાર વાપરવો નહિ.

**નોંધ**—બોય (=સુગંધ) ને બદલે બોઇ લખીએ તો એક જાતની મચ્છીનું નામ બને છે. ઘણાક લોકો પણ્ણી, બણ્ણી, ગણ્ણી, ખાણ્ણી,

---

* જુવો ઇ. સૂ. દેસાઇ કૃત "દિલ્લીપર હલ્લો" પા. ૧૨–૧૪.

† ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે નેમેલી કમિટિના રિપોર્ટ પ્રમાણે અસ્પૃષ્ટ નાસિક્ય (ઉદા૦ વંશ) અને ધ્વનિરૂપ નાસિક્ય (ઉદા૦ કંઇ, કાંતનું) ઉચ્ચારો અનુસ્વારથી દર્શાવવા. અને સ્પૃષ્ટ નાસિક્ય ઉચ્ચાર માટે અનુસ્વાર અને અનુનાસિકનો વિકલ્પ રાખવો. ઉદા૦ અંત=અન્ત, કંપ=કમ્પ.

ચાપણી, કોડુ઼ો, ઘડ઼ો, ખડ઼ો, હડ઼ો, વગેરે બોલે છે તથા લખે છે. આ શબ્દો પરણી, બરણી, ગળણી, ખાંડણી, ચાળણી, કોરડો, ઘરડો, હરડો, આમ લખવા જોઇએ.

(૧૩) **ફારસી, અરબી, અંગ્રેજી તથા સંસ્કૃત શબ્દો—** પરભાષાના શબ્દોની જોડણી લાંબા વખતથી રૂઢિમાં આવી હોય તે માન્ય રાખવી. જેમકે :—

ગેર (ગૈર નહિ, જો કે તે ખરો ફારસી ઉચ્ચાર છે); કોલ (કૌલ નહિ); ગોર (ગૌર નહિ); બારોબાર (બહારોબહાર નહિ); રેજો (રીઝેહ નહિ); કાવો (કહ્વહ્ નહિ); બરફ (બર્ફ નહિ);) ખુદી (ખુદે નહિ); નખરાં (નખરેહ નહિ); દસ્કત (દસ્તખત નહિ); ખબરદાર (ખબ્રદાર નહિ); કસર (કસ્ર નહિ); તાબે (તાબઅ્ નહિ); ઇજનેર (એંજિનિયર નહિ); સોજર (સોલ્જર નહિ); કાબીજ (કૅબેજ નહિ); પાટલૂન (પેંટેલૂન નહિ): પલટન (બટાલ્યન નહિ); માગસર (માર્ગશીર્ષ નહિ); ફાગણ (ફાલ્ગુણ નહિ); ભાદરવો (ભાદ્રપદ નહિ); પહોર (પ્રહર નહિ); કુવો (કૂપ નહિ); કાંકરો (કંકર નહિ); વાંસ (વંશ નહિ); તરસ (તૃષા નહિ).

**નોંધ—**વર્ષ–વરસ, ક્ષેત્ર–ખેતર, નક્ષત્ર–નખેતર, આમ બંને જોડણીઓ ખરી છે. કેટલાક હિંદુઓ ખબડદાર. તીરંબાજ આમ લખે છે (જુઓ અંધેરી નગરીનો ગર્ધવસેન પા. ૧૧૫), પણ ખરી જોડણી ખબરદાર, તીરંદાજ છે.

(૧૪) **સામાસિક શબ્દો—**સામાસિક શબ્દોમાં મૂળ શબ્દોની જોડણી કાયમ રાખવી. જેમકે ભાજીખાઉ, ભાજીપાલો, રાજીનામું, મહેતાગીરી, પૃથ્વીનાથ, પાણીદાર, ગાડીઘોડો.

**નોંધ—**૭ મા નિયમ પ્રમાણે ઉપલા દૃષ્ટાન્તોમાં ઈ હ્રસ્વ જોઇએ, પણ તે નિયમ સામાસિક શબ્દોને લાગુ પડતો નથી.

કેટલીક વખતે મૃદુતાનો નિયમ જાળવવા છુટા શબ્દોને જોડી તેમાં યોગ્ય ફેરફાર કરવો પડે છે—જેમકે આ ચીજ મને ગમતી **ન હતી,** અથવા આ ચીજ મને **નહોતી** ગમતી. કેટલાક લેખકો ન્હોતી લખે છે તે ઠીક દીસતું નથી.

(૧૫) યકાર-જકાર—સંસ્કૃત શબ્દોની શરૂઆતનો યકાર મોટે ભાગે જકારમાં બદલાય છે. સંસ્કૃત તથા ગુજરાતી બંને જોડણીઓ સામાન્ય રીતે વપરાય છે. જેમ કે :—

યવ-જવ, યમ-જમ, યાત્રા-જાત્રા, યશ-જશ, યુગ-જુગ, યોગ-જોગ, યોજન-જોજન, યોદ્ધો-જોદ્ધો, યુક્તિ-જુક્તિ, યમુના=જમના; કાર્ય (પ્રા. कज्ज)=કાજ; યત્ (પ્રા. जम्)=જેમ; अज्ज (પ્રા.)=આજ.

(૧૬) કેટલીક વખતે સંસ્કૃત ક્રિયાવિશેષણને વિભક્તિના પ્રત્યય લાગે છે; દાખલા :—

અત્રે,* અવશ્યે, શીઘ્રે† વગેરે. સંસ્કૃત શબ્દો अत्र, अवश्यं, शीघ्रं છે તેને બદલે અત્ર, અવશ્ય, શીઘ્ર લખીએ તો તે જોડણી પણ ચાલી શકે.

(૧૭) ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે નેમેલી જોડણી કમિટિના રિપોર્ટમાં કહ્યું છે તેમ તત્સમ ને તદ્ભવ બંને રૂપોને સ્વીકારવાં જોઇએ છે. જેમ કે :—

કઠણ-કઠિન, અચરજ-આશ્ચર્ય. સિપાઇ-સિપાહી. શણગારેલા—શૃંગારેલા.‡

---

* "તમે અગત્યના કામ માટે અત્રે બેઠા છો" (ઇ. સૂ. દેસાઇ-ગંગા પા. ૩૫).

† નારાયણ હેમચંદ્રે "યથાવિધિથી," "યથાસમયે" વગેરે જોડણી વાપરી છે (ભરતપ્રભા પા. ૧૦, ૧૨).

‡ ઉપલુંજ પુસ્તક પા. ૨૬. ૪૭.

